કરીને યૌગન્ધરાયણ મંત્રીએ પૂછયું; 'આ વેગવતી હાથિણી ધારેલ સ્થળે નિર્વિઘ્ને પહોંચશે કે નહિ ?'

તેના ઉત્તરમાં નિમિત્ત શાસ્ત્રમાં કુશળ એવા તે રત્નદત્ત જ્યોતિષીએ કહ્યું; 'આ વેગવતી હાથિણી સો યોજન જઇને તરતજ પ્રાણ ત્યજશે તે વખતે વિઘ્ન આવશે. આની પાછળ અનલગિરિ હસ્તી આવશે, તેથી તેનું વિઘ્ન નિવારવાને તે હાથિણીના મૂત્રના ભરેલા બે બે ઘડા બંને બાજુએ સ્થાપવા ને યોગ્ય સમયે તેનો ઉપયોગ કરવો.'

આ પ્રમાણે નિમિત્તિયાના કહેવાથી તે વાત લક્ષ્યમાં રાખીને યૌગન્ધરાયણે તે મુજબ વ્યવસ્થા કરાવી વેગવતીને તૈયાર કરી.

પછી ઘણું દાન આપી તે રત્નદત્ત જ્યોતિષીને સંતોષીને યૌગંધરાયણે તેને કહ્યું; 'આ વાત કોઈની પાસે તમારે કહેવી નહિ.' આમ કહીને તેને રજા આપી.

પછી વત્સરાજ, રાજકન્યા વાસવદત્તા, ઘોષવતી દાસી, ધાત્રી કાંચનમાળા અને હસ્તિનો રક્ષક તેમજ તેનો ચલાવનાર મહાવત આ બધાયે વેગવતી ઉપર આરૂઢ થયા. યૌગન્ધરાયણે સંજ્ઞા કરી એટલે વત્સાધિપતિ ચાલ્યો.

અનુક્રમે ઉજ્જયિનીની બહાર જે ઉદ્યાનમાં તેઓને ઉતરવાનું હતું તે સ્થળે તેઓ આવ્યા, ત્યારે ક્ષત્રિયના આચારમાં અગ્રેસર એવો વત્સરાજ ક્ષાત્રધર્મનું પાલન કરવા માટે આ પ્રમાણે મોટેથી બોલ્યો; 'આજે વાસવદત્તા, કાંચનમાળા, વસંતક નામનો હાથીનો રક્ષક, વેગવતી તથા ઘોષવતી તે સર્વને સ્વેચ્છાથી લઇને વત્સરાજ જાય છે, તેથી જે શૂર હોય તે મૂકાવવા માટે દોડજો.'

આમ મોટા ઉચ્ચારપૂર્વક ઉદ્‌ઘોષણા કરીને વેગવતીને ત્વરિત ગતિવડે ચલાવી ને. તે પણ ઉતાવળી ગતિથી ચાલવા લાગી.

## ૩ : અભયકુમાર પડકાર કરી વિદાય લે છે :

ચંડપ્રદ્યોત રાજા વગેરે સર્વેએ વત્સરાજે કહેલું સાંભળ્યું. પ્રદ્યોત રાજાએ કોપાકુળ થઇને સેવકોને આદેશ કર્યો; 'અરે દોડો ! દોડો ! તાકીદે મારા અપરાધીઓને પકડો અને મારી સમક્ષ હાજર કરો.'

ચંડપ્રદ્યોતરાજાનાં વચન સાંભળીને મંત્રી વગેરે સર્વે કહેવા લાગ્યા કે, 'સ્વામિન, તે તો વેગવતી ઉપર બેસીને જાય છે, તેને પકડવાને કોણ સમર્થ છે ?' તે સાંભળીને એક મંત્રીએ કહ્યું; 'મહારાજ આ વેગવતીની પાછળ અનલગિરિને દોડાવવો જોઇએ, અનલગિરિ હાથી વિના વેગવતીની ગતિ રોકવાને કોઇ સમર્થ નથી.'

'ભલે તેમ થાઓ, પણ કોઈ પણ પ્રયત્ને ઉદાયનને તાકીદે પકડીને અહિં લાવો.'

પછી અન્ય સૈનિકોની સાથે ચંડપ્રદ્યોતે પોતાના પુત્ર મહાબાહુને અનલગિરિ ઉપર બેસાડીને તે સર્વને તેની પાછળ દોડાવ્યા.

અતિ ઉતાવળી ગતિથી ચાલતો અનલગિરિ પચીશ યોજન ગયો ત્યારે વેગવતીની સાથે તેઓ થઇ ગયા.

તેને દૂરથી આવતો દેખીને વત્સરાજે એક હાથિણીના પેશાબથી ભરેલો ઘડો માર્ગમાં પછાડીને ફોડયો. મૂત્રની વાસથી મૂંઝાયેલો હસ્તી મૂત્રને સુંઘતો ઉભો રહ્યો. સિપાઇઓએ બહુ બહુ પ્રેર્યો, તો પણ એક ડગલું ચાલ્યો નહિ. એક ઘડી સુધી મૂત્રની ગંધથી જ્યારે તેનું મગજ ભરાયું, ત્યારે તે આગળ ચાલ્યો. વેગવતીએ આ એક ઘડીના આંતરામાં તો ઘણો પંથ ઓળંગ્યો. ફરીવાર પણ પચીશ યોજન ગયા ત્યારે વેગવતીની સાથે અનલગિરિ થઈ ગયો, ફરીવાર તેજ પ્રમાણે હાથિણીના પેશાબનો ઘડો વત્સરાજે રસ્તામાં ફોડયો, એટલે પાછું એક ઘડીનું અંતર પડી ગયું.

આમ સમગ્ર માર્ગમાં વત્સરાજે મૂત્રના ચારે ઘડા ફોડીને અનલગિરિ હસ્તીની ગતી રોકી. આ પ્રમાણે ચાર વખત થતાં છેલ્લીવાર અનલગિરિ અને વેગવતી એકઠા થઇ ગયા, તે વખતે પ્રદ્યોતરાજાના પુત્ર મહાબાહુએ વત્સરાજને મારવા માટે ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યું.

તે જોઇ વાસવદત્તા ઉભી થઈ અને વત્સરાજને ઘેરી લઇને તેની આડે ભાઇની સામે ઉભી રહી, એટલે મહાબાહુએ વિચાર કર્યો, 'બહેન વચ્ચે આવીને ઉભી રહી, હવે બહેનને કેમ મરાય !'

આમ વિચાર કરતાં વિલંબ થયો. એટલે વત્સરાજનો રાજ્ય પ્રદેશ આવ્યો, વેગવતી દોડતી વત્સરાજના રાજ્યમાં તેની રાજધાની કૌશાંબીની નજીક આવી.

તે વખતે પ્રદ્યોતનો પુત્ર મહાબાહુ વિલક્ષ વદનવાળો થઇને તેને છોડી દઈ પાછો વળ્યો. વત્સરાજ વગેરે વેગવતીની પીઠ ઉપરથી નીચે ઉતરીને થાક ઉતારવા કોઇક ગામમાં રહ્યા. તેટલામાં એક ક્ષણમાં વેગવતી મરણ પામી. વત્સરાજે વાસવદત્તાની સાથે હર્ષપૂર્વક કૌશાંબી પહોંચી રાજમંદિરમાં પ્રવેશ કર્યો.

આ બાજુ નિરાશ થઈને પાછા વળેલા મહાબાહુ રાજકુમારે ઉજ્જયિની પહોંચીને ચંડપ્રદ્યોતને બધી હકીકત જણાવી.

તે સાંભળી ક્રોધથી ધમધમાયમાન થયેલા તેણે યુદ્ધની સામગ્રી એકઠી કરવા માંડી.

શતબલ મંત્રીએ રાજાને વિનંતિ કરી.' રાજન્! હવે વત્સરાજ ઉદાયનની સાથે યુદ્ધાદિ કરવું તે અનુચિત છે, કારણ કે વાસવદત્તાએ સ્વેચ્છાથી વત્સરાજને પોતાના સ્વામી તરીકે મનમાં નિશ્ચય કરીને સ્વીકાર્યો છે; તે તેને હવે કેવી રીતે છોડશે? વળી કોઇ ઉપાયથી અગર છળથી વાસવદત્તાને અહિં લાવીએ, તો પણ અન્યે અંગીકાર કરેલ અને ભોગવેલ રાજપુત્રીને કોણ કુલીન પુરૂષ પત્ની તરીકે સ્વીકારશે? ઉલટું તેણે તો તમારી ચિંતા ઓછી કરી, સ્વયં પતિને શોધી લઈને લગ્નાદિ નિમિત્તે સ્વયંવરાદિકનો ઘણો ખર્ચ તેણે બચાવ્યો. પોતાને અનુકૂળ અને અનુરૂપ વર જોઇને તેણે તેને ગ્રહણ કર્યો, તેમાં તેણે કાંઈ અયુકત કર્યું હોય તેમ લાગતુ નથી.'

'વત્સરાજ પણ ઉચ્ચ કુળનો રાજા છે. વિદ્યા અને કળાનો ભંડાર છે. શોધવા જતાં પણ આવો વર મળે નહિ, તેથી આ તો યોગ્ય યુગલ જોડાયું છે, માટે આમ સમજીને હવે મૌન રહેવું. નિરર્થક યુદ્ધાદિ કરવાથી તો ઉલટો અપયશ થશે અને મૂર્ખતા પ્રકટ થશે. તેથી હવે તો સર્વ સામગ્રી લઈને પ્રધાન પુરૂષોને ત્યાં મોકલો અને આનંદથી બંન્નેનું પાણિગ્રહણ કરાવો એમ કરવું તે હવે યુકત છે. બીજું કાંઈ પણ કરવું યુકત નથી.'

રાજાએ પણ શતબલ મંત્રીના વચનથી શાંત થઇને વત્સરાજ ઉદાયનની સાથે વાસવદત્તાના લગ્ન કર્યા. અને બધું વાતાવરણ ત્યારબાદ સ્વસ્થ થયું.

એક દિવસે અવંતીમાં અગ્નિનો ભય ઉત્પન્ન થયો. ઘરો, બજારો વગેરે મકાનો જોત જોતાંમાં બળીને ભસ્મ થઈ જવા લાગ્યા. જળાદિ પુષ્કળ છાંટવા માંડયું, તો પણ અગ્નિ શાંત પડયો નહિ.

એક સ્થળે અગ્નિ હોલવે તેવામાં તો અનેક સ્થળે જ્વાળા અને ભડકાઓ ઉઠતા હતા.

લોકોએ ઘણા દેવદેવીના ભોગ, પૂજા, ઉત્સવાદિની માનતાઓ કરી, પણ આગ જરા પણ શાંત પડી નહિ.

વિશેષ વિશેષ વધવા લાગી.

કેટલાક રાજમહેલો વગેરે પણ બળી ગયાં; આખી રાત્રીમાં કોઈ સુખેથી સૂઇ શકયું નહિં. તે વખતે પ્રદ્યોતરાજાએ બુદ્ધિની કુશળતાથી વારંવાર આવતી મૂંઝવણોને હણવા સમર્થ અભયકુમારને પૂછ્યું.

અભયકુમારે કહ્યું; ' જે આનો ઉપાય છે તે સાંભળો. અગ્નિનું ઔષધ અગ્નિ જ છે, તેથી આપણે નવીન અગ્નિ ઉપજાવીને તેની પૂજાદિક કરી સર્વેએ ગીત, ગાન, વાજીંત્રાદિકથી તેને વધાવવો, તેથી જ આ અગ્નિ શાંત થઈ જશે '

અભયકુમારે આમ કહ્યું એટલે ચંડપ્રદ્યોતે તે પ્રમાણે કર્યું અને શુદ્ધ મંત્રના પ્રયોગથી અગ્નિ શાંત થઇ ગયો. પ્રદ્યોતે આવો પ્રત્યક્ષ બુદ્ધિપ્રભાવ જોઈને સંતુષ્ટ થઇ અભયકુમારને વર માગવાનું કહ્યું. અભયકુમારે પહેલાની માફક જ તે વર પણ થાપણ તરીકે રખાવી મૂકયો.

એકદા અવંતીમાં મહામારીનો ઉપદ્રવ થયો.

તે સાથે અન્ય રોગો અને શોક, ભૂતાદિકનાં અનેક પ્રકારનાં ઉપદ્રવો ઉત્પન્ન થયાં. તેથી નગરજનો બહુ જ પીડાથી પીડાવા લાગ્યા અનેક માણસો સ્મશાનગૃહમાં જવા લાગ્યા.

તે વખતે સમસ્ત નગરજનોને અતિ દુ:ખથી પરાભવ પામેલા જોઈને રાજાએ અભયકુમારને પૂછ્યું; 'સર્વ વિદ્યા અને કળારૂપી રત્નોના સમુદ્ર અભય ! આ બધા લોકો મહારોગો તથા અશિવોના ઉપદ્રવથી ઉપદ્રવિત થાય છે. તેઓને તે ઉપદ્રવોમાંથી બચાવવાનો કોઇ ઉપાય છે કે નહિ ?'

અભયકુમારે કહ્યું; 'ઉપાય છે અને તે આ પ્રમાણે છે; 'સવે નગરજનો શૃંગારાદિક ધારણ કરીને રાજાના મહેલ પાસે આવે, તે ઠેકાણે દૃષ્ટિવડે મહારાણી આપને જીતે અને પછી મહારાણી પાસે બળિવિધાન તૈયાર કરાવીને સર્વે નગરના દરવાજાઓમાં અને રસ્તાઓમાં તે બળિ ઉછાળવા; તેમ કરવાથી અશિવોપદ્રવ કરનારા પ્રેતાદિક તૃપ્ત થશે અને ચારે દિશાઓમાંથી અશિવ ઉપદ્રવનો નાશ થઇ જશે.'

બીજે દિવસે રાજાએ તે પ્રમાણે કર્યું અને શિવાદેવીએ દૃષ્ટિથી રાજા ઉપર જય મેળવ્યો.

ત્યાર પછી પરમ શીલવ્રતને ધારણ કરનાર શિવાદેવી રાણીએ વિધિપૂર્વક સ્નાનાદિ કરીને બળિબાકુળા તૈયાર કર્યા. શાંતિમંત્રાદિકથી તે બાકુળા મંત્ર્યા. પછી નમસ્કાર તથા વજ્રપંજર સ્તોત્રાદિકથી પોતાની રક્ષા કરીને સર્વ નગરનાં દરવાજાઓમાં બળિનો માણસોએ પ્રક્ષેપ કર્યો અને તીર્થજળાદિકથી નગર ફરતી ચારે તરફ શાંતિ-જળધારા કરી.

આ પ્રમાણે સર્વ ક્ષુદ્ર દેવોને સંતોષીને બધા ઘેર આવ્યા.

તરત જ અશિવ તથા રોગાદિક ઉપદ્રવો શાંત થયા.

પ્રદ્યોતરાજાએ સમગ્ર નગરને આ પ્રમાણે નિરૂપદ્રવિત જોઇને અભયકુમારને ચોથો વર આપ્યો. ત્યાર બાદ બુદ્ધિમાં કુશળ એવા અભયકુમારે ચારે વર માગવાની રાજાની આજ્ઞા મેળવીને કહ્યું; 'હું

શિવાદેવીમહારાણીના ખોળામાં અનલગિરિ હાથી ઉપર બેસું, તમે હસ્તીના ચલાવનાર માવત થઈને બેસો અને અગ્નિભીરૂ રથ ભાંગીને તેના ઇંધનોથી સળગાવેલી ચિત્તામાં આપણે પ્રવેશ કરીએ આ પ્રમાણે મને આપેલા ચારે વર આપો.'

અભયકુમારની આ માગણી સાંભળીને પ્રદ્યોતરાજા બહુ ખિન્ન થઇ ગયો, તેણે માગ્યા પ્રમાણે આપવાને તે અસમર્થ થયો; એટલે હાથ જોડીને કહેવા લાગ્યો; 'અભય ! તારી બુદ્ધિ આગળ બીજા કોઇની બુદ્ધિ ચાલે તેમ નથી. અમે હાર્યા ને તું જીત્યો; તેથી હવે તને જેમ યોગ્ય લાગે તેમ કર.'

અભયકુમારે કહ્યું; 'હવે મને મારી નગરીમાં જવાની ઇચ્છા થાય છે.'

ચંડપ્રદ્યોતે કહ્યું; 'ભલે તેમ થાઓ.'

પછી ઉત્તમ આભરણો અને વસ્ત્રાદિવડે સત્કાર કરી શિષ્ટાચાર પૂર્વક ચંડપ્રદ્યોત રાજાએ પોતનું વચન પાળવામાં એક વચની બનીને અભયકુમારને સન્માનપૂર્વક વિસર્જન કર્યો.

અભયકુમારે પોતાના માશી શિવાદેવી વગેરે સર્વ રાજ્ય પરિવારની રજા લઇને ઘેર જવાના સમયે ચંડપ્રદ્યોત રાજાને નમીને કહ્યું; 'મહારાજ ! તમે તો ધર્મના બ્હાના નીચે મને છેતરીને અહિં અપહરણ કરાવીને લાવેલ છો. તે હું ભૂલી શકયો નથી તે છતાં તેનો બદલો તે કરતાં અધિક હું વાળી આપીશ. ધર્મના છળ વગર અને ચૌરવૃત્તિથી છાની રીતે પણ નહિ, પરંતુ ખરે બપોરે તમારા રાજ્યના બધા માણસો અને નગરજનો પણ જોતાં હશે તેવી રીતે તમારા સામંત, સુભટો તથા નગરજનોને તમે કહેશો કે, 'રે સામંતો ! રે સુભટો ! રે પૌરજનો ! મને આ અભય બળાત્કારથી અપહરણ કરીને ઉપાડી જાય છે ! શું જુઓ છો ? મને છોડાવો !'

'આમ પોકાર કરશો તો પણ કોઇ તમને છોડાવવા આવશે નહિ. એવી રીતે સર્વજન સમક્ષ તમને પકડીને આ ઉજ્જયિની નગરીમાંથી હું લઈ જઈશ, તેથી તમારે સાવધાન રહેવું, બુદ્ધિમાનો સાથે બુદ્ધિકૌશલ્ય ચલાવી વિચાર કરીને તમારે એવી રીતે રહેવું કે જેથી મેં કહેલા સંકટને તમે ઉલ્લંઘી શકો.'

તે સાંભળી બહુ અહંકારપૂર્વક પ્રદ્યોતરાજાએ કહ્યું; 'ભલે! ભલે! જા! જા! હવે બધું જણાશે. એકવાર તો બિલાડીના મુખમાં ઉંદરની જેમ અમે તને લાવ્યા હતા, તે ભૂલી ગયો જણાય છે! વળી ફરીથી કાગડો જેમ ચકલીના બચ્ચાને લાવે તેમ અમે તને લઇ આવીશું. વાણીથી બંધાયેલા મેં તને આજે તો છોડયો છે, તેથી તું અતિશય ગર્વ ધારણ કરે છે, પણ એ તો આ વાંકી ડોકવાળો મંકોડો ગોળનો ઘડો ગ્રહણ કરવાને ઇચ્છે તેની જેમ સો, હજારો, લાખ અને કરોડો સુભટોની વચ્ચે રહેલા મને ગ્રહણ કરીને પકડી જવાની તું પ્રતિજ્ઞા કરે છે. હવે જાણ્યું તારૂં ડહાપણ અને બળ! વધારે બોલવું રહેવા દે!'

અભયકુમારે કહ્યું; 'કહ્યા પ્રમાણે કામ કરીને જ હું મારૂં વચન પ્રમાણ કરી દેખાડીશ હમણાં વધારે બોલવાથી શું ફયદો?'

શિવાદેવીમહારાણીના ખોળામાં અનલગિરિ હાથી ઉપર બેસું, તમે હસ્તીના ચલાવનાર મ.વત થઈને બેસો અને અગ્નિભીરૂ રથ ભાંગીને તેના ઇંધનોથી સળગાવેલી ચિતામાં આપણે પ્રવેશ કરીએ આ પ્રમાણે મને આપેલા ચારે વર આપો.'

અભયકુમારની આ માગણી સાંભળીને પ્રદ્યોતરાજા બહુ ખિન્ન થઇ ગયો, તેણે માગ્યા પ્રમાણે આપવાને તે અસમર્થ થયો; એટલે હાથ જોડીને કહેવા લાગ્યો; 'અભય ! તારી બુદ્ધિ આગળ બીજા કોઇની બુદ્ધિ ચાલે તેમ નથી. અમે હાર્યા ને તું જીત્યો; તેથી હવે તને જેમ યોગ્ય લાગે તેમ કર.'

અભયકુમારે કહ્યું; 'હવે મને મારી નગરીમાં જવાની ઇચ્છા થાય છે.'

ચંડપ્રદ્યોતે કહ્યું; 'ભલે તેમ થાઓ.'

પછી ઉત્તમ આભરણો અને વસ્ત્રાદિવડે સત્કાર કરી શિષ્ટાચાર પૂર્વક ચંડપ્રદ્યોત રાજાએ પોતનું વચન પાળવામાં એક વચની બનીને અભયકુમારને સન્માનપૂર્વક વિસર્જન કર્યો.

અભયકુમારે પોતાના માશી શિવાદેવી વગેરે સર્વ રાજ્ય પરિવારની રજા લઇને ઘેર જવાના સમયે ચંડપ્રદ્યોત રાજાને નમીને કહ્યું; 'મહારાજ ! તમે તો ધર્મના બ્હાના નીચે મને છેતરીને અહિં અપહરણ કરાવીને લાવેલ છો, તે હું ભૂલી શકયો નથી તે છતાં તેનો બદલો તે કરતાં અધિક હું વાળી આપીશ. ધર્મના છળ વગર અને ચૌરવૃત્તિથી છાની રીતે પણ નહિ, પરંતુ ખરે બપોરે તમારા રાજ્યના બધા માણસો અને નગરજનો પણ જોતાં હશે તેવી રીતે તમારા સામંત, સુભટો તથા નગરજનોને તમે કહેશો કે, 'રે સામંતો ! રે સુભટો ! રે પૌરજનો ! મને આ અભય બળાત્કારથી અપહરણ કરીને ઉપાડી જાય છે ! શું જુઓ છો ? મને છોડાવો !'

'આમ પોકાર કરશો તો પણ કોઇ તમને છોડાવવા આવ્‌ નહિ. એવી રીતે સર્વજન સમક્ષ તમને પકડીને આ ઉજ્જયિ નગરીમાંથી હું લઈ જઈશ, તેથી તમારે સાવધાન રહેવું, બુદ્ધિમા સાથે બુદ્ધિકૌશલ્ય ચલાવી વિચાર કરીને તમારે એવી રીતે રહેવું કે જેથી મેં કહેલા સંકટને તમે ઉલ્લંઘી શકો.'

તે સાંભળી બહુ અહંકારપૂર્વક પ્રદ્યોતરાજાએ કહ્યું; 'ભલે! ભલે! જા! જા! હવે બધું જણાશે. એકવાર તો બિલાડીના મુખમાં ઉંદરની જેમ અમે તને લાવ્યા હતા, તે ભૂલી ગયો જણાય છે! વળી ફરીથી કાગડો જેમ ચકલીના બચ્ચાને લાવે તેમ અમે તને લઇ આવીશું. વાણીથી બંધાયેલા મેં તને આજે તો છોડયો છે, તેથી તું અતિશય ગર્વ ધારણ કરે છે, પણ એ તો આ વાંકી ડોકવાળો મંકોડો ગોળનો ઘડો ગ્રહણ કરવાને ઇચ્છે તેની જેમ સો, હજારો, લાખ અને કરોડો સુભટોની વચ્ચે રહેલા મને ગ્રહણ કરીને પકડી જવાની તું પ્રતિજ્ઞા કરે છે. હવે જાણ્યું તારૂં ડહાપણ અને બળ! વધારે બોલવું રહેવા દે!'

અભયકુમારે કહ્યું; 'કહ્યા પ્રમાણે કામ કરીને જ હું મારૂં વચન પ્રમાણ કરી દેખાડીશ હમણાં વધારે બોલવાથી શું ફયદો ?'

## ૪ : અભય બુદ્ધિબળ અજમાવે છે :

મંત્રીશ્વર અભયકુમાર પ્રદ્યોતનની રાજસભામાં આ રીતની ભીષણ પ્રતિજ્ઞા કરી રાજગૃહી તરફ આવ્યો અને કેટલાક દિવસે પ્રવાસ કરતાં મગધ દેશના મંડનરૂપ રાજગૃહી નગરીમાં તે જઇ પહોંચ્યો.

આગળ ગયેલા ચરપુરૂષોએ શ્રેણિકમહારાજાને વધામણી આપી કે; ' બુદ્ધિબળથી પ્રદ્યોતરાજા પર વિજય પ્રાપ્ત કરીને, માળવા દેશમાં કીર્તિસ્તંભ સ્થાપીને, બહુ લોકો ઉપર ઉપકાર કરીને અભયકુમાર મંત્રીશ્વર નિર્ભય રીતે અહીં આવે છે.'

શ્રેણિકરાજા પણ પુત્રનું આવાગમન સાંભળીને ઉલ્લસિત રોમાંચવાળા થયા. તેના હૃદયમાં આનંદ થયો. કહેવા આવનારને સારી રીતે વધામણી આપી અને ભવ્ય મહોત્સવપૂર્વક દાન આપતા તેઓ અભયકુમારની સામે આવ્યા.

પિતાને સામે આવતા જોઇને અભયકુમાર વાહનથી નીચે ઉતરી સામે જઇ પિતાનાં પગમાં પડયો. પિતાએ પણ પોતાના બન્ને હસ્તોથી તેને ઉભો કરીને ગાઢ સ્નેહથી આલિંગન દઈ તથા મસ્તક સુંઘી હર્ષથી આવેલ અશ્રુજળવડે ભીની આંખોથી અભયકુમાર તરફ જોયું અને ગદ્ગદ વચનોથી કુશળ ક્ષેમની વાર્તા પૂછી.

પછી હસ્તીના સ્કંધ ઉપર તેને બેસાડીને ધવળમંગળાદિક અનેક માંગળિક ક્રિયાઓપૂર્વક તેનો નગરમાં પ્રવેશ કરાવ્યો.

અભયકુમારનાં આગમનથી ચંદ્રના ઉદયથી સમુદ્રની જેમ મગધાધિપતિ અતિશય આનંદના સમૂહથી ઉભરાઇ જવા લાગ્યા. તે વખતે પુરજન, મહાજન, સ્વજન વગેરેના ગમનાગમનથી વિશાળ એવો રાજમાર્ગ પણ સાંકડો થઇ ગયો.

રાજ્યના લોકો, નગરના લોકો ભેટણા લઇને મળવા આવતા હતા. તે સર્વને કુશળક્ષેમની વાર્તા પૂછીને હર્ષપૂર્વક પાનબીડાં આપી મંત્રીશ્વર અભયકુમાર સન્માન પૂર્વક વિસર્જન કરતા હતા, જેવી રીતે જે આવતા તેને તેવી રીતે ક્ષેમકુશળ પૂછીને યથાયોગ્ય માન આપી રજા આપતો.

ધન્યકુમાર પણ રાજાની સાથે અભયકુમારને સ્વાગત કરવા સામે આવ્યા હતા, રાજાની સાથે સરખા આસને બેઠેલા હતા. અનુક્રમે અવસર થયો ત્યારે ધન્યકુમાર બહુ મૂલ્યવાન એવું ભેટણું લઇને અભયકુમાર પાસે આવ્યા.

તે સમયે રાજાશ્રેણિકે ચક્ષુની સંજ્ઞાથી તે ગ્રહણ કરવાની ના પાડી. અભયકુમારે તે સમજી જઈને ના કહી. પછી ધન્યકુમારે ઘણા શપથ દીધા તથા ઘણો આગ્રહ કર્યો ત્યારે તેમાંથી જરામાત્ર ગ્રહણ કર્યું.

અભયકુમાર વિચારવા લાગ્યા; 'આ કોઇ નવીન સજ્જન જણાય છે, રાજા પણ બહુ સ્નેહથી તેને બોલાવે છે. અવસરે તે સર્વ જણાશે, પરંતુ આ બહુ ગુણવાન હોય તેમ જણાય છે.'

ત્યાર બાદ શિષ્ટાચાર પૂર્વક સર્વને પ્રસન્ન કરીને વિસર્જન કર્યા અને પોતાના સેવક વર્ગની સાથે વાર્તાવિનોદ કરીને તેમને પણ પોત-

પોતાનાં ઘેર જવાની અનુજ્ઞા આપી. ત્યાર પછી ભોજનનો સમય થતાં સર્વે સભ્યોને વિસર્જન કરીને રાજા ભોજનને માટે ઉઠયા.

અભયકુમાર સાથે ભોજન કર્યા પછી, એકાંતમાં બેસીને કપટી વેસ્યા શ્રાવિકાનાવેષે કપટથી લઈ ગઇ ત્યારથી માંડીને જે થયું અને જે અનુભવ્યું, તે બધું અહીં થયેલા આગમન સુધીનું અથેતિ વૃત્તાંત મહારાજાએ અભયકુમારને પૂછયું.

અભયકુમારે પણ અથેતિવૃત્તાંત મહારાજાને સવિસ્તર કહી સંભળાવ્યો. રાજા તે સાંભળી માથું ધૂણાવી વિસ્મિત ચિત્તથી કહેવા લાગ્યો; 'પુત્ર ! આવા સંકટમાંથી નીકળવાને તું જ સમર્થ થાય, બીજો કોઇ થઈ શકે નહિ. હાલના કાળમાં બુદ્ધિવડે આ જગતમાં તું જ અદ્વિતીય દેખાય છે.' આ રીતે આનંદ પૂર્વક વાર્તાવિનોદ કરતાં તે બધાના કેટલાયે દિવસો સુખમાં વ્યતીત થઈ ગયા.

એકદા અભયકુમારે પિતાને પૂછયું: 'પૂજ્ય ! મારી ગેરહાજરીમાં રાજ્યનો નિર્વાહ સુખેથી થતો હતો ? કોઇજાતની ચિંતા કે દુઃખ ઉત્પન્ન થયા નહોતાં !'

'વત્સ તારા ગયા પછી આખા રાજ્યનો નાશ થઈ જાય તેવો પ્રબળ ઉત્પાત થયો હતો. પરંતુ અનુપમ બુદ્ધિના નિધાન એવા એક સજ્જન પુરુષ ધન્યકુમારે મહાબુદ્ધિબળવડે તે ઉત્પાતને છત્યો છે, અને રાજ્યને દેદીપ્યમાન કર્યું છે.'

'તે ધન્યકુમાર કોણ છે કે જેની આપ આટલી બધી પ્રશંસા કરો છો!'

'તું જે દિવસે અહિં આવ્યો તે દિવસે જે મારી પાસે બેઠેલા હતા, તથા ભોજન કરવાના સમયે જેનું ભોજન નહિ લેવાની મેં મંગાવ્યા છતાં ના કરી હતી તે જ તે ધન્યકુમાર હતા. તેના ગુણ

સમૂહથી રંજિત થઇને મેં મારી પુત્રી તેને આપેલી છે, તે જમાઇ હોવાને લીધે આપણે તેમને આપવાનું હોય તેમનું લેવાનું ન હોય.

'તેનામાં કયા કયા ગુણો છે?'

'વત્સ, સત્પુરૂષોમાં માનનીય ધન્યકુમાર ઔત્પાતિકી બુદ્ધિવડે તારી તુલ્ય કક્ષા ઉપર મૂકી શકાય તેવા છે. સૌજન્યતાદિ ગુણોવડે જગતમાં અદ્વિતીય છે, કારણ કે આ મહાપુરૂષે જેવી રીતે કિરણોવડે ચંદ્રમા બધા પર્વતો ઉપર પ્રકાશ કરે છે, તેવીજ રીતે આખા વિશ્વમાં અનેક રાજાઓ ઉપર બુદ્ધિના ગુણોવડે ઉપકાર કર્યો છે. ભાગ્યરૂપી લક્ષ્મીના મિત્રતુલ્ય આ સજ્જને સર્વ અવસરમાં સાવધાનતાથી બધાં રાજ્યોને શરીર જેમ મુખથી શોભે તેમ શોભાવ્યાં છે. વળી તે ધન્યકુમારે પોતાનાં ઘેરથી નીકળીને બહારવિદેશમાં ફરતાં પણ સ્વદેશની માફક જ કોઇ મહાપુન્યના ઉદયથી અદ્દભુત ભોગસુખ ને લક્ષ્મી મેળવી છે.'

'વળી આ સજ્જન પુરૂષે સ્વભાગ્યથી મેળવેલ અપરિમિત ધન અકૃતજ્ઞ અને ધનરહિત એવા પોતાના બંધુઓને અનેક વખત હર્ષપૂર્વક આપી દીધું છે. આ ધન્યકુમાર જ્યારે અહિં આવેલ ત્યારે જે શ્રેષ્ઠીની વાડીમાં તેમણે નિવાસ કર્યો હતો તે વાડી તદ્દન સુકાઈ ગયેલી હતી છતાં તેમના દૃષ્ટિમાત્રના પ્રસારથી જ નવા પલ્લવ, પુષ્પ, ફળાદિકની ઉત્પત્તિથી તે શોભાયમાન બની હતી. તેમ જ ધન્યકુમારે તું અવંતી ગયો ત્યારે સૂર્ય પ્રકાશમાન થતાં આકાશને શોભાવે તેમ મારી રાજધાની અને રાજ્યસ્થિતિને દીપાવી છે.'

'તથા તેમણે સમસ્ત વ્યવહારીઓમાં શિરોમણિ ગોભદ્ર શ્રેષ્ઠીને એક ધૂર્ત ધૂર્તકળાવડે કપટયુક્તિ કરીને છેતરતો હતો, તેને પોતાનાં ઉત્તમ બુદ્ધિકૌશલ્યવડે બચાવી લીધો હતો. વળી આલાનસ્તંભ તોડી નાંખીને દોડતા આપણા સેચક હાથીને કે જે મદના ઉત્કટપણાથી

નગરને ભાંગતો હતો તેને વશ કરવાની શિક્ષામાં મેળવેલ કુશળતાથ વશ કરીને આલાનસ્તંભે બાંધી દીધો હતો અને સર્વજનોનો ઉપદ્ર દૂર કરીને સર્વની ઉપર ઉપકાર કર્યો હતો.'

'રૂપ, સૌભાગ્ય, વિજ્ઞાન, વિનય, ચાતુર્ય વગેરે અનેક ગુણોન સમૂહનો એ સ્વામી છે, વળી નિષ્કારણ ઉપકાર કરવાથી તથા નૈમિ ત્તિકના વચનથી કુસુમ શ્રેષ્ઠીએ, ધૂર્તના વચનરૂપી કારાગારમાંથ છોડાવવાથી ગોભદ્રશ્રેષ્ઠીએ, આમ તેબે શ્રેષ્ઠીઓએ પોતાની પુત્રીઓ તેમની સાથે પરણાવેલી છે, તથા રાજ્યપર કરેલા અનેક ઉપકારો સંભારીને મેં પણ પ્રીતિની વેલડી વધારવા માટે પુત્રીનું પાણિગ્રહણ તેમન સાથે કરાવેલ છે.'

આમ પિતાનાં મુખેથી ધન્યકુમારના ગુણોની પ્રશંસા સાંભળીને ગુણીજનો પ્રત્યેના ગુણાનુરાગમાં શ્રેષ્ઠ અભયકુમાર ત્યારથી જ ગુણના હેતુભૂત ધન્યકુમાર ઉપર આનંદથી અતિશય પ્રેમ તથા ગાઢ અનુરાગ ધરવા લાગ્યા.

બીજે દિવસે અભયકુમાર પોતે જ પ્રેમની પરંપરા વધારવા તથા ભાવિના અતિશય સંબંધને સૂચવવા ધન્યકુમારનાં ઘેર ગયા. ધન્યકુમાર પણ અભયકુમારનું આગમન સાંભળીને તરત જ ઉભા થયા, અને કેટલાંક ડગલાં સામે લેવા ગયા.

અભયકુમાર વાહનથી નીચે ઉતર્યા. ગાઢ આલિંગન દઇને બન્ને જણાએ હર્ષપૂર્વક પરસ્પર પ્રણામ કર્યા. પછી ઘરમાં પ્રવેશ કરતાં 'આપ આગળ ચાલો–આપ આગળ પધારો' એમ શિષ્ટાચાર તથા બહુમાનપૂર્વક અભયકુમારને તેઓ ઘરમાં તેડી ગયા અને ભવ્ય આસન ઉપર બેસાડીને ધન્યકુમાર કહેવા લાગ્યા;

‘આજે આ સેવક ઉપર મોટી કૃપા કરી. આજે મારા ઘેર વાદળાં વગર જ વરસાદની વૃષ્ટિ થઈ. પ્રમાદીનાં ઘેર ગંગા પોતાની મેળે ઉતર્યાં. આજે આપનાં અહિં પધારવાથી મારા ઘરનું આંગણું પવિત્ર થયું. આજે મારો ધન્ય દિવસ છે, પણ આપે અહિં આવવાનો આ શ્રમ શામાટે ઉઠાવ્યો? મને આદેશ કર્યો હોત તો હું આપને મળવા આવત !’ આમ વિજ્ઞપ્તિ કરીને ધન્યકુમાર બોલ્યા.

એટલે અભયકુમાર ધન્યકુમારનો હાથ ખીંચીને તેમને પોતાની સાથે જ આસન ઉપર બેસાડવા લાગ્યા અને બોલ્યા;

‘ભાગ્યશાળી ! આ પ્રમાણે બોલો નહિ ! તમે તો અમારા માટે લૌકિક અને લોકોત્તર બન્ને રીતે પૂજનિક છો. લૌકિક સંબંધમાં તો તમે અમારી સાથે સગપણથી જોડાયેલા છો અને લોકોત્તર સંબંધમાં તો જિનેશ્વર ભગવંતની આજ્ઞાને ધારણ કરી તેથી અલંકૃત થયેલા છો, વળી અનેક લોકોને અને અમને પણ ઉપકાર કરનારા છો. તેથી હે મહાભાગ્ય ! તમારાં દર્શન કરીને આજે હું કૃતકૃત્ય થયો છું.’

‘જે જિનેશ્વરની આજ્ઞા પાળવામાં તત્પર છે, અને દ્રઢભક્તિવંત છે તે મોક્ષના અભિલાષી ધર્માત્મા તો પૂજ્ય જ ગણાય છે. લૌકિક સંબંધનો જે સ્નેહ તે તો સંસારની વૃદ્ધિના હેતુભૂત છે અને લોકોત્તર સંબંધવડે થયેલો સ્નેહ મોક્ષના હેતુભૂત અને સમ્યક્ત્વ પવિત્ર થવાના કારણભૂત છે, તેથી તમે અમારે માટે બન્ને રીતે પૂજ્ય છો. તેથી આ રાજ્યઋદ્ધિ, આ સમૃદ્ધિ અને હું તે સર્વને તમારે પોતાના જ ગણવા, તેમાં જરા પણ સંદેહ કરવો નહિ.’

મંત્રીશ્વર અભયકુમારની આવી મધુર વાણીને સાંભળીને ધન્યકુમારે કહ્યું; ‘મંત્રીરાજ ! આપના જેવા સજ્જનો તો ગુણોથી ભરેલા હોય છે, કૃપાળુ હૃદયવાળા, કૃતજ્ઞ, અને પારકાના પરમાણુ

જેવા નાના ગુણને પણ પર્વત જેવા મોટા કરીને બતાવનારા હોય અલ્પ ગુણવાનોમાં સજ્જન પુરૂષો મોટાઇનો આરોપ કરે છે. હું કોણમાત્ર છું ? હું તો એક સામાન્ય ગૃહસ્થ છું, મારાથી શું શકે તેમ છે ? અપાર પુન્યની ઋદ્ધિથી ભરપૂર એવા આપનાં પુન્યર્થ સર્વ કાર્યો સિદ્ધ થઈ શકે છે. સેવક પુરૂષો જે જય મેળવે છે સ્વામીનું જ પુણ્ય છે.'

આ રીતે પરસ્પર પ્રશંસા કરવાવડે પરસ્પરનાં હૃદયનું આવર્ કરવાથી અતિશય ગાઢતર રાગ અને પ્રેમસંબંધ બને વચ્ચે થઈ ગ

તે દિવસથી હંમેશાં મળવું, જિનયાત્રાદિ સાથે કરવા જ રાજસભામાં સાથે બેસવું, વન-ઉપવનાદિ સાથે જોવાં જવું– પ્રમાણે બધાં કૃત્યો તેઓ સાથે જ રહીને કરતા હતા. કોઈ પણ કાર્ય વ્યગ્રતાથી કોઈ દિવસ બન્નેનો મેળાપ ન થાય તો તે દિવસ બન્ મહાદુઃખ ઉપજાવનાર થતો હતો. આમ મહામાત્ય અભયકુમ પુણ્યશાલી ધન્યકુમાર સાથે પ્રીતિ તથા મિત્રતા ધારણ કરીને ર અનુભવવા લાગ્યા.

એક દિવસે રાત્રિના વખતે શય્યામાં સૂતેલા અભયકુમારે વિચાર 'અહો ! મેં જ્યારે ઉજ્જયિની છોડ્યું ત્યારે પ્રદ્યોતરાજા પાસે : પ્રતિજ્ઞા કરી છે, હજુ સુધી મારી એ પ્રતિજ્ઞા પૂર્ણ થઇ નથી, વખતે કહેલા વાક્યની પ્રતિપાલના કરવી તેમાં જ પુરૂષત્વ છે, તે પ્રતિ પરિપૂર્ણ થાય તેવો ઉદ્યમ કરવો જરૂરનો છે.'

પછી સવાર થઇ ત્યારે રાજા તથા ધન્યકુમાર પાસે તે ર હકીકત નિવેદન કરીને તે માટે અભયકુમાર સઘળી તૈયારી કરવા લાગ

પ્રથમ તો ઉત્તમ શરીરવાળી, તરૂણ, સોળ વર્ષ લગભગ વયવાળી, પુરૂષોને રંજન કરવાની કળામાં અતિશય નિપુણ, ન

મુખાદિના હાવભાવ, વિભ્રમ, કટાક્ષ તથા આકર્ષણ કળામાં અપ્સરાઓને પણ જીતે તેવી, રૂપ તથા યૌવનથી લચી પડતી એવી બે મનોહર કોકિલ કંઠવાળી વેશ્યાઓને તેણે તે કાર્ય પાર પાડવા માટે રાખી લીધી.

વળી મુખ, નેત્રાદિકના વિલાસોથી પ્રદ્યોતરાજાને લગભગ મળતી આકૃતિવાળો એક પુરૂષ પણ અભયકુમારે શોધી કાઢયો. તે સર્વને ઘણું ધન આપીને ભવિષ્યમાં શું કરવાનું છે તે બધું છાની રીતે શિખવી દીધું; ત્યાર પછી માળવામાં વેચી શકાય તેવાં કરિયાણા, ઉત્તમ વસ્ત્રો અને વિવિધ પ્રકારનાં રત્નો ખરીદી લીધાં; તે બધાં ખરીદીને અનેક ગાડાં, ઉંટ તથા બળદો વગેરે ઉપર યથાયોગ્ય રીતે તે ગોઠવ્યાં વળી દેશાંતરની ભાષામાં કુશળ તથા તેવી જાતના વેશ પહેરવાવાળાં માણસો તૈયાર કર્યાં. પોતે પણ તેવો જ વેષ ધારણ કર્યો. આ રીતે સર્વ સામગ્રી તૈયાર કરાવીને અને રાજ્યનો ભાર બધો ધન્યકુમારને માથે રાખીને શ્રેણિક મહારાજાની આજ્ઞા લઇને ઉત્તમ દિવસે શુભ મુહૂર્તે શુભ શુકનોથી ઉત્સાહિત થયેલા અભયકુમારે રાજગૃહીથી માળવા દેશ તરફ પ્રયાણ કર્યું.

બન્ને રૂપવંત તરૂણીઓને વસ્ત્રાચ્છાદિત રથમાં બેસાડી. કેટલાક સુભટો આગળ અને પાછળ ચાલવા લાગ્યા. ઘણી દાસીઓને તે રથની રક્ષા કરવા માટે રાખી. જ્યારે કોઈ પૂછતું કે આ રથમાં કોણ છે ? ત્યારે રથની પાસે રહેનારા સુભટો બોલતા કે 'સ્ત્રીઓનો જનાનો છે.'

એક ડોળીમાં પ્રદ્યોતરાજાનાં રૂપને મળતી આકૃતિવાળા પુરૂષને બેસાડયો હતો, તે શિખવી રાખ્યા પ્રમાણે ગમે તેવાં વાકયો બોલતો હતો.

અભયકુમાર પોતે ઉત્તમ અશ્વોવાળા રથમાં પરદેશી વસ્ત્રોથી સજ્જ થઇને બેઠા હતા, આગળ અનેક સુભટો ચાલતા હતા અને

તેની પાછળ કરિયાણાના ભરેલા ગાડાં, ઊંટ બળદ વગેરે સુભ રક્ષિત થયેલા ચાલતા હતા.

આ પ્રમાણે અવિચ્છિન્ન પ્રયાણ કરતાં અનુક્રમે તેઓ અવં નગરીમાં પહોંચ્યા.

બહુ મોટું ભેટણું લઈને અનેક પરદેશી વેષધારી સુભ પરવરેલા અભયકુમાર રાજસભામાં રાજા પાસે ગયા. રાજા પાસે ભે મૂકી રાજાને નમસ્કાર કરીને યથાયોગ્ય સ્થાને તેઓ બેઠા. પ્રદ્ય રાજા પણ અદ્ભુત ભેટણું જોઈને પ્રસન્ન થઇ આદરપૂર્વક તેઓ તરફ જોઈને બોલ્યો; 'અહો શ્રેષ્ઠી ! કયા દેશથી તમે આવો છે

ત્યારે અભયકુમાર બે હાથવતી મ્હોઢું ઢાંકીને અવાજ ફેર બોલ્યા; 'સ્વામિન ! અમે બહુ દૂર દેશથી આવીએ છીએ. જે ર રામચંદ્રજીએ સમુદ્રનું ઉલ્લંઘન કરવા સેતુબંધ બાંધ્યો છે, તે ર પૃથ્વીભૂષણ નામે અમારું નગર છે, ત્યાં અરિમર્દન નામે રાજા તે પ્રબળ પ્રતાપવાળો છે, તે નગરના અમે રહેવાસી છીએ. નગરીથી વહાણ રસ્તે અનેક પ્રકારનાં કરીયાણાઓ તથા વસ્ત્રો ન પાત્રો વગેરે અહિં વેચાવા આવે છે.'

'એક દિવસે વિધવિધ દેશોની વાર્તા સાંભળીને તે દેશો જોવ મારી ઉત્કંઠા થઇ. મેં મનમાં વિચાર કર્યો; "જો ઘણા કરિયા લઇને દેશાંતરમાં હું જાઉં તો મને ભવિષ્યમાં ઘણો લાભ થશે, ત જુદા જુદા દેશોનાં દર્શન થશે. શાસ્ત્રોમાં કહ્યું છે;

देशाटनं पण्डितमित्रता च, धारांगना-राजसभाप्रवेशः ।
अनेकशास्त्रार्थविलोकनं च, चातुर्यमूलानि भवन्ति पंच ॥

'દેશાટન. પંડિતની મિત્રતા, વારાંગનાનો યોગ, રાજસભામાં પ્રવેશ તથા અનેક શાસ્ત્રોનું ને તેનાં અર્થોનું અવલોકન—આ પાંચે બાબતો ચતુરાઈનાં મૂળ કારણભૂત છે.'

'દેશાંતરમાં જવાથી ચતુરાઈ આવશે ને દ્રવ્ય પણ મળશે એમ બે કાર્ય સાધી શકાશે' આ પ્રમાણે વિચાર કરીને મેં કરિયાણાના ગાડાં ભર્યાં અને તે લઈને અમે અમારાં નગરથી નીકળ્યા. અનેક દેશોમાં ફરતાં ફરતાં બે વર્ષ વ્યતીત થયાં. અનેક પુર, નગર ઉપવન, પર્વત વગેરે તથા નવા નવા આચાર, પહેરવેશ, વસ્ત્રાલંકારો જોતાં જોતાં અમારા મનને બહુજ આનંદ થયો.'

'૭ મહિના પહેલાં એક વખત તમારા રાજ્યનું વર્ણન કરતાં કોઇ પથિકે કહ્યું કે વર્તમાન સમયમાં જેવી ઉજ્જયિની નગરીની શોભા છે, તેવી શોભા કોઈ નગરીની નથી. તે નગરમાં અખંડિત શાસનવાળા સોળ રાજાઓના સ્વામી, પ્રચંડ પ્રદ્યોત હોય તેવા, ચંડપ્રદ્યોત નામે રાજા છે, તે અતિઉત્તમ નીતિવડે રાજ્ય કરે છે. તે નગરમાં કોઇ અશુભ કર્મોદયથી રોગાદિક આવે તેમાં ઉપાય નહીં, પણ તે સિવાય બીજા કોઇ પણ ઉપદ્રવનું નામ પણ સંભળાતુ નથી. જો તમારે આશ્ચર્યનાં સ્થાનો જોવાનીજ ઇચ્છા હોય તો ઉજ્જયિનીમાં તમારે જરૂર જવું. તે નગર જોવાથી બીજા સર્વ નગરો માણિક્ય જોયા પછી કાચ જેવા લાગશે.'

'આ સાંભળીને બીજા દેશોમાં જવાની ઈચ્છા હતી તોપણ આ તરફ આવ્યા, અમે જેવું કાને સાંભળ્યું હતું તેવુંજ અહિં દેખ્યું છે, વળી આજે અતિઉગ્ર પુણ્યવંત, ન્યાયમાંજ એક દૃષ્ટિવાળા આપનું પણ દર્શન થયું છે. આપનાં દર્શનથી, અમારી આંખો પાવન થઇ છે પુણ્યવંતનાં દર્શન મહાન ગુણનું કારણ છે.'

## ૫ : ઉજ્જયિનીના લોકોએ શું જોયું ? :

આમ અભયકુમાર બોલતાં બંધ રહ્યા, એટલે પોતાની પ્રશંસાથી ફુલાયેલા ચંડપ્રદ્યોતે કહ્યું; 'ભાગ્યશાલી ! તમારા જેવાનાં આગમનથી અમને પણ બહુ આનંદ થયો છે. તમે સુખેથી રહો, ઈચ્છા હોય તેટલો વ્યાપાર કરો, તમારે જે કાંઇ કામકાજ હોય તો સુખેથી અહિં આવીને અમને નિવેદન કરજો.'

આ પ્રમાણે કહીને ઉત્તમ વસ્ત્રો તથા પાનબીડાં આપીને જકાત લેનારા અધિકારીને ચંડપ્રદ્યોતે આદેશ કર્યો; 'આ શ્રેષ્ઠીની અર્ધી જકાત લેજો, વધારે લેશો નહિ.' ત્યારબાદ શ્રેષ્ઠીને જવાની અનુજ્ઞા આપી.

ઉજ્જયિની નગરીમાં અભયકુમારે રાજમાર્ગ ઉપરજ અનેક ગોખ અને બારીયોવાળું, નહિ અતિ ગુપ્ત અને નહિ અતિ ખુલ્લું તેવું એક મોટું રાજ્યમંદિર જેવું મકાન ભાડે લઇને તે સ્થળે નિવાસ કર્યો. 'અભયચંદ્ર શ્રેષ્ઠી' એવું પોતાનું નામ પ્રસિદ્ધ કર્યું. તે બહુ મોટું સ્થાન હતું તેથી ત્યાં રહીનેજ તે વ્યાપાર પણ કરવા લાગ્યો.

પોતાનાં ચાતુર્યયુક્ત વ્યવહારથી વાતચિતની કલાથી તેણે તે નગરના લોકોને પોતાના પ્રત્યે અનેક રીતે પ્રીતિયુક્ત કર્યા.

ઉજ્જયિની નગરીમાં ઘેર ઘેર લોકો તેના ગુણોનું વર્ણન કરતાં કહેવા લાગ્યા. 'પૂર્વે કોઇ વખત નહિ જોયેલો તેવો સજ્જનોમાં શિરોમણિ આ શ્રેષ્ઠી આવેલ છે. તે દેશને ધન્ય છે કે જ્યાં આવા સજ્જનો નિવાસ કરીને રહે છે.'

અભયચંદ્ર શ્રેષ્ઠીનાં ગૃહનાં મધ્યદ્વારે દ્વારપાળો હંમેશા ઉભા રહેતા, તે કોઇને અંદર પેસવા દેતાં નહિ. કોઇ પૂછે ત્યારે જવાબ આપતાં કે, 'અમારા દેશમાં અને કુળમાં આવો રિવાજ છે.'

પ્રદ્યોત રાજાને મળતા સ્વરૂપવાળા પુરૂષને અભયકુમારે શિખવાડી રાખેલું કે 'તું હવે નાસીને બજારમાં જા, રસ્તે ગમે તેવું બોલ્યા કરજે, ગાંડાના જેવી ક્રિયા કરતો આમ તેમ ભટકજે, પછી હું તને પકડવા માટે આવીશ, તે વખતે જોરથી તારે દૂર નાસી જવું, દોડાદોડી કરવી, બે ત્રણ ચાર દહાડા સુધી આ પ્રમાણે દોડાદોડી કરીને અમારા કબજામાં આવવું, કબજામાં આવ્યા પછી ફરીવાર નાસવા માંડવું.'

'લોકો પાસે તારે બોલવું કે; "હું તો પ્રદ્યોતરાજા છું, મને પકડવા માટે આ અભય આવે છે, તેને તમે રોકો."

'આ પ્રમાણે કહીને ધૂળ વગેરે તારે રસ્તામાં ઉડાડવા પછી હું બળાત્કારથી તને પકડીને ખાટલા સાથે બાંધીને ઘેર લાવીશ. તે વખતે સર્વ લોકો અને સુભટો સાંભળે તેમ તારે બોલવું, 'અરે લોકો ! અરે સુભટો ! મને–પ્રદ્યોતરાજાને બાંધીને તથા પકડીને આ અભય લઈ જાય છે, તેથી તમે મને કેમ છોડાવતા નથી ?' આમ ખાટલામાં રહ્યા રહ્યા તારે બોલ્યા કરવું. આ પ્રમાણેની ક્રિયા હંમેશા કરવી. હું હંમેશા ખાટલામાં બાંધીને તને ઘેર લાવીશ. પછી ઘરમાં આવીને તારે આનંદથી રહેવું યથેચ્છિત ભોજનાદિક કરવા.'

આ પ્રમાણે શિખવીને તેને તૈયાર કર્યો.

આમ તે પુરૂષને સમજાવ્યા પછી સવાર થતાં તે શિખવાડેલ પ્રમાણે કરવાને માટે તે ઘેરથી ભાગીને બજારમાં ભટકવા લાગ્યો અને પૂર્વે શિખવ્યા પ્રમાણે બોલવા લાગ્યો.

લોકો તેની ગાંડા જેવી ક્રિયા દેખીને હસવા લાગ્યા.

સેંકડો અને હજારો માણસો તથા બાળકો તેની પાછળ ભમવા લાગ્યા જ્યારે કોઈ તેને પૂછતું, કે; 'તું કોણ છો?

ત્યારે તે પ્રત્યુત્તર આપતો, 'હું પ્રદ્યોતરાજા છું, સમસ્ત દેશ, ગ્રામ નગરનો સ્વામી છું, આ સર્વે મારા સેવકો છે.' આ પ્રમાણે જેમ તેમ જવાબ આપતો

તે સાંભળીને લોકોએ નક્કી કર્યું કે, 'આ તો ગાંડો છે, વાયડો છે, આનાં હૃદયકમળમાં પ્રાણવાયુની વિકૃતિ થઇ ગઇ લાગે છે, તેથી આ ગાંડાં જેવો થઈ ગયો છે અને ગમે તેવું બોલે છે.'

આ રીતે ચાર-પાંચ ઘડી સુધી તે. નગરમાં રખડયો.

તેવામાં અભયચંદ્ર શ્રેષ્ઠી સેવકોની સાથે પગે ચાલતા અને દોડતા બજારમાં આવ્યા.

પોતપોતાની દુકાને બેઠેલા લોકો તેવું દેખીને વિસ્મિત મનવાળા થઈને શંકાથી ઉભા થઇને શ્રેષ્ઠી સમીપ જઇ નમીને વિનંતિ કરવા લાગ્યા; 'શ્રેષ્ઠીવર્ય! આપના જેવા ઉત્તમ શ્રેષ્ઠીને આવા તડકાના સમયમાં પગે ચાલીને આવવાનું શું પ્રયોજન પડયું? જો એવું કાંઇ ઉતાવળું કામ હોય તો આપના સેવકોને આદેશ કરો, તેઓને કહેવા લાયક ન હોય તો અમને કહો, આ નગરમાં રહેવાવાળા સર્વે લોકો તમારા ગુણોથી ખરીદાયેલા અમે તમારા જ છીએ. આપના જેવા ઉત્તમ સદ્‌ગુણી પુરૂષોને ગ્રીષ્મ ઋતુના આવા

મધ્યાહ્ન કાળના સમયે આવું કષ્ટ સહન કરવું તે કોઇ રીતે યોગ્ય નથી. અતિ શીતલ છાંયાવાળી અમારી આ દુકાને આપ પધારો અને દુકાનને શોભાવો. આપના જેવા મોટા પુરૂષનાં આગમનથી અમારી દુકાન પવિત્ર થશે; ત્યાં બેસીને આપને જે કાંઈ કાર્ય કરવાનુ હોય તે ફરમાવજો.'

આમ તે શ્રેષ્ઠીના ગુણોથી વશ થયેલા લોકોનાં વચન સાંભળીને આંખમાં આશ્રૂ લાવી અભયશ્રેષ્ઠી ગદ્‌ગદ વચનોવડે કહેવા લાગ્યા; 'ભાગ્યશાલીઓ! તમે જે કહ્યું તે ખરેખર સત્ય છે. હું જાણું છું કે ત્રણે યોગથી તમે સર્વે મારા શુભચિંતકો છો અને મારૂં કહેલું કાર્ય કરવામાં તમે બધા તત્પર છો. તમે બધા મારા ઉપર સંપૂર્ણ કૃપા રાખો છો, પણ મારે એક મોટી દૈવી આપત્તિ આવેલી છે તે દુ:ખથી પ્રેરાયેલો મધ્યાહ્ને પણ હું દોડતો અહીં આવ્યો છું ધન માટે અગર લોભ માટે આવ્યો નથી.'

લોકોએ પૂછ્યું; 'એવી તે શું આપત્તિ આવી છે?'

શ્રેષ્ઠીએ કહ્યું; 'બે ત્રણ મહિનાથી મારો પ્રાણપ્રિય, સમસ્ત ગૃહભારની ચિંતા કરનારો, બહુ જ શ્રેષ્ઠ વિનય ગુણવાળો, સર્વ કાર્યમાં નિપુણ, ગૃહના શૃંગારભૂત પ્રદ્યોત નામે નાનો ભાઈ કોઈ રોગથી અથવા વાયુના પ્રયોગથી અથવા કોઈ ભૂતાદિ દુષ્ટ દેવના પ્રયોગથી ગાંડો થઈ ગયો છે, તેની પ્રકૃતિમાં ફેરફાર થઇ ગયો છે; તેથી તે સીધી રીતે બોલતો નથી; સીધી રીતે ભોજન પણ કરતો નથી. હંમેશા હું તેનું પડખું મૂકતો જ નથી. પરંતુ કોઇ વખત એક ક્ષણ પણ કોઇ કાર્ય માટે હું બહાર જાઉં છું, તો તે વખતે સેવકો વગેરેને છેતરીને તે બહાર નીકળી જઈ અહીં તહીં ભટકે છે, ગાંડાની માફક બોલે છે અને ધુળ ઉડાડે છે. હંમેશા તો ઘરની આસપાસ જ ફરે છે. તેથી તેને પકડીને ઘરમાં લઈ જઇને રાખીએ છીએ. આજે તો તે ક્યાંક

બહાર નાસી ગયો છે, તેનો પત્તો જ લાગતો નથી. તે દુઃખવડે દુઃખિત થયેલો તડકામાં પણ બહાર નીકળીને હું અહીં આવ્યો છું, બીજું કાંઇ કારણ નથી.'

તે સાંભળીને કોઇએ કહ્યું; 'અમુક ચોકમાં તમોએ વર્ણવ્યા પ્રમાણેનો જ માણસ પરિભ્રમણ કરે છે અને ગાંડો પણ દેખાય છે; તે બોલે છે કે "હું પ્રદ્યોતરાજા છું, આ નગરનો સ્વામી છું, આ સર્વે મારા સેવકો છે.' લોકનાં ટોળાં તેની પછવાડે ભમે છે અને તેને હેરાન કરે છે, તે પણ લોકો ઉપર ધૂળ ઉડાડે છે.'

આવાં તેનાં વચનોને સાંભળીને અશ્રુપાત કરતાં અભયશ્રેષ્ઠી તરત જ સર્વ લોકોની સાથે ત્યાં ગયા.

શ્રેષ્ઠીના સેવકો અને લોકોએ મળીને તેને પકડ્યો. વળી જરા સમય મળતાં જ તે ભાગ્યો; વળી ફરીવાર પકડયો, ઘણી મહેનત કરી પણ તે આગળ ચાલતો નહોતો, તેથી સેવકો ઘેરથી એક ખાટલો લઇ આવ્યા પછી તેને પકડીને ખાટલામાં નાખીને બંધવડે બાંધીને સેવકોએ તે ખાટલો ઉપાડયો, અને ઘર તરફ ચાલવા લાગ્યા.

તે વખતે ખાટલામાં બેઠેલો તે, પૂર્વે શિખવ્યું હતું તે પ્રમાણે જેમ તેમ બોલવા લાગ્યો.

તે દેખીને લોકો પરસ્પર કહેવા લાગ્યા; 'અહો ! આવા ગુણવંત શ્રેષ્ઠીને પણ આવું મોટું દુઃખ દેખાય છે, આ અસાર સંસારમાં કોઇ પણ મનુષ્ય પૂર્ણ સુખથી સુખી હોય તેમ દેખાતું નથી. કોઇ ને કોઈ દુઃખ તો હોય જ છે.'

આ બનાવ બન્યા પછી અભયશ્રેષ્ઠી તે ગાંડાને પોતાના ઘેર લઇ ગયા અને લોકો વિખરાઇ ગયા, તે સર્વે લોકો અભયશેઠની જ ચિંતા કરતાં પોત-પોતાના ઘેર ગયા.

આ રીતે એક દિવસના આંતરે, કોઇ વખત બે દિવસને આંતરે તે પ્રમાણે તે કરતો હતો

ફરીથી પાછા શ્રેષ્ઠી પૂર્વની જેમજ સર્વ ક્રિયા કરીને તેને ઘેર લઇ જતા હતા. એમ હમેશાં કરતાં કરતાં દરેક ચાર રસ્તા ત્રણ રસ્તા, દરેક બજાર, દરેક પોળ, દરેક ઘર, દરેક દરવાજો, ઉપવન અને પ્રત્યેક વાડી, ઇત્યાદિમાં રહેનારા સર્વ લોકોને આ હકીકત જાણીતી થઇ ગઇ. જે જે સ્થળે તે જતો ત્યાં ત્યાં લોકો તેને જોઇને પરસ્પર વિધિની વિચિત્રતા અને ભાગ્યની વક્રતાની વાતો કરતા અને અભયચંદ્ર શ્રેષ્ઠીની સ્તુતિ કરતા કહેતા;

'અહો! કર્મની ગતિ કેવી વિચિત્ર છે? સર્વ રીતે સુખી એવા પણ આ શ્રેષ્ઠી જે દુ:ખ અનુભવે છે, તે દુ:ખ શત્રુને પણ ન હોજો ધન, ધાન્યાદિક સર્વ સુખોથી પૂર્ણ એવા આ શ્રેષ્ઠી બંધુનાં દુ:ખથી પીડાયેલા, રાત્રી ગણતા નથી અને દિવસ પણ ગણતા નથી. તાપ તડકો કે ઠંડીને પણ ગણતા નથી અને ખાનપાન તથા સૂવાના સુખની પણ દરકાર કરતાં નથી, ભાઈનાં દુ:ખથી દુ:ખી થયેલા તે એકલાજ સામાન્ય માણસની માફક પ્રત્યેક જગ્યાએ, પ્રત્યેક સ્થળે ભટકે છે. કોઇ સ્થળે તેના સેવકો, કોઈ સ્થળે પોતેજ, કોઇ સ્થળે તેના દાસજનો ગ્રહથી પીડાયેલાની જેમ ભટકે છે દૈવની ગતિ નિવારવાને કોઈ પણ સમર્થ નથી.'

આ પ્રમાણે સમગ્ર ઉજ્જયિની નગરીમાં સર્વ ઠેકાણે પ્રખ્યાતિ થઈ ગઇ. પ્રથમ તો તે જ્યારે બહાર જતો અને અભયચંદ્ર શ્રેષ્ઠી તેને શોધવા માટે દોડતા પાછળ જતા ત્યારે સેંકડો અને હજારો માણસો જ્યાં સુધી તેને ઘેર લાવતા ત્યાં સુધી તેમની પાછળ લાગેલા રહેતા સાથે આવતા, પછી ઘણા દિવસ થઇ ગયા એટલે

હવે કોઈ પાછલ આવતું નહિ, ઘેર બેઠા બેઠાજ શ્રેષ્ઠીનાં દુ:ખની ચિંતા કરતા હતા.

કોઇને આ વાતની ખબર ન હોય તો તે પૂછતા કે આ શું ત્યારે લોકો ઉત્તર આપતા કે; 'ભાઇ ! કર્મની ગતિ વિચિત્ર છે એમાં આશ્ચર્ય શું છે ? આ શ્રેષ્ઠી હમેશાં કર્મની ગતિનેજ અનુભવે છે.'

આમ કહીને શ્રેષ્ઠીના ગુણનું વર્ણન કરતાં તેઓ સર્વ હકીકત કહેતા હતા.

શ્રેષ્ઠી અને તે ગાંડો હમેશાં આ રીતે રાજમાર્ગોના રસ્તે અવર જવર કરવા લાગ્યા. તેથી હવે તો રસ્તે જતાં તેઓને જોવાને કોઇ ઉઠતું પણ નહોતું.

## ૬ : રત્નમંજરી જાળ પાથરે છે :

ગાંડા પ્રદ્યોતથી આ રીતે ઉજ્જયિનીના લોકો પરિચિત થઈ ગયા પછી અભય શ્રેષ્ઠીએ ઘરમાં રહેલી બન્ને સ્ત્રીઓને શિખામણ આપી કે; 'આવતી કાલે રાજા ઘોડા ખેલાવવા આ રસ્તે થઇને જવાના છે, તેથી તમે પ્રથમથીજ વસ્ત્રાભૂષણ પહેરીને સોળે શૃંગાર ધારણ કરી તાંબુલવડે મુખને શોભાવી બહુ ઉત્તમ ભદ્રાસન ઉપર ગોખમાં બેસજો. જ્યારે હસ્તિસ્કંધ ઉપર આરૂઢ થયેલ રાજા દૃષ્ટિપથમાં આવે ત્યારે કટાક્ષ બાણોવડે સારી રીતે તેને વીંધજો. અને જેવી રીતે કામરાજ અંગ પ્રસંગ ફેલાવે તેવી રીતે હાવ ભાવ વિભ્રમ તથા શરીરચલન કરજો, કે જેથી તે તમનેજ વિચારે, તમનેજ ઇચ્છે, તમનેજ ચિંતવે અને તમનેજ દેખે. વધારે શું કહું ? તમારી કળા ફેરવીને ગમન અને આગમન સમયે તેને સંપૂર્ણ વશ કરી લેજો.'

આમ તેઓને શિખવીને તૈયાર કરી. બીજે દિવસે રાજાના આવવાના અવસરે સ્નાન, મજ્જનાદિક કરી અને સોળ શૃંગાર ધારણ કરી પાંચ સુગંધીવાળા તાંબુળવડે મુખ શોભાવીને રાજમાર્ગ ઉપર આવેલા ગોખમાં ભવ્ય ભદ્રાસન ઉપર તે રત્નમંજરી અને કામમંજરી બેઠી.

બે ઘડી વ્યતીત થઇ એટલામાં રાજા તે માર્ગે નીકળ્યા; ઉત્તમ ગંધહસ્તીના સ્કંધ ઉપર આરૂઢ થયેલો પ્રદ્યોત રાજા તે ગોખની સમીપે આવ્યો, એટલે તે બંને યુવતીઓને તેણે દેખી, તેઓએ પણ હાવ-ભાવ પૂર્વક રાજા તરફ જોયું,

તે અવસરે પરસ્ત્રીલંપટ પ્રદ્યોત રાજા ચમત્કાર પામ્યો, અને સૂક્ષ્મનજરે તેની સામે જોવા લાગ્યો.

તે મનમાં વિચારવા લાગ્યો; 'સ્વરૂપવડે રંભાને પણ જીતે એવી, કંદર્પના સૈન્યમાં ભંભા સમાન (ભંભા જેમ લડાઇ માટે લડવૈયાઓને ઉશ્કેરે છે તેવી રીતે કામભોગ માટે જોનારને ઉશ્કેરનાર) આ બંને ભાગ્યવતી કોની સ્ત્રીઓ હશે ?'

આમ વિચાર કરતો રાજા વારંવાર તેમની સામે જોવા લાગ્યો. તે બંને પણ રાજાને રાગ દષ્ટિવાળા દેખીને-સમજીને વિશેષ આદર પૂર્વક અનિમેષ નેત્રોથી તેની સામે જોવા લાગી અર્ધ મીંચેલા ચક્ષુઓથી તેને આકર્ષવા લાગી, મુખમોટન કરવા લાગી, જરા હાસ્યપૂર્વક, જરા નીચી વળીને જરા વધારે ઉંચી થઇને તેની સામું જોવા લાગી. શરીરના અવયવો દેખાય ને ઢંકાય તેવી રીતે નીચી વળી વળીને વારંવાર અંગોપાંગ પ્રગટ દેખાય તેવી રીતે પરસ્પર બંને હાથો ગળા પાસે લગાડીને તથા બીજા પણ અપરિમિત હાવ-ભાવ, વિભ્રમ, કટાક્ષ, વિક્ષેપાદિ સ્ત્રીચરિત્ર વિકુર્વીને રાજાને કામદેવના સંકટમાં તેઓએ નાંખ્યો.

રાજા પણ કામબાણોથી પૂરેપૂરો વીંધાઇ ગયો.

રાજાએ વિચાર્યું; 'શું આ બંને નાગકુમારની પત્નીઓ હશે? કે શું કિન્નરીઓ હશે? શું વિદ્યાધરીઓ હશે? આ બંને કોણ હશે? આ મોટું મનગૃહ કોનું છે? અહીં કોણ રહે છે? આ બંને

સ્ત્રીઓનો સંયોગ મને કેવી રીતે થઇ શકશે ? જો આ બંને મળે તો જ મારો જન્મ સફળ છે. નહિ તો સફળ નથી.'

આ પ્રમાણે વિચાર કરતાં પ્રદ્યોતરાજાએ તે અવસરે ભ્રૂસંજ્ઞાથી મહાવતને સૂચવ્યું; હાથીને ધીમે ધીમે ચલાવ.'

તે હસ્તીરત્નનાં મહાવત હસ્તીવલ્લભે પણ તેમજ કર્યું. આગળ ચાલતાં વાંકી ડોક કરીને સંયોગની ચિંતાવડે વિલખો થયેલો રાજા અનિમેષ દૃષ્ટિથી તેઓને જોવા લાગ્યો.

તે બંનેએ પણ તેની તેવી સ્થિતિ જોઇને વિશેષ વિશેષ વિષલિપ્ત કામદેવનાં બાણોવડે તેને માર માર્યો; વળી આળસથી અંગ મરડીને, બગાસાં ખાઇને, પરસ્પર આલિંગનાદિક કરીને, પ્રથમ કોઇ વખત નહિ જોયેલા તેવા સ્ત્રી ચરિત્રના વિભ્રમવડે રાજા ઉપર પૂર્ણ-રાગભાવ તેઓએ દેખાડ્યો.

તે જોઇને 'આ બંને મારા ઉપર આટલા બધા પૂર્ણ રાગવાળી જણાય છે; તો તેઓ કયા ઉપાયવડે મળશે? એવા આશાના સંકટમાં રાજા પડ્યો. અને જ્યાં સુધી તેઓ દૃષ્ટિપથમાં આવી ત્યાં સુધી તેઓ તરફ જોયા કર્યું, ત્યારપછી પોતાના પ્રાણને તે બંનેની પાસે મૂકીને એકલા દેહમાત્રથીજ તે આગળ ચાલ્યો,

તે બંને વેશ્યાઓએ બધી હકીકત અભયકુમારને નિવેદન કરી.

અભયકુમારે તે બન્નેના ઉપર પ્રસન્ન થઇને ભવિષ્યનાં કાર્ય માટે તેમને શિખામણ આપી કે; 'કાલે પાછો તે પરસ્ત્રીલંપટ નૃપતિ આજ રસ્તે નીકળશે, તે વખતે પણ વધારે વધારે કટાક્ષ, વિક્ષેપ, હસ્ત સંચલન, અંગોપાંગ દર્શનવડે તેને આકર્ષીને તમે એવું કરજો કે જેથી તે વિશેષ વિહ્વળ થાય અને વિષયાનુરક્ત થઇને એમ જાણે કે "આ બંને મારો જ વિચાર કરે છે, મારી ઉપર પૂર્ણ રાગવાળી

છે. અને જ્યારે હું તેને કહીશ ત્યારે તેજ વખતે મને અંગીકાર કરશે." એવી તેને પ્રતીતિ થાય તેમ વર્તજો. પછી બીજે કે ત્રીજે દિવસે જ્યારે સંપૂર્ણ વિહ્વળ થશે ત્યારે કાંઈક બ્હાનું કરીને તે રાજા દૂતીને તમારી પાસે મોકલશે. તે વખતે રાજાની દૂતી જે કહે તે સાંભળીને પ્રથમ તો મિષ્ટ વચનો વડે તેને તૃપ્ત કરી ખાન—પાનાદિવડે તેને બરાબર આકર્ષી રાજકુળની બધી હકીકત સારી રીતે જાણી લેજો. ત્યાર પછી કોઈ રીતે વાકચતુરાઇથી તમારો સંગમ અતિ દુર્લભ છે, તેવો ભાસ તે દાસીને થાય તેમ કરજો.'

વળી તેને કહેજો કે; 'અમે તો આ જન્મમાં આજ સુધી કોઈની પણ સાથે ચાર આંખ મેળવી નથી, અમારા સ્વામી વિના કોઇની સાથે વાણીવિલાસ પણ કર્યો નથી, વળી એવા કયા અમારા પૂર્વ કર્મના સંબંધથી આટલો આ રાજાની સાથે દૃષ્ટિસંબંધ થયો? તે પણ જાણતી નથી. તેથી બ્હેન! અમારો મેળાપ તો અતિ દુષ્કર છે, તે કેવી રીતે બની શકે? અમારે તો આ અંતઃપુરમાંજ રહેવાનું છે, અમારાં અંતઃપુરમાં પ્રવેશ તો રાજાના અંતઃપુરથી પણ વિષમ છે.' આ રીતની વચનરચનાવડે મેળાપની દુષ્કરતા અને રાજા ઉપર પૂર્ણ રાગ દેખાડીને તે વધારે આતુર થાય તેમ કરજો. છેવટે તમારે તે દૂતીને કહેવું કે; 'જો અમારા ઉપર રાજાજીને સંપૂર્ણ રાગજ હોય તો અમે કહીએ તે ઉપાયદ્વારા જો અમે કહીએ તેટલું સંકટ તે સ્વીકારે તો કોઇ રીતે મેળાપ થાય ખરો, નહિતર તો નહિ જ થઇ શકે. તારે પણ અવસર જોઇને ક્વચિતજ આવવું, વારંવાર આવવું નહિ.'

આ પ્રમાણે અભયકુમારે તે રત્નમંજરી તથા કામમંજરીને શિખવાડી દીધું. અને તે બંનેએ તે સર્વ બરાબર ગ્રહણ કરી લીધું.

બીજે દિવસે પણ ફરીથી રાજા તે ગોખની પાસે થઇને નીકળ્યો.

તે સમયે તે બંનેએ કટાક્ષાદિ દ્વારા બહુ સારી રીતે પ્રદ્યોત-

રાજાને જ વિંધ્યો, એટલે રાજા વિષમ એવી કામાવસ્થામાં પડ્યો અને વિચારવા લાગ્યો;

'દેવાંગનાઓથી પણ વિશેષ રૂપ તથા ચતુરાઇ ધારણ કરનારી આ સ્ત્રીઓ જો કોઇ રીતે મારાં હાથમાં આવે તો ઉત્તમ થાય.'

આવા વિચારોમાં ક્ષણે ક્ષણે વિરહાગ્નિથી બળતો તે પોતાના મહેલમાં ગયો.

અને ત્યાં પણ તેને તે સ્ત્રીઓ સંબંધીજ વિચારો આવવા લાગ્યા કે; 'જો કોઈ નિપુણ, અવસરની જાણ, વાણીમાં કુશળ એવી વિચક્ષણ દૂતી કોઈ બ્હાને આ બંનેની પાસે જાય અને તેમનો આશય જાણી લાવે તો કોઈ પણ ઉપાયથી મનોરથની સિદ્ધિ થાય.'

આ પ્રમાણે ચિંતવીને દૂતીના કાર્યમાં કુશળ એવી વિદ્રુમા નામની એક સ્ત્રીને બોલાવીને તેની આગળ અમુક રસ્તાપર અમુક પ્રકારના આકારવાળા મકાનની સમીપમાં, અમુક ઉંચા મહેલમાં, પૂર્વ દિશામાં જે મકાનનું મુખ આવેલ છે ઈત્યાદિ નિશાનીઓપૂર્વક પોતે જે અનુભવ્યું હતું અને પોતાને જે ઇચ્છિત હતું તે સર્વ નિવેદન કર્યું અને કહ્યું કે; 'તું ચતુરાઇથી કાંઇક બ્હાનું કરીને, તે ઘેર જઇને, તેનું કુળાદિક જાણીને તેમજ તેઓના હૃદયમાં રહેલ તેમનું પરિણામ પિછાણીને પાછી આવજે.'

વિદ્રુમાએ તે સાંભળીને કહ્યું; 'સ્વામિન્ ! આ બહુ આકરૂં-વિષમ કાર્ય છે. અપરિચિત એવા ઉત્તમ મનુષ્યના ઘરમાં જવું તે અતિ દુષ્કર છે, તેમાં પણ તેની ગુહ્ય વાર્તા જાણવી તે તો અતિશય દુષ્કર છે. આપે આજે મહાવિષમ કાર્ય મને બતાવ્યું છે તો પણ

૪ આપના ચરણની કૃપાવડે મારી ચતુરાઈ વાપરીને આપની આજ્ઞાનુસાર

તેની સર્વ પ્રકારની ખબર મેળવી આપની પાસે તે સર્વ નિવેદન કરીશ. આપે તે વખતે મારો મુજરો સ્વીકારવો.'

ઉપર પ્રમાણે કહીને તે દૂતી રાજાની સમીપેથી નીકળી સાંજ ગઈ.

રાજાએ કહેલ રાજમાર્ગમાં જઇને આમતેમ ચોતરફ તેણે અવલોકન કર્યું. પછી તે સ્થળે રહેનારા લોકોને પૂછ્યું; 'આ બારીઓની શ્રેણીવાળું ઘર કોનું છે? અહીં કોણ રહે છે?'

તેઓએ કહ્યું; 'આ મોટી હવેલીનું મુખ તો પશ્ચિમ દિશામાં અને અંદરની પોળમાં છે, તેમાં દેશાંતરથી આવેલા અભયચંદ્ર શ્રેષ્ઠી રહે છે. દાતા, ભોગી પરોપકારપરાયણ એ શ્રેષ્ઠી છ મહિના પહેલા જ તે મકાનમાં આવીને રહેલ છે. તેનો વિશાલ પરિવાર અહિં સાથે છે, બાકી અમે કાંઇ વધારે જાણતા નથી. આ બાજુનાં બારીઓની શ્રેણિનાં બારણાં તો પ્રાયે કરીને બંધ જ રાખેલા દેખાય છે. આ બાજુ કોઈ ઉભું રહેતું નથી.'

આ સાંભળીને તે વિચારવા લાગી; 'અહીં જોઈએ તેવી ખબર ન મળી, તેથી જો ઘરના મુખ્ય દરવાજે જઈશ તો બધી બાબતની ખબર પડશે.'

આથી તે પાછી ફરી ધીમે ધીમે તપાસ કરતી તે આવાસના મુખદ્વાર પાસે ગઇ.

તે સ્થળે તો રાજદ્વારની જેમ નગરજનો તથા સેવકોથી તે દ્વાર તો તદ્દન રોકાયેલું દીઠું, પછી તેના પાડોશી શ્રીદત્તનાં ઘરમાં કાંઇક ઓળખાણ કાઢીને તે તેની પાસે બેઠી આડી-અવળી વાતો કરવા માંડી ને ધીરે રહીને તેણે પૂછ્યું; 'આ મોટા મકાનમાં કોણ વસે છે?'

શ્રીદત્તે જવાબ આપ્યો; 'દૂર દેશાંતરથી આવેલા એક શ્રેષ્ઠી અહિં રહે છે. સર્વ ગુણોથી સંપન્ન, શ્રેષ્ઠીઓમાં શિરોમણિ અને પરોપકારમાં પરાયણ આવો કોઇ સજ્જન પુરૂષ હજુ સુધી અમારા દૃષ્ટિપથમાં આવ્યો નથી.'

'તેના ઘરમાં કોઇ સ્ત્રી છે કે નહિ?'

'હા, સ્ત્રી તો છે, પણ ત્યાં કોઇને પેસવા દેતા નથી. હું તે સજ્જન શ્રેષ્ઠી પાસે સેંકડોવાર ગયેલ છું, પણ તેનાં અંતઃપુરમાં ગયો નથી. તેઓના દેશમાં આવો જ રિવાજ જણાય છે. મોટી ઓળખાણ અને ઘણો પ્રેમ હોય તો કોઈ વખત બીજી સ્ત્રીઓ અંતઃપુરમાં જાય છે. પુરૂષ તો કોઈ જઇ શકતું જ નથી. આ શ્રેષ્ઠીને અહીં રહેવા આવ્યે છ માસ લગભગ થયા છે, પણ મારી માતા માત્ર એક કે બે વાર તેના અંતઃપુરમાં જઈ શકી છે.'

આ સર્વ હકીકત જાણીને ચંડપ્રદ્યોતની દૂતી વિદુમાએ રાજા પાસે જઇને તે હકીકત કહી સંભળાવી અને કહ્યું; 'મહારાજ! આ કાર્ય તો મહાકષ્ટથી સાધી શકાય તેવું છે; તેમાં પણ કાર્ય સિદ્ધિનો સંશય છે, તો પણ આપનો આદેશ મેં અંગીકાર કર્યો છે, તેથી હું જેટલું બનશે તેટલું અવશ્ય કરીશ, પછી જેવો ભાવિભાવ!'

પ્રદ્યોતે તે સાંભળીને કહ્યું; 'મારૂં ભાગ્ય છે જ, કારણ કે તેઓ રાગવાળી દૃષ્ટિથી મારા તરફ જૂએ છે એમ અનુમાનથી કલ્પી શકાય છે, તેથી તું ઉદ્યમ કર, તારો ઉદ્યમ સફળ થશે.'

'મહારાજે કહ્યું તે સર્વ સાચું છે, પણ તેનાં અંતઃપુરમાં પ્રવેશ કરવો તેજ પ્રથમ અતિ દુષ્કર છે. વાણિયાની જાતિ બહુ વિચક્ષણ હોય છે તેને છેતરવી બહુ મુશ્કેલ છે, બાકી ઉદ્યમમાં હું કાંઈ ન્યૂનતા રાખીશ નહિ.'

વિદુમા આમ કહીને પોતાના ઘેર ગઈ અને વિચારવા લાગી; 'રાજા પાસે મેં પ્રતિજ્ઞા તો કરી છે, પણ ઓળખાણ વગરના ઘરમાં કયા ઉપાયવડે પ્રવેશ થઈ શકશે?'

આ પ્રમાણે તે ચિંતાસમુદ્રમાં પડી.

ત્રણ દિવસ ગયા પછી રાજાની સમીપે આવીને અંતઃપુરમાંથી તેણે ચાર દાસી અને પાંચ પુરૂષો માગ્યા. તેને લઇને તે પોતાનાં ઘેર જઇ એક મોટા થાળમાં વિવિધ પ્રકારની સુખડીઓ ભરી અને બીજા થાળો દ્રાક્ષ, અખોડ, બદામ, પસ્તા, નાળિયેર વગેરેથી ભરીને, બહુ સુંદર રેશમી વસ્ત્રવડે તેને ઢાંકી, સુંદર તરૂણીઓ પાસે તે થાળ ઉપડાવી, પોતે મોટી શેઠાણી બની.

પછી દાસીઓ ગીતો ગાતી ગાતી આગળ ચાલતી હતી અને રાજપુરૂષો પાછળ ચાલતા હતા. આ રીતના ઠાઠથી તે અભયચંદ્ર શ્રેષ્ઠીનાં ઘેર ગઇ અને અંતઃપુરનું દ્વાર હતું ત્યાં જઇને તે બધા ઉભા રહ્યા.

એટલે અંતઃપુરનું રક્ષણ કરનારા રક્ષક પુરૂષોએ તેઓને પૂછયું; 'આ શું છે?'

વિદુમાએ કહ્યું; 'ગઇ કાલે રાજાને ત્યાં કુળક્રમથી આવેલો દેવીનો મહોત્સવ હતો, તેથી તે દેવતાની શેષ સર્વ સ્થળે મોકલી. તે રીતે રાજાએ ઘણી પ્રીતિથી અભયચંદ્ર શ્રેષ્ઠીનાં ઘેર પણ આ શેષ મોકલી છે, અને રાજાએ કહેરાવ્યું છે કે, શ્રેષ્ઠીનાં અંતઃપુરમાં જઈને તે આપવી, તેથી તે દેવાને માટે હું આવેલી છું.'

દ્વારપાળે કહ્યું; 'શ્રેષ્ઠીની આજ્ઞા વિના અમે તમને અંદર જવા દઇશું નહિ. પણ તમે રાજા તરફથી આવ્યા છો, તેથી શ્રેષ્ઠીને પૂછીને તમને અંદર પ્રવેશ કરવા દઇશું, માટે એક ક્ષણવાર અહિં ઉભા રહો.'

એમ કહીને એક સેવકે અભયચંદ્ર શ્રેષ્ઠી પાસે જઇને સર્વ હકીકત નિવેદન કરી.

અભયચંદ્ર શ્રેષ્ઠીએ કહ્યું; 'તેઓને કહો કે; 'રાજાએ મોટી કૃપા કરી છે. પણ એક મુખ્ય દાસી અંતઃપુરમાં જઇને આપી આવે, સત્કાર તો સર્વનો કરવો યોગ્ય છે પણ અમારા કુળનો રિવાજ હોવાથી બધાને અંદર જવા દઇશું નહિ.'

શ્રેષ્ઠીનું કથન સેવકે જઈને વિદ્રુમાને કહ્યું કે; તમારામાંથી એક શ્રેષ્ઠીના આદેશ પ્રમાણે અંતઃપુરમાં જાઓ.'

આવો ઉત્તર સાંભળીને વિદ્રુમા પોતે થાળ ઉપાડીને અંતઃપુરમાં ગઇ. દૂરથી જ તે બંનેનું સ્વરૂપ જોઇને તે ચિત્તમાં ચમત્કાર પામી અને વિચારવા લાગી;

'અહો! આ બંનેનું સ્વરૂપ, ચાતુર્ય તથા લાવણ્યાદિક જોઇને રાજા મોહમાં પડી ગયા છે તેમાં શું આશ્ચર્ય છે? આ બંનેના હાવભાવાદિક જોઈને કયો મુનિ કે મૂર્ખેંદ્ર સ્થિર ચિત્તવાળો રહી શકે?'

આવા વિચાર કરતી તે તેઓની સમીપ જઇને તેમની પાસે ભરેલો થાળ મૂકી શિષ્ટાચારપૂર્વક પ્રણામ કરીને કહેવા લાગી. 'ભાગ્યશાલી બ્હેનો રાજાએ દેવાર્ચન મહોત્સવમાંથી આ શેષ બહુ પ્રીતિથી સ્વયમેવ તમને મોકલાવી છે અને તમારા કુશળક્ષેમ પૂછાવ્યા છે. તમારા ઘરના સ્વામી ઉપર તેઓ બહુ પ્રસન્ન અંતઃકરણવાળા છે, તેમના ઉપર મહારાજનો બહુ રાગ છે. "જેનો ગૃહપતિ આવો ઉદાર છે, તેની ગૃહિણીઓ પણ તેવી જ હશે તેથી બહુમાન પૂર્વક તેમને કુશળ વાર્તા પૂછજે." એમ રાજાએ સ્વમુખે મારી સાથે કહેવરાવ્યું છે.'

આ સાંભળીને પ્રથમથી જ શિખીને તૈયાર થયેલી રત્નમંજરી તથા કામમંજરીએ હસીને જવાબ આપ્યો.

'તમે કહ્યું તે સાચું છે. રાજાની કૃપાથી જ પ્રજાજન સુખી થાય છે, પરંતુ વ્યવહારમાં પુરૂષ જ પ્રધાન હોય છે. પુરૂષોને આશ્રયીને પ્રશંસાની અથવા સુખસમાચારની વાત બોલાય છે અને તે યોગ્ય દેખાય છે. પણ તમે તો કહ્યું કે, 'રાજાએ તમારા સુખ સમાચાર પૂછાવ્યા છે.' તમારૂં આ કથન તો 'અવસરોચિત પ્રિય બોલવું એવું નીતિનિપુણોએ કહેલું છે તે કથનાનુસાર તમારી જ વાક્ચાતુરીતું દેખાય છે. કારણ કે અમે કોણ ને રાજા કોણ? કોઇ વખતે અન્યોઅન્ય ઓળખાણ પણ થઇ નથી, તેથી પહેલાં તો પરસ્પરનો મેળાપ થાય, પછી પ્રિય બોલવું, સંદેશાદિ કહેવરાવવા તે સંભવે, તે સિવાય સંદેશા કહેવાં યોગ્ય હોય નહિ, અમારે તો રાજાનું દર્શન પણ થયું નથી તેથી અમારા ખુશી ખબર કેવી રીતે તેમણે પૂછાવ્યા?'

આ પ્રમાણે તેઓનું કથન સાંભળીને વિદ્રુમાએ જરા હાસ્યકરીને, આમ તેમ જોઇ કોઇ પણ માણસ સાંભળે કે જુએ તેમ નહિ હોવાથી તેઓના કાન પાસે જઇને કહ્યું;

'વાહ ધન્ય છે. પરંતુ સજ્જન સ્ત્રીઓ થઇને આવું તદ્દન જૂઠું બોલશો તો પછી સત્યનો વ્યવહાર કયાં રહેશે! તે રાંક રાજાને નયનવિલાસના વિભ્રમમાં પાડીને, તેનાં મન, વાણી તથા કાયાદિ સર્વ લુટી લઇને, તમારે આધીન કરી લઇને જાણે કાંઈ બન્યું જ નથી. તેમ જણાવી સમજાવો છો તેથી તમે શું મને બાળક જાણો છો? મને બધી ખબર છે. સયાણીની પાસે પેટ છૂપાવવું તે કેમ ચાલે.'

'જે દિવસથી રાજાને તમારાં દર્શન થયાં છે તે દિવસથીજ તે ખાન, પાન, શયન, નિદ્રાદિક સર્વ છોડી દઇને યોગીની જેમ તમારૂં જ

ધ્યાન ધરી રહ્યો છે. રાજાને દુઃખથી શોકાતુર થયેલા અને મ્લાન મુખવાળા જોઇને મેં આગ્રહથી તેમને એક દિવસે પૂછ્યું, કારણ કે હું તેમની પાસે રહેનારી દાસી છું, તેમનાં હૃદયનાં મર્મને જાણનારી છું, તેથી મારી પાસે તેમણે તેમનાં હૃદયમાં રહેલ સર્વ દુઃખ નિવેદન કર્યું. તે સાંભળીને હું પણ તેમનાં દુઃખમાં ભાગ લેનારી થઈ. આવી દુઃખી અવસ્થા તે અનુભવે છે અને તમારાં મનમાં તો તેનો હિસાબ પણ નથી! અરે ક્યાં તેનું પ્રેમાળપણું અને ક્યાં તમારા હૃદયની કઠોરતા? સોળ મુકુટબદ્ધ રાજાઓના નાયક હોવા છતાં પણ તમારા ઉપર આવી રીતે આસક્ત થઇને તે તમને મળવાની અતિશય ઇચ્છા કરે છે, મને રાજાનું દુઃખ નહિ સહન થઇ શકવાથી હું મારૂં બુદ્ધિબળ ચલાવી તમારાં દર્શન માટે અને તમને તે હકીકત કહેવા માટે મહાપ્રયત્ને તમારી પાસે અહિં આવી છું.

'તેથી તમે હવે હૃદયને જરા દયાર્દ્ર કરીને હું જે કહું છું તે હૃદયમાં ધારણ કરો. જે જેને સંભારે, તેજ સરલતાથી તેને સંભારે છે.' આવી સજ્જનની પ્રકૃતિ સર્વત્ર સ્પષ્ટ દેખાય છે. તેથી હવે કૃપા કરીને તે રાજાનાં મનોરથો પૂર્ણ થાય તેમ કરો. તેને મન, વચન, કાયા, ધન, જીવિતવ્યાદિ સર્વ કરતાં તમે વાધરે વહાલાં છો, તેનું જેવું ધ્યાન તમારા બંને ઉપર છે, તેવું ધ્યાન જો પરમેશ્વર ઉપર હોત અને અધ્યાત્મવાસનમાં તલ્લીનતા લાગી હોત, તો મુક્તિ પણ મળવી મુશ્કેલ નહોતી. વધારે કહેવાથી શું? મારૂં આગમન કેમ સફળ કરવું? તે તમારે આધીન છે.'

## ૭ : પંખી પાંજરામાં પૂરાયું :

વિક્રમાની ચતુરાઇથી જાણે રંજિત થયેલ હોય તેમ રત્નમંજરી તથા કામમંજરીએ નિઃશ્વાસ મૂકીને કહ્યું: 'બહેન ! શું કરવું ? અમારે પણ સાપે છછુંદર ગળ્યાની જેમ મહા દુઃખ આવી પડ્યું છે. અમે મોટા શેઠીનાં ઘેર જન્મી અને મોટા શેઠીની સાથે અમારા લગ્ન થયા. અમારા કુળમાં પહેલાં આવું કાર્ય સ્વપ્નમાં પણ કોઇએ કર્યું નથી, અમે પણ અત્યાર સુધીમાં અમારા પ્રાણનાથ સિવાય બીજા કોઈ પુરૂષને જોયો નથી, કોઇની સાથે અમે એક અક્ષર પણ બોલ્યા નથી, અમે બંને ધર્મ અને નીતિમાર્ગ સિવાય બીજું કાંઇ જાણતા નથી, અમારા ઘરમાં દાસી કે નોકર પણ ધર્મ અગર નીતિવિરુદ્ધ બોલવાની પણ હિંમત કરી શકતાં નથી, તો પછી તેવાં કૃત્ય કરવાં તો દૂર જ રહ્યાં. અમે આજ સુધીમાં ઘરનાં દ્વાર સિવાય કોઇ દિવસ બહાર પગ પણ મૂકયો નથી.'

'રથમાંથી ઉતરીને આ ઘરમાં જ પ્રવેશ કર્યો છે. હવે જ્યારે અહીંનાં અન્ન અને પાણીનો સંબંધ પૂર્ણ થશે અને અમારા સ્વામી સ્વદેશ તરફ જવાને તૈયાર થશે, ત્યારે અમારે પણ અહિંથી બહાર નીકળવાનું થશે. અહીં વળી ધર્મમાં જ રક્ત એક અમારી રક્ષક વૃદ્ધા

ડોશી છે, તે ક્ષણમાત્ર પણ અમારૂં પડખું છોડતી નથી. ક્ષણે ક્ષણે ધર્મને રસ્તે લઈ જનારી શિખામણ અમને આપ્યા જ કરે છે. આજે કોઈ શુભ શકુનોએ પ્રેરાયેલા તમે આવ્યા છો, તેથી તે હમણાં જ અમારા પ્રાણનાથના મોકલવાથી કોઇ અતિ પરિચિત ગૃહસ્થને ઘેર લોકાચારાર્થે ગઈ છે, તેથી જ અમારાથી છુટાં હૃદયે તમારી સાથે વાતો થઇ શકી છે; જો તે ઘરમાં હોત તો તો તમારી સાથે વાત જ કેવી રીતે થઇ શકત ? આવી સ્થિતિમાં અમે રહીએ છીએ.'

'એક દિવસ દૈવયોગે બપોરના સમયે ઓછી વસ્તીવાળા આ ઘરના પછવાડેના ભાગમાં ગોખ પાસે અમે અહીં તહીં ફરતી હતી, તે વખતે તે ડોશી ગૃહકાર્યમાં વ્યગ્ર હતી, ત્યારે મહારાજાની સ્વારી નીકળી. ઘોડાઓનો અવાજ સાંભળીને તે જોવાની ઇચ્છાથી અમે ગવાક્ષનું દ્વાર ઉઘાડીને મુખ ઉપરનો પડદો ખોલી નાખી આમ તેમ જોવા લાગ્યા. જો પેલી ડોશી પાસે હોત તો તો જોવા દેત નહિ, પણ કોઇ પાસે નહિ હોવાથી અમારી ઈચ્છાનુસાર અમે જોવા લાગ્યા. એ જ સમયે હાથી ઉપર બેઠેલા મહારાજા ગોખની પાસેથી નીકળ્યા, એટલે અમારી ને રાજાની દૃષ્ટિનો મેળાપ થઇ ગયો.'

'તે વખતે કોઈ પૂર્વકૃત કર્મના ઉદયથી એવો અનિર્વચનીય રાગનો ઉદય થયો, કે તે અમારૂં ચિત્ત જ જાણે છે. રાજાએ પણ તેવી જ રીતે અમારી ઉપર અનિમેષ દૃષ્ટિથી લાંબા રસ્તા સુધી જોયા કર્યું. જ્યારે માર્ગનાં અંતરથી આંખે દેખાતું બંધ થયું ત્યારે જ રાજાજીએ દૃષ્ટિ ફેરવી. ત્યાર પછી તેમના વિરહથી જે દુઃખ ઉત્પન્ન થયું છે તેનું વર્ણન કરવાને અમે સમર્થ નથી. પૂર્વ જન્મમાં આવો દૃઢ રાગ થાય તેવું કોઇ: કર્મ બાંધ્યું હશે, તેનો ઉદય થયો જણાય છે. તેઓ અમારાં હૃદયમાંથી ક્ષણવાર પણ ભૂલાતા નથી. બીજે દિવસે પણ તેમનાં દર્શનની ઉત્સુકતા થઈ. તેજ વખતે પાણીમાં સાકર

મળે તેમ તેમનાં દર્શનનું સુખ અમે અનુભવ્યું. વળી પાછો પ્રથમની માફક તેમનો વિયોગ થયો, એટલે ક્ષત ઉપર ક્ષાર નાખવાની જેમ અતિશય દુઃખ ઉત્પન્ન થયું. તે દિવસથી હમેશાં સરસવ જેટલું સુખ પણ મેરૂ જેટલા દુઃખરૂપે અમે અનુભવીએ છીએ.'

'તે દુઃખને નિવારવા અમારા આત્માને અમે ઘણી શિખામણ આપી કે; 'અરે જીવ ! તું કેમ આવી વ્યર્થ આશા કરે છે ? સ્વર્ગમાં રહેલ કલ્પવૃક્ષની જેમ આ સર્વ આશા નિષ્ફળ છે. તું કોણ ? આ રાજા કોણ ? કયા ઉપાયથી તારો અને તેનો મેળાપ થાય ? જાતિ, કુળ સ્વામી, ગૃહ લોક, વૃદ્ધાદિકના ભયમાં તું પડેલો છે તેનાથી પણ વિષમ એવી રાજ્યસ્થિતિ ઉલ્લંઘી શકાય તેમ નથી, તેથી તારો ને તેનો સંયોગ કેવી રીતે થશે ? વળી અતિગુપ્ત રીતે પાપ કરીએ તો પણ જો અતિ દુર્ગંધી લશનાદિના ભક્ષણની માફક તે પ્રગટ થાય તો, અમારા સ્વામીનાથ અમને ઘર બહાર કાઢી મૂકે, લોકમાં નિંદા થાય અને અનેક દુઃખો આવી પડે. વળી પરલોકમાં પણ કુંભીપાકની પીડા, તપેલી લોઢાની પુતળીનું આલિંગન, વૈતરણી ઉતરવી. તથા છેદન, ભેદન તાડન, તર્જનાદિક અનેક પ્રકારની નરકરક્ષક પરમાધામીએ કરેલી ન ચિંતવી શકાય તેવી પીડા સહન કરવી પડે, તથા એક ક્ષણ પણ વિરામ ન પામે તેવી ક્ષુધાદિ દશ પ્રકારની ક્ષેત્રવેદનાં અવશ્ય સહેવી પડે તેમાંથી કોણ છોડાવે ? વળી નિગોદમાં જે અનંત દુઃખ ભોગવવું પડે તે તો વર્ણવી શકાય તેવું જ નથી. આ પ્રમાણે ક્ષણમાત્રનાં સુખ માટે દુઃખનો સમૂહ કોણ અજ્ઞાની અંગીકાર કરે !'

'ભદ્રે ! અમે અમારા જીવને શીખામણ આપતા, તો પણ તે વિરામ પામતો નહિ. વળી પણ અશ્વક્રીડાનાં સમયે ઘોડાનો સ્વર સાંભળીને અમારૂં મન રાજાને જોવાને દોડતું, પણ શું કરીએ !

મધ્યમાં રહેલ કાંટાવાળા ચંપકની જેમ વિકલ્પરૂપી કલ્પનાકલ્લોલની કદર્થનાથી માત્ર અમે ક્લેશ જ અનુભવતા હતા. રાજાનો મેળાપ ફરીને થશે જ નહિ એવું અમને તો લાગતું હતું તેથી બ્હેન ! તમારાં ચિત્તમાં કોઇ યુક્તિ ભાસતી હોય તો કહો કે જેથી અમારો મનોરથ અને તમારૂં આગમન સફળ થાય ?'

રત્નમંજરીનું કથન સાંભળીને પ્રકૃતિથી જડ વિદ્રુમાની બુદ્ધિ ચાલી નહિ તેથી તે કાંઈ બોલી પણ નહિ, પણ જ્યારે રત્નમંજરીએ ફરી પૂછયું, ત્યારે તેણે કહ્યું; 'હું શું ઉપાય બતાવું ? રાજાપાસે બીડું ગ્રહણ કરીને અહિં આવી છું. તેથી મારે તો 'એક તરફ વાઘ અને એક તરફ નદી' એવું સંકટ ઉત્પન્ન થયું છે ?

'હવે મારી લાજ રાખવી તે તમારાં હાથમાં છે. શાસ્ત્રમાં પણ ચતુર સ્ત્રીઓની બુદ્ધિ અસાધારણ હોય તેમ વર્ણવ્યું છે, કહ્યું છે કે અશ્વની દોડ, વરસાદનો ગર્જારવ, સ્ત્રીનું ચરિત્ર, પુરૂષનું નશીબ, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ આ બાબતો દેવો પણ જાણતા નથી તો મનુષ્ય ક્યાંથી જાણે ?' તેથી તમને જેમ યોગ્ય લાગે તેમ કરો, તમારી પાસે હું કોણ માત્ર છું ?'

વિદ્રુમાનાં વચનો સાંભળીને તેઓ બોલી; 'ભદ્રે ! આ અતિ દુષ્કર કાર્ય છે. અમે બંને તો ઘરની બહાર પગ પણ મૂકવાને સમર્થ નથી. પાંજરામાં રહેલ પોપટની જેવો અમારો નિવાસ છે. અમારે તો બરોબર મર્યાદા સાચવવી પડે છે. તેથી કોઇ પણ ઉપાય દૃષ્ટિમાં આવતો નથી, કે જેનાથી ધારેલું કાર્ય સફળ થાય.'

'પરંતુ એક ઉપાય છે. તે જો ભાગ્યોદયથી સફળ થાય તો રાજાનો ને અમારો મેળાપ થાય. દશ કે વીશ દિવસ પછી આ નગરથી પંદર યોજન દૂર અમુક દેવનું તીર્થસ્થળ છે, તે સ્થળે

અમારા સ્વામી કોઈ કાર્યની સિદ્ધિ માટે પ્રથમ બાધા રાખેલી છે. તેથી વૃદ્ધા સહિત ત્યાં જવાની ઇચ્છા કરે છે.'

'તે જ્યારે તે સ્થળે જશે ત્યારે સમય મળશે તે વખતે પણ અમે જો કે રાજાના આવાસમાં તો આવી શકીશું જ નહિ; કારણ કે ઘણા વખતથી વિશ્વસનીય સેવકો કોઇને ઘેર તો અમને જવા દેતા જ નથી અમારાથી ઘર બહાર તો પગ પણ મૂકી શકાય તેમ નથી; પરંતુ આ મહામંદિરમાં એક ગુપ્ત દ્વાર છે તે દ્વારના તાળાની કુંચી અમારી પાસે રહે છે.'

'તે વખતે રાજા સામાન્ય વણિકના વેષમાં એકલા તે માર્ગે આવે તો ઈચ્છેલું કાર્ય સફળ થાય, તે સિવાય સંભવ નથી. હવે પછી તમારે પણ અમારી પાસે આવવું નહિ, કારણ કે અમારા સ્વામી અને અમારી પાસે રહેલી વૃદ્ધા બહુ શંકિત હૃદયવાળા છે.'

'આ ઘરના માણસોમાં એક અમારું હૃદય હરણ કરનારી પ્રિયંવદા નામની અમારી પ્રિય સખી છે, તે બહુ નિપુણ છે. તે ગંભીર રીતે ગુહ્ય સાચવી રાખે છે. પ્રાણાંતે પણ કોઇની પાસે તે કહે તેવી નથી, તેથી યોગ્ય અવસરે તમારી પાસે અમે તેને મોકલીશુ અને બધું તેની સાથે કહેવડાવીશુ. તે તમારે રાજાને કહેવું એટલે યોગ્ય નિપુણતાથી રાજાજી એકલા ગુપ્ત દ્વારવડે અહીં આવે.'

'ત્યારે રાજાજીનો અને અમારો ઇચ્છિત સમાગમ થશે અને પરસ્પરની ધારણા સફળ થશે. વળી અમે પણ તેમની યથોચિત સેવા કરીશું, પરંતુ આ વાત રાજાજી સિવાય બીજા કોઈની આગળ કહેવાની નથી. તમે તો બધી રીતે કુશળ છો, તેથી વધારે કહેવું અનુચિત છે, અમારી લાજ તમારા હાથમાં છે જેમ કોઇ ન જાણે તેમ આ કાર્ય સિદ્ધ થાય તેવું કરજો.'

રત્નમંજરીએ તથા કામમંજરીએ વિદ્રુમાને આ રીતે કહીને તેને શ્રેષ્ઠીની અનુજ્ઞાથી વસ્ત્ર, ધનાદિક સારી રીતે આપ્યું.

બહાર ઉભા રહેલા રાજાના સેવકો અને દાસીઓને પણ તેઓના ધાર્યા કરતાં વધારે આપીને વિસર્જન કર્યા.

તે બધાં પ્રસન્ન થઇને ગયા.

વિદ્રુમા પણ હર્ષપૂર્વક જતી રસ્તામાં વિચાર કરવા લાગી; 'મારા ભાગ્યોદયથી જ આવું કાર્ય હાથમાં આવ્યું. આ કાર્યસિદ્ધ થશે એટલે રાજાની પણ મહેરબાની મારા ઉપર અધિક થશે, આ પણ મોટી શેઠાણીઓ છે તેથી તેઓ પણ હર્ષપૂર્વક મને ઘણું ધન આપશે.'

મનમાં આવા આવા વિચારો કરતી તે રાજા પાસે ગઇ અને રાજાને કહ્યું; 'સ્વામિન્ ! મેં તમારા આદેશની સિદ્ધિ માટે મોટા પ્રયત્નવડે કાર્યને લગભગ સિદ્ધ કર્યું છે, પણ તેઓ અહિં આવી શકે તેમ નથી. હું પણ ઘણા પ્રયત્નવડે જ તેના ઘરમાં જઈ શકી હતી. રાજાના અંતઃપુર કરતાં પણ તેઓનાં ઘરમાં જવું-આવવું અતિ વિષમ છે, પણ તમારી સેવામાં સદા તત્પર એવી મેં તમારા પુણ્યબળથી વચનચાતુર્યવડે તમારા સંબંધમાં તેઓને ગાઢ અનુરાગવાળી કરી છે, આજથી દશ દિવસ પછી વણિકના વેષમાં એકલા જ તમે જશો તો કાર્યસિદ્ધિ થશે. એ સમયે હું આપને ત્યાં જવા માટે જણાવીશ. તેઓનું રૂપ, લાવણ્ય, ચતુરાઇ, સૌભાગ્ય વગેરે જેવું તમે વર્ણવ્યું તે કરતાં પણ મેં અધિક દીઠું છે. તેઓનાં દર્શનથી કોણ મોહ ન પામે? તમારા પુણ્યબળથી જ આ કાર્ય થયું છે.'

આ પ્રમાણે વિદ્રુમાનાં વચન સાંભળીને રાજાએ તેને ઉત્તર આપ્યો કે; ભદ્રે ! 'હું તારી વાણીની ચતુરાઈ જાણું છું. તેમ

આમ કહીને ઘણું ધન તથા વસ્ત્રાદિક આપી તેને જવાની રજા આપી. રાજા પણ તે દિવસથી આશારૂપી ગર્દભીના પાશમાં પડ્યો અને મહા અનર્થકારી મનોરથોને કરતો તથા કલ્પનાની જાળો ફેલાવતો મનદ્વારા અતિશય ઉગ્ર કર્મબંધન કરવા લાગ્યો. રત્નમંજરી તથા કામમંજરીએ અભયચંદ્ર શ્રેષ્ઠીને બધી હકીકત જણાવી.

શ્રેષ્ઠીએ બીજે દિવસે સર્વ વ્યાપારીઓ તથા શેઠીયાઓને એકઠા કરીને કહ્યું; 'મારે ભાઈનું જે દુઃખ છે, તે તમે સર્વ સારી રીતે જાણો છો. ઘણા ઔષધો તથા મંત્રાદિકવડે પણ તે સાજો થતો નથી. એક દિવસ અમારે ઘેર દૂર દેશથી એક વિદ્વાન અતિથિ ભિક્ષા લેવા માટે આવ્યો હતો. ઉપકારપરાયણ તે અતિથિ મારૂ દુઃખ જોઇને કહેવા લાગ્યો કે; 'શ્રેષ્ઠિન્ ! નકામો પ્રયત્ન શું કરવા કરો છો ? આને દુષ્ટ દેવતાએ અધિષ્ઠિત કરેલ છે, તેથી કોઈ પણ અન્ય ઉપાયવડે આ સાજો થશે નહિ. પણ જો તમારે તેને સાજો કરવો જ હોય, તો તમે સર્વભદ્ર તીર્થમાં જાઓ. ત્યાં આશાપુરી નામે દેવી છે. તે દેવાલયની પાસે સર્વ દોષો ચૂરનાર શાંતિકર નામનું એક સરોવર છે. ત્યાં એકવીશ દિવસ સુધી સ્નાન કરીને તે દેવીની પૂજા કરજો, તેમ કરવાથી આ તમારા ભાઇનાં સર્વ દોષો નાશ પામી જશે.'

'આ સુજબનું તેનું વચન સાંભળીને ત્યાં જવાનું મે કકકવ્રત રાખ્યું છે; તેથી મારે ત્યાં તત્કાલ જવું જ જોઇએ ત્યાં જવા-આવવામાં ત્રણ ચાર મહિના લાગશે, તેથી જેનું જે કાંઇ લેણું હોય તે લઇ જજો અને દેવું દઈ જજો.'

તે સાંભળીને સર્વ વ્યાપારીઓએ કહ્યું; 'શ્રેષ્ઠિ ! તમે સુખેથી ત્યાં જાઓ. તમારા ભાઇથી તમને થતી વિડંબનાનું દુઃખ જોવાને અમે પણ સમર્થ નથી. આપના જેવા સજ્જન પુરૂષને આવી

વિટંબણા હોવી ન જોઇએ. અમે તો હમેશાં આશિષ આપીએ છીએ કે તમારી આ વિટંબના દૂર થઇ જાઓ. અમારાં લેણાની અમારે જરા પણ ચિંતા નથી, કારણ કે તમારી પાસે જે લેણું છે તે અમારાં ઘરમાં જ છે. અમે તો તમારા ગુણોથી ખરીદાયેલા છીએ, તમે બહુ ખુશીથી ત્યાં જઇ મનનું ધરેલા કાર્ય સિદ્ધ કરીને તત્કાલ અહિં આવજો. આપનું દુઃખ ટળવાથી આપને અને અમને બહુ સુખ થશે.'

તે બધા વ્યાપારી ગૃહસ્થોનાં વચનોને સાંભળીને ફરીથી અભય-શ્રેષ્ઠીએ કહ્યું;

'બંધુઓ ! મને તેવો વિશ્વાસ છે. તમે સર્વ મારા શુભચિંતકો છો. તમારાં શુભચિંતનથી મારૂં કાર્ય અવશ્ય નિર્વિઘ્ને પાર પડશે. પણ આ તો વ્યવહાર છે કે દેવું કોઇનું રાખવું નહિ, જગતમાં ઋણ સમાન કોઇ દુઃખ નથી. વળી પરદેશ જતા હોઇએ ત્યારે તો કોઇનું દેવું બાકી રહેવા દેવું નહિ, કારણ કે સમયની કોઇને ખબર પડતી નથી. કાલે શું થશે તે કોણ જાણે છે ? કાયા અસ્થિર છે, વિધુતની લતા જેવું જીવિતવ્ય પણ ચંચળ છે આયુષ્ય સંપૂર્ણ થતાં ભવાંતરમાં દશગણું, સો હજાર ગણું કે તેથી પણ અધિક પાછલું દેવું આપવું પડે છે, તેથી તમારૂં જે કાંઇ લેણું હોય તે લઇ જાઓ. અમારૂં કાર્ય સિદ્ધ થયા પછી પાછા અમે અહીં આવીશું, ત્યારે પાછો આપણો વ્યવહાર તે પ્રમાણે જ શરૂ કરીશું.'

આમ યોગ્ય શબ્દો કહીને સર્વનું દેવું આપી દઈ અભય શ્રેષ્ઠી નિશ્ચિંત થયા. ઉજ્જયિનીના વ્યાપારીઓ પણ પોતપોતાનું લેણું લઇને શ્રેષ્ઠીની મુકતકંઠે પ્રશંસા કરતા પોતપોતાનાં ઘેર ગયા.

સર્વત્ર નગરમાં એ વાત પ્રસિદ્ધ થઇ ગઇ કે, થોડા દિવસોમાં અભય શ્રેષ્ઠી બહારગામ જવાના છે, અમુક દિવસે પ્રયાણ કરવાના છે.

ત્યાર પછી શ્રેષ્ઠીએ મુહૂર્તના દિવસે રથ તથા પાલખી વગેરે બહાર ઉદ્યાનમાં છોડાવ્યા. ગાડાં, ઉંટ ઇત્યાદિને બહાર રાખ્યા અને તેની રક્ષા અર્થે સેવકોને પણ ત્યાં રાખ્યા.

ખોટા ગાંડાને પણ ત્યાં બહાર રાખવામાં આવ્યો. હમેશાં શ્રેષ્ઠી ત્યાં જતા હતા, અને થોડો વખત ત્યાં રહીને પાછા આવતા હતા, તે ગાડો પણ નિશ્ચિત સમયે હમેશાં નાશીને નગરમાં આવતો હતો. ને પ્રથમ કહ્યા પ્રમાણેનાં વાક્યો બોલતો હતો.

ગાંડપણની ઘણી ક્રિયાઓ કરતો હતો બે ત્રણ ઘડી પછી શ્રેષ્ઠી પણ સેવકો પાસે ખાટલો ઉપડાવીને તેની પછવાડે દોડતા જતા હતા, પૂર્વની જેમજ અતિ કષ્ટથી તેને ખાટલામાં નાંખી બાંધીને લાવતા હતા.

તે ગાડો પ્રદ્યોત રાજમાર્ગમાં બોલતો; 'હું પ્રદ્યોત રાજા છું, આ દેશનો અધિપતિ છું, તમારો સ્વામી છું મને આ અભય બાંધીને લઇ જાય છે, મને કેમ તમે છોડાવતા નથી ?'

આ પ્રમાણે બોલતા તેને પકડીને શ્રેષ્ઠી ગામબહાર લઇ જતા હતા.

આ અવસરે દુકાને બેઠેલા લોકો બોલતા; 'આની પીડાથી પીડિત થયેલા શ્રેષ્ઠી તીર્થયાત્રાએ જાય છે, હમેશાં આવી વિટંબના કોણ સહન કરે ? આ શ્રેષ્ઠીને ધન્ય છે, તેના ભ્રાતૃપ્રેમને પણ ધન્ય છે, કે જેથી તે હમેશાં આવી રીતે ભાઇને સાચવે છે.'

લોકોની પરસ્પરની વાતો સાંભળતા તે શ્રેષ્ઠી બહાર જતા હતા. પણ બહુ દિવસ થવાથી કોઈ ઉભું થતુ નહિ, તેમ તે બાબતમાં કોઇ કાંઇ પૂછતું પણ નહિ.

જ્યારે કોઇ કાંઇ બોલતું ત્યારે પાસે ઉભેલ બીજો જવાબ ાપતો; 'તેમાં આશ્ચર્ય શું છે ? આ તો દરરોજ બને છે, બધાએ ાકો જાણે છે પૂર્વ જન્મમા કરેલા કર્મોનો વિપાક આ ભોગવે છે, ાટે મનને સ્થિર કરીને તથા મૌન ધારણ કરીને જે કાંઈ કામકાજ ાય તે કરો.'

આમ પ્રયાણના દિવસને એક રાત્રી બાકી રહી તે સમયે તે ાંને વેશ્યાઓએ પોતાની પ્રિય સખી પ્રિયંવદાને ચંડપ્રદ્યોતની દૂતી વિદ્રુમાનાં ઘેર મોકલી.

તેણે ત્યાં જઇને વિદ્રુમાને કહ્યું; 'કાલે પહેલી ચાર ઘડી ગયા પછી અમારો સ્વામી પ્રયાણ કરશે, સર્વે ઘરના તથા બહારના કામકાજ કરનારા સેવકો કેટલેક સુધી વળાવવા માટે જશે, તેઓ બધા પાછલા પહોરે પાછા આવશે, તેથી સવારે એક પહોર દિવસ ચઢે ત્યારે રાજાજી સામાન્ય વણિકના વેષવડે એકલા જ આવે. તે વખતે હું તેડવા માટે આવીશ, આગળ આગળ દૂર દૂર ચાલીશ, તે વખતે મારી પાછળ મહારાજા બીજા કોઈ ન જાણે તે રીતે વસ્ત્રાદિકથી માથું વગેરે ઢાંકીને ગુપ્તદ્વાર પાસે આવે. હું તેની સામે જઈને દ્વાર ઉઘાડીશ. કાલે બે પહોર સુધી ઘર આખું માણસ વગરનું રહેશે. તેથી મનના ધારેલ સર્વે મનોરથો સફળ થશે, તમે મને રાજાની પાસે લઇ જાઓ કે જેથી આ સર્વ હકીક્ત હું તેમને નિવેદન કરૂં.'

પ્રિયંવદાનું કથન સાંભળીને વિદ્રુમા હર્ષપૂર્વક રાજાની સમક્ષ તેને લઇ ગઈ, તેણે રાજા પાસે બધી હકીકત નિવેદન કરી. તે સાંભળીને રાજાએ ખુશી થઇને તેને છાની રીતે વસ્ત્રાભૂષણાદિક આપી વિસર્જન કરી.

જતી વખતે તેણે ફરીથી કહ્યું; ' તમારે જો મેળાપ કરવો હોય
યા બધું ગુપ્ત રાખવું હોય તો કોઈને પણ આ વાત કહેશો નહિ
ારી બે સ્વામિનીઓ આ હતી, હું અને તમે પાંચ જ મનુષ્યો આ
ાત જાણીએ, છઠ્ઠો કોઈ જાણે નહિ તેમ કરજો.'

ચંડપ્રદ્યોતે કહ્યું; ' તેની તારે જરા પણ ચિંતા કરવી નહિ,
ત પ્રમાણે જ હું કરીશ.'

## ૮ : ઉજ્જયિનીના રાજાને લપડાક પડે છે :

અભયચંદ્ર શ્રેષ્ઠીએ બીજે દિવસે પોતાનાં ઘરમાં છાની રીતે સેવકોને ગોઠવ્યા પછી પોતે નગરીના બજારમાં જવા માટે ચાલ્યા

બારણા પાસે આવીને વિસર્જન સમયે અપાતા વ્યાપારીઓના શ્રીફળ અને રૂપિયા વગેરે તે શ્રેષ્ઠી લેવા લાગ્યા. અને યાચકાદિકને યથાયોગ્ય દાન આપીને વિસર્જન કર્યા.

જ્યારે એક પહોર દિવસ ચઢ્યો ત્યારે રત્નમંજરી તથા કામમંજરીએ પ્રિયંવદાને સંકેત કરેલ સ્થળે રાજાને તેડી લાવવા મોકલી. રાજા અગાઉથી જ પ્રિયંવદાના કહ્યા પ્રમાણે સામાન્ય વ્યાપારીનો વેશ ધારણ કરીને તે બન્ને સ્ત્રીઓના મેળાપનો મનોરથ કરતો એકલો જ સંકેતનાં સ્થળે બેઠો હતો.

પ્રિયંવદાએ ત્યાં જઇને દૂરથી જ ચક્ષુની સંજ્ઞાવડે આમંત્રણ કર્યું. એટલે રત્નમંજરી બહાર આવી. રાજા પણ તેને દેખતાં જ તે નિર્જન સ્થાનમાંથી નીકળ્યો, રત્નમંજરી આગળ ચાલતી હતી અને સિંહાવલોકનની જેમ પાછળ જોતી હતી.

અનુક્રમે તે પોતાનાં ઘરના મનુષ્ય રહિત ભાગવાળા સ્થળ પાસે

આવી. તેણે તાળી વગાડી કે તરત જ તે બંનેએ પ્રથમથી કરેલા સંકેતાનુસાર ખાનગી દ્વાર ઉઘડાવ્યું, અને હર્ષપૂર્વક ઘણો વિનય દેખાડતી રાજાને ઘરની અંદર લઈ ગઇ. અંદર લઇ જઈને રત્નમંજરીએ કહ્યું; 'પધારો સ્વામી આજે આપણાં સર્વ મનોરથો સફળ થયા, આજે તો ગંગાનદી પોતે જ અમારે ઘેર સ્વતઃ આવી, આજે મોતીનો વરસાદ વરસ્યો, કારણ કે તમારો મનશ્ચિંતિત સંયોગ થયો.'

હૃદયના સ્નેહાર્દ્ર વચનોવડે પ્રદ્યોત રાજાને સંતોષીને, તેનો હાથ ઝાલી બહુમાનપૂર્વક ચિત્રશાળામાં તેઓ તેને લઈ ગયા, અને એક સામાન્ય પલંગ ઉપર બેસાડ્યા.

પછી તે બંનેએ અંદર ઘરમાં જઈને સંકેત પ્રમાણે શ્રેષ્ઠીને જણાવી દીધું કે, 'કાર્ય થઈ ગયું છે, રાજા આવ્યા છે.'

આમ જણાવીને પાછી તેઓ ચિત્રશાળામાં આવી, અને ખાનપાન, તાંબુલાદિક પાસે ધરીને થોડીવાર સુધી તેમની સાથે વાતચિત કરી.

ત્યારબાદ ઘરની અંદરના ભાગમાં રાજાને લઈ ગઇ. ત્યાં કોઇ નવીન વસ્તુ હાથમાં લઇને રાજાની પાસે આવી અનેક પ્રકારની વાર્તા અને હાસ્યાદિક તેઓ કરવા લાગી.

રાજા તો તેઓનો અતિશય આદર જોઇને રાગાંધ જ થઇ ગયો. બીજો કોઇ પણ જાતનો તે વિચાર જ કરતો નહોતો.

આ પ્રમાણે શિષ્ટાચાર તથા આનંદની વાતો કરતાં અડધી ઘડી ગઇ, એટલે પૂર્વે સંકેત કરીને રાખેલા માણસો આજુબાજુથી આવ્યા અને કહેવા લાગ્યા; 'અરે અંદર કોણ છે ? તમે કોની સાથે વાતચિત કરો છો ? શેઠ હજુ તો ગયા નથી તેવામાં તમે આ શું માડ્યું છે ?'

આમ કહીને તે માણુસો આસપાસ દોડવા લાગ્યા અને અંદર આવ્યા. ત્યાં રાજાને બેઠેલા દેખીને તેને વીંટળાઈ વળ્યા, અને બોલ્યા; ' રે દુષ્ટ ! તું કોણ છો ? શું તને મરણપ્રિય છે ? અમારા સ્વામીનાં ઘરમાં આનંદ કરવા માટે તું કેમ આવ્યો છે ? હવે તારી શી અવસ્થા થશે ? અરે આ દુષ્ટને બાંધો, બાંધો !' તે માણુસોનાં આવાં વચનોને સાંભળીને રાજા તો દિઙ્મૂઢ જ થઇ ગયો; કાંઇ પણ ઉત્તર દેવાને સમર્થ થયો નહિ.

એટલામાં તો તે સેવકોએ ખાટલાની સાથે તેને બાંધી લીધો અને મજુરો તેને ઉપાડીને બહાર લઇ ચાલ્યા. શેરીને નાકે આવ્યા,

ત્યાં તે અભય શ્રેષ્ઠી મોટા વ્યાપારીઓથી ઘેરાઇને ઉભેલા હતા; હજારો નગરજનોથી તે વીંટળાયેલા હતા; આગળ પાંચ પ્રકારનાં વાજીંત્રો વાગતાં હતાં, બંદિજનો બિરૂદાવળી બોલતા હતા, ગંધર્વો મોટા સ્વરે ગીત ગાતા હતા. ત્યાં પ્રદ્યોત રાજાને બાંધીને લાવ્યા.

શેરીના નાકે અભયશ્રેષ્ઠીને જોઇને રાજા વિચારવા લાગ્યો; ' આ શું ? આ કોણ ? આ સમય શો ? આમ વિચાર કરતાં તેને અભયકુમારે રાજસભામાં કહેલાં વચનો યાદ આવ્યા. ' આ શું અભયકુમારનું બુદ્ધિબલ તો નહિ હોય કે ? '

અભયે પૂર્વે કહેલા શબ્દો સ્મૃતિમાં વિચારતાં અને વારંવાર શ્રેષ્ઠીને જોતા પ્રદ્યોત રાજાને નિર્ણય થયો; ' આ તો અભયકુમારે કરેલી પ્રતિજ્ઞાના પાલનનું જ કાર્ય દેખાય છે. અહો ! તેનું બુદ્ધિકૌશલ્ય કેવું છે ? કેવી દંભ રચના કરીને-કપટ કેળવીને મને બાંધીને તે લઇ જાય છે ? હવે આમાં જો હું લજ્જા ધારણ કરીને મૌન રાખીશ તો કાર્ય બગડશે.'

' આ માટે નગરજનો અને સેવકોને આદેશ કરૂં કે તેઓ મને

મૂકાવે, પછી જે થવાનું હોય તે થાઓ. આ દુર્બુદ્ધિ અભયકુમારે મને છેતર્યો છે, તેથી પોકાર કર્યા વગર મારો આમાંથી છુટકો થશે નહિ.'

આ પ્રમાણે વિચારીને તે પોકાર કરવા લાગ્યો. આ બાજુ અભય શ્રેષ્ઠી પણ આડંબરપૂર્વક ચાલ્યા.

રાજા કહેવા લાગ્યો; 'શ્રેષ્ઠી ઓ ! રાજ્યાધિકારીઓ ! રે નગરજનો ! મને મૂકાવો, મૂકાવો, આ અભય મને પકડીને લઇ જાય છે ! શું જૂવો છો ? સત્વર મને છોડાવો, રે સામંતો ! તમે કેમ કોઇ લક્ષ્ય આપતા નથી ? કપટથી મને પકડીને તે લઇ જાય છે.'

આ રીતે તે વારંવાર પોકાર કરવા લાગ્યો, પણ હમેશાં તેવું સાંભળવામાં આવતું હોવાથી તેનાં વાક્યો કોઇ સાંભળતું નહોતું–કાને ધરતું નહોતું.

કેટલાક તો ઘણા કોલાહલથી બહેરા થઇ જવા જેવા થવાને લીધે તેનાં વાક્યો તેઓનાં કાન સુધી પહોંચતાં પણ નહોતાં.

અભય શ્રેષ્ઠીએ સર્વની આગળ થઇને કહ્યું; 'અરે ! તમે બધા જલ્દી નગર બહાર નીકળી જાઓ, આગળ કુયોગ થવાનો સમય થશે.' આ પ્રમાણે કહીને ત્વરિત ગતિથી નગરની બહાર તેમને મોકલી દીધા.

ખાટલામાં રહેલા પ્રદ્યોતરાજાએ ઘણો પોકાર કર્યો, પરંતુ 'તે તો તેની હંમેશની ક્રિયા છે' એમ માનતા લોકોએ જરા પણ તેનો પોકાર કાન ઉપર પણ ધર્યો નહિ.

નગરથી બહાર કેટલીક ભૂમિ ઉલ્લંઘ્યા પછી અભયશ્રેષ્ઠી સર્વેને પાછા વાળવાના બ્હાનાથી ઉભા રહ્યા.

લોકોનો સમૂહ અને કોલાહલ તે વખતે જરા ઓછો થયો.

અભય શેઠે સેવકોને આદેશ કર્યો; 'તમે આ ખાટલામાં રહેલા ારા ભાઇને લઇને ઉતાવળા જાવ ને બે ઘડી પહેલાં જ આ નગરની ીમા છોડી દેજો, જેથી કુયોગનો સ્પર્શ ન થઈ શકે.' તેથી સેવકો ા ખાટલાને ઉપાડીને આગળ દોડતા ચાલ્યા ગયા.

અભય શ્રેષ્ઠીએ સર્વ જનોની સમક્ષ ફરીવાર પણ કહ્યું; 'મારે ો આ બધું ભાઇને માટે કરવું પડે છે. બીજું કાંઈ કારણ નથી.'

'તમે સાચું કહો છો, અમે તે બધું જાણીએ છીએ. તમારા જેવા બંધુસ્નેહવાળા અન્ય કોણ છે? કે જે હમેશાં પરિશ્રમ લઇને ઔષધાદિક અગણિત ઉપાયો કરે? હવે તો તમે ધાર્યું છે તે તીર્થે જશો એટલે દેવીની કૃપાથી તમારા ઇચ્છિતની સિદ્ધિ અવસ્ય થશે.'

આ પ્રમાણે સર્વે એકઠા મળેલા લોકોએ શુભાશિષ દીધી.

ત્યાર પછી અભય શ્રેષ્ઠીએ વાજીંત્રો વગાડનારાઓને, બંદીજનોને, ભિક્ષુકોને તેમણે મુખે માગ્યું તે પ્રમાણે આપીને અને સર્વ મહેભ્યોને નમસ્કારાદિ યથોચિત વ્યવહાર કરીને મહાકષ્ટવડે પાછા વાળ્યા.

ઉજ્જયિનીમાંથી આ રીતે ધોળે દિવસે ખાટલે બાંધીને પ્રદ્યોત-રાજાને ઉપાડીને સાથે લીધા બાદ હર્ષપૂર્વક રથઉપર બેસીને અભયકુમાર આગળ ચાલ્યા.

પાંચેક યોજન ભૂમિ ઉલ્લંઘીને આગળ મોકલેલા તે માણસોનો મેળાપ થઈ ગયો. પ્રથમથીજ એક યોજનને છેટે અને અર્ધા યોજનના છેડે સ્થળે સ્થળે પૂર્વથી સંકેત કરી રાખેલ હતા તે રથ, અશ્વ, સિપાઈ, ઉંટ ઇત્યાદિ તૈયાર હતા.

તે તે સ્થળે વાહન તથા સિપાઈઓની ફેરબદલી કરીને એક સરખી અવિચ્છિન્ન ધારાથી તેઓ રાજગૃહી તરફ આવ્યા. થાકી ગયેલા અશ્વો અને સેવકો પાછળ રહેતા હતા અને સ્થળે સ્થળે રહેલા નવા અશ્વાદિક સાથે ચાલતા હતા.

આ રીતે માર્ગ કાપતાં બહુ દૂર ગયા, એટલે અભયકુમારે સેવકોને આદેશ કર્યો; 'ખાટલામાં રહેલા રાજાનાં બંધનો દૂર કરો, મોટા અશ્વવાળા સુંદર રથમાં તેમને બેસાડો. ઘોડેસવારો ચારે બાજુ ફરતા રહો, છત્રીઓવડે તેમના ઉપર આવતો તડકો દૂર કરો, અને કોઈ પણ સ્થળે રોકાયા વગર માર્ગ કાપો. વળી તે રાજા જે જે આદેશ કરે તે તે સર્વ તરત જ તેમની આજ્ઞાનુસાર કરો. હું પણ પાછળ પાછળ આવું છું.'

આદેશાનુસાર તે સેવકોને તે પ્રમાણે કરતા જોઇને તેનો આશય જાણવાં છતાં પણ પ્રદ્યોતે પૂછ્યું; 'કોના આદેશથી આ મારા બંધનોને છોડી નાખો છો અને મને મોટા રથમાં બેસાડો છો?'

તેઓએ કહ્યું; 'અમારા સ્વામીના આદેશથી.'

'તમારા સ્વામી ક્યાં છે?'

'અમારા સ્વામી પાછળ આવે છે, બહુ દૂર નથી. આપને જે કાંઈ કામકાજ હોય તેની અમને આજ્ઞા આપજો; અમે બધા આપના જ સેવકો છીએ તેમ જાણજો.'

આ પ્રમાણે બોલતા અને ત્વરિત ગતિથી ચાલતાં સાંજ પડવા આવી. ત્યારે તેઓ વીશ યોજન દૂર નીકળી ગયા.

અભયકુમાર પણ તેટલામાં ત્યાં નજીક આવી પહોંચ્યા, અને

પોતાના માસા ચંડપ્રદ્યોતને વિનયપૂર્વક માથું નમાવી હાથ જોડી પ્રણામ કરીને બોલ્યા;

'મહારાજ! બાળકના આપને પ્રણામ છે. આ બાળકે વચન પાળવા માટે કરેલા અપરાધની ક્ષમા કરશો. આપ તો મારે પૂજનિક, સેવા કરવાને લાયક છો, છતાં જે રીતે આ અવિનયની મેં પ્રવૃત્તિ કરી છે ને આપને જે પરિશ્રમ આપી અવજ્ઞા કરી છે, તે મેરૂ પર્વત જેવા હૃદયવાળા આપે ખમવી જોઇએ. આપ જેવા વૃદ્ધ અને ગંભીર પુરૂષો હોય છે, તેઓ બાળકનું અજ્ઞાનતાથી કરેલ કાર્ય જોઇને કોપ કરતા નથી, પણ તેનું હિત જ કરે છે. હું તો બાળક આપની પાસે કોણ માત્ર છું? જગતમાં માનનો ભંગ કોઇને પ્રિય લાગતો નથી, તેમાં પણ મહાનપુરૂષના માનની હાનિ તો મહાદોષ કરનાર થાય છે, પણ મહારાજ હું શું કરૂં? આપે તો ધર્મછળથી મને ઠગ્યો હતો.'

'સંસારી જીવોમાં જે કોઈ પુરૂષ રાગદ્વેષવડે જેવો દંભનો વિલાસ કરે તેને તેવો જ વિલાસ બદલારૂપ બુદ્ધિપ્રપંચવડે સામા માણસે આપવો.' આવું નીતિશાસ્ત્રનું વચન છે; પરંતુ ધર્મછળ સિવાય આવા બદલો આપવાનાં કાર્ય કરવાં જોઇએ. દંભ તો પ્રાણીઓને સર્વત્ર વર્જવા યોગ્ય કહેલ છે, પણ વ્યવહારનો નિર્વાહ કરવો હોય ત્યારે શું કરવું? તેથી આવો દંભ લૌકિક પ્રપંચવડે કરવો, પણ લોકોત્તર પ્રપંચવડે તો કદિ પણ કરવો નહિ. લોકોત્તર પ્રપંચ તો મહાન આત્માના અને ગુણવાન આત્માના ગુણોનો પણ નાશ કરે છે, અને નિગોદાદિ દુર્ગતિમાં તે આચરનારને ફેંકી દે છે. આ સર્વ આપને દેખાડવા માટે મેં બાળકે આટલી ધૃષ્ટતા–ચપળતા કરી છે.'

આ રીતનાં અભયકુમારનાં કથનને સાંભળીને પ્રદ્યોત રાજા માથું હલાવી જરા હસીને બોલ્યા; 'અભય! તેં કહ્યું તે બધું સાચું

ખરેખર જાણે કે; વિધાતાએ સદ્બુદ્ધિ અને દુર્બુદ્ધિનું પાત્ર એક
જ બનાવ્યો છે. તારા બુદ્ધિપ્રપંચનો મર્મ જાણવાને દેવો પણ
માન થાય તેમ નથી, તો પછી અમારી શી વાત? તારા રોમે
સેંકડો અને હજારો સદ્-અસદ્ બુદ્ધિનો નિવાસ છે. તારી
ળ પોતાની બુદ્ધિનો ગર્વ કરવાને કોણ સમર્થ છે? તેં જે કર્યું
તે કરતાં પણ વધારે કરી બતાવ્યું છે; હું પણ તારી પાસે હાથ
ું છું. હવે બહુ થયું! માટે કૃપા કરીને મને છોડી દે કે જેથી
માન ત્યજી દઇને મારાં રાજ્યમાં પાછો જાઉં.'

'મહારાજ! એમ બોલો નહિ! આપ તો મારા પૂજ્યના
પૂજ્ય છો. હું તો તમારી આજ્ઞા ઉઠાવનારો સેવક છું,
રા દાસતુલ્ય છું. કોઇ પણ જાતની શંકા મનમાં લાવશો નહિ
મારાં ઘેર આપના પધારવાથી અમે કલ્પવૃક્ષ, સુરગંગા અને ચિંતા-
ણ રત્ન કરતાં પણ અધિક માનીશું. મારા પિતા પણ આપને
વાને અત્યંત આતુર છે. વરસાદના આગમનથી કદંબપુષ્પની જેમ
પના પધારવાથી તેઓ બહુ પ્રફુલ્લિત હૃદયવાળા થશે. મારા
લ્લણામાતા પણ બનેવીના દર્શનવડે ચંદ્રદર્શનથી ચકોરીની
મ ઘણા પ્રસન્ન થશે. હું પણ આવા છલવડે અંતરંગની તો મદદ
કેતથીજ આપને રાજગૃહી લઈ જવાને ઇચ્છું છું.'

'આપનાં આગમનથી શર્કરા ભેળવેલ દૂધની જેમ ઘણા વર્ષના
ચ્છિત ઇષ્ટની સિદ્ધિનો સંયોગ થશે. તેથી હૃદયમાં કોઇ પણ જાતનું
રાપણ શલ્ય રાખ્યા વગર આપે મારા મનોરથરૂપી તરૂને સફળ કરવા
ટે હર્ષપૂર્વક રાજગૃહી પધારવાનું છે. આ બાબતમાં મારા ચિત્તમાં
 જરા પણ માયા હોય તો મને આપ પૂજ્યના શપથ છે. હું
તામાં પણ આપની યથાશક્તિ સેવા કરતો બહુમાનપૂર્વક આપને

રાજગૃહી લઇ જઇશ અને આપની તથા મારા પિતાશ્રીની પરસ્પરની નિઃશલ્ય પ્રીતિ કરાવીને કેટલાક દિવસ સુધી આપનાં ચરણકમળની સેવા કરવાનો મારો મનોરથ પૂર્ણ કરી હું કૃતાર્થ થઇશ, માટે આપે જરા-પણ મનમાં અન્ય વિકલ્પ રાખવો નહિ. મગધના લોકો પણ રાજરાજેશ્વર એવા આપ માલવપતિનાં દર્શન કરીને પાવન થશે.'

આ પ્રમાણે મિષ્ટ અને ઇષ્ટ વાણીવડે પ્રદ્યોતરાજાને આનંદ આપીને તેમજ સ્વસ્થ કરીને તેઓ વિશાલ પરિવાર સાથે રાજગૃહીનાં રસ્તે ચાલ્યા.

સાત દિવસે અભયકુમાર રાજગૃહી નગરીની નજીક આવી પહોંચ્યા.

## ૯ : માલવેશ્વરે મગધમાં શું અનુભવ્યું ? :

અભયકુમારે પ્રથમથી મોકલેલ માણસોએ શ્રેણિક મહારાજને વધામણી આપી હતી.

શ્રેણિકે વધામણી આપનારાઓને યથોચિત દાન આપીને રાજી કર્યા. ઠાઠમાઠ અને આડંબર સહિત રાજ્યના સર્વ સભ્યોને અને ધન્યકુમારને સાથે લઈને મગધેશ્વર શ્રેણિકરાજા ચંડપ્રદ્યોત રાજાની સામે આવવા નીકળ્યા.

અભયકુમારે પણ પ્રદ્યોતરાજાને ઉત્તમ અશ્વોવાળા રથમાં બેસાડ્યા, બંને બાજુ ચામરો વીંજાવા લાગ્યા, આગળ હજારો સુભટો ચાલવા લાગ્યા, સેંકડો બંદીજનો બિરદાવળી બોલવા લાગ્યા, અનેક શૃંગારેલા અશ્વોની હારો સાથે ચાલવા લાગી, અનેક પ્રકારના વાજીંત્રો વાગવા લાગ્યા અને પ્રદ્યોતરાજાની પાછળ એક સેવક શ્વેત છત્ર લઈને ઉભો રહ્યો.

એ રીતે મગધના લોકો તથા રાજસામંતાદિકથી પરવરેલા ચંડપ્રદ્યોતરાજા બહુ મહોત્સવપૂર્વક રાજગૃહી નગરી તરફ ચાલ્યા.

થોડું ચાલ્યા એટલે શ્રેણિક મહારાજા પણ સામે આવ્યા. બંને

એક બીજાની દૃષ્ટિયે પડ્યા, કે વાહનોમાંથી બંને ઉતરી ગયા. કેટલાક પગલા પગે ચાલીને બંનેએ અન્યોઅન્ય પ્રણામ કર્યા. ગાઢ આલિંગન કરીને, પરસ્પર કુશલ સમાચાર પૂછયા; આ રીતે બહુમાનપૂર્વક એક બીજાના કુશળક્ષેમની વાર્તા પૂછીને બહુ આદરથી બંનેએ શિષ્ટાચાર કર્યો અને બંને એક સરખા હાથી ઉપર બેસીને પરસ્પર આનંદ વાર્તા કરતા નગરની નજીક આવ્યા.

તે સમયે મગધેશ્વર મહારાજા શ્રેણિક અને મંત્રીશ્વર અભયકુમારે બહુમાન દેખાડવા માટે પ્રદ્યોતરાજાને આગળ કરીને નગરના દ્વારમાં પ્રવેશ કરાવ્યો. સુવર્ણ, રૂપાનાણું તથા ફુલોથી તેમને વધાવ્યા અને બંદીજનોને ઈચ્છિત દાન આપ્યું. ત્રિપથ. ચતુષ્પથ, મહાપથ, રાજ-પથાદિકમાં બે, ત્રણ, ચાર, પાંચ, યાવત્ સાત માળવાળા દેવના આવાસ જેવા મકાનો અને આવાસો તથા મંદિરો જોતાં, અનેક શ્રેષ્ઠીઓ, વ્યાપારીઓ, રાજપુરૂષો અને અનેકાનેક પ્રજાજનોના પ્રણામાદિ સ્વીકારતાં અનુક્રમે તેઓ સર્વે રાજદ્વાર પાસે આવ્યા.

એટલે વાહન ઉપરથી ઉતરીને શ્રેણિક રાજાએ બહુમાનપૂર્વક પ્રદ્યોતરાજાને રાજદ્વારમાં પ્રવેશ કરાવ્યો. તે વખતે અંતઃપુરમાં રહેલા સ્ત્રીવર્ગે મણિ તથા મુક્તાફળથી પ્રદ્યોતરાજાને વધાવ્યા. પછી બંને રાજાઓ હાથમાં હાથ મિલાવીને રાજસભામાં આવ્યા. પરસ્પર અતિ આગ્રહથી શિષ્ટાચાર સાચવતાં બંને જણા સમાન આસન ઉપર બેઠા.

આ અવસરે રાજ્યના માન્ય અધિકારીઓ, તથા ધન્યકુમાર ઇત્યાદિ પ્રતિષ્ઠિત શ્રેષ્ઠીઓ માલવેશ્વર ચંડપ્રદ્યોતને લુંછણું કરી, ભેટ ધરી, તેમ જ પ્રણામ કરીને યથાયોગ્ય સ્થાને બેઠા.

તે સમયે પ્રદ્યોતરાજાએ ધન્યકુમારને ઓળખ્યા, એટલે કહ્યું; 'ધન્યકુમાર ! તમે અમારાથી દૂર કેમ રહ્યા કરો છો ? અમે કાંઈ

તમારો અનાદર કર્યો નથી, તેમ તમારું વચન પણ ઉલ્લંઘ્યું નથી, કે જેથી સિદ્ધપુરૂષની જેમ અલક્ષ્યપણે-સ્પષ્ટ ન દેખાઓ તેવી રીતે તમે રહો છો! અમે તો તમારા ગયા પછી તમને બહુ પ્રકારે શોધ્યા, પણ કોઇ સ્થળે તમને દેખ્યા નહિ. તમારા વિરહથી અમને તો મોટું દુઃખ થયું હતું, તે બધું કેટલું વર્ણવું? તમે તો ત્યાંથી અહીં આવીને મગધેશ્વરનું નગર શોભાવ્યું જણાય છે. તમે અમારે ત્યાંથી નીકળ્યા પછી કોઇની સાથે એક કાગળ પણ મોકલ્યો નહિ, કે સંદેશો પણ કહેવરાવ્યો નહિ. આપણો લોકોમાં કહેવાતો સ્વામિ-સેવકભાવ માત્ર કથનમાં જ રહ્યો, મારા મનમાં તો તમે આપત્તિના સમયમાં અદ્વિતીય સહાયક થનાર હતા, મારા બંધુ તુલ્ય હતા. અને પ્રગટ કહેવા યોગ્ય અને નહિ કહેવા યોગ્ય વાતો કહેવાનું સ્થળ હતા, અંતરના ભાવ જાણનાર હતા, અને વિશ્વાસનું સ્થાન હતા. આવા સ્નેહસંબંધમાં તમારી આટલી ઉદાસીનતા દોષપાત્ર કેમ ન કહેવાય? આ ઉત્તમ જનોની રીત નથી.'

આવા સ્નેહગર્ભિત પ્રદ્યોતરાજાનાં વચનોને સાંભળીને ધન્યકુમારે ઉભા થઇ તેમને પ્રણામ કર્યા અને હાથ જોડીને કહ્યું; 'મહારાજ! આપે જે કહ્યું તે સત્યજ છે. હું આપનો અપરાધી છું, દોષને પાત્ર છું, તે મારો દોષ સ્વામીએ ખમવો એવી મારી વિનંતિ છે. આપની કૃપાનું વર્ણન હું મારા એક મુખથી કહેવાને કેવી રીતે સમર્થ થઇ શકું? આપની કૃપા તો મને હમેશાં યાદ આવે છે. હું ઉજ્જયિની છોડીને જે બહાર નીકળ્યો, તે મારાં અશુભોદયનાં કારણે, તેમાં આપને કાંઇ પણ દોષ દેવા જેવું છેજ નહિ. કર્મની ગતિ વિષમ છે. ત્યાર પછી અનેક દેશ-દેશાંતરમાં ભમતાં ભમતાં જુદા જુદા સ્થાને રહેવાની વ્યગ્રતા, મનની અસ્તવ્યસ્તતા, અધિક અધિક વાત્સલ્ય કરતાં છતાં ઉપેક્ષા, પરાધીનપણું અને આપની રજા વગર ચાલી નીકળ્યો તેથી થતી શરમ-ઇર્ષ્યાદિ કારણોથી આ બાળકની તે તે સ્થળનાં અન્ન પાણી

લેવાની ઇચ્છા વધી નહિ. વળી કર્માનુસાર અન્નોદકના સંબંધથી તથા ક્ષેત્રસ્પર્શનાના યોગની પ્રબળતાથી હું અહિં રાજગૃહીમાં આવ્યો. મગધાધિપ મહારાજની કૃપાવડે હું અહિં આનંદથી રહું છું, આપની જેમ જ શ્રેણિક મહારાજાની પણ મારા ઉપર બહુ કૃપા છે.'

પ્રદ્યોતરાજાએ મગધાધિપની પાસે જઇ જરા હસીને માથું ધૂણાવીને કહ્યું; 'અહો ! વશીકરણ કરવાની તમારી કળા બહુ ઉત્તમ દેખાય છે કે જેથી બે હાથવડે છાયા કરીને રાખેલા અને રાજ્યના સાતે અંગોની ધૂરાને ધારણ કરનારા ધન્યકુમારને અમે કહ્યા, છતાં પણ તેઓ અમને છોડી દઇને વગર બોલાવ્યા તમારી પાસે આવીને રહ્યા છે. તેઓ અમારાં રાજ્યના અલંકારભૂત હતા, તેને તમે કોઇ વિશિષ્ટ ઉપાયથી વશીકરણ પ્રયોગવડે એવા વશ કરી લીધા છે કે જેથી તે અમારું નામ પણ સંભારતા નથી અને અહીં સ્થિર થઇને રહે છે. તેઓ સ્વપ્નમાં પણ બીજે જવાની ઇચ્છા કરતા નથી, તેથી આમાં તો તમારી કોઈ અદ્દભુત કળા દેખાય છે. જે રાજા ડાબી અને જમણી બંને બાજુએ બુદ્ધિના નિધાન એવા અભયકુમાર અને ધન્યકુમારને રાખે છે તેને કોનો ભય રહે ? તેનાં રાજ્યમાં કયું દુઃખ હોય ? તમે તો પ્રબલ ભાગ્યશાળી છો.'

પ્રદ્યોતરાજાનું આ કથન સાંભળીને મગધાધિપે કહ્યું; 'મહારાજ ! આપે જે કહ્યું તે બરોબર છે, કારણકે જ્યારે આપે અભયને ત્યાં રાખ્યો ત્યારે આ ગામમાં જે ઉલ્લંઠો અને ધૂર્તો હતા તે બધા સજ્જ થઇને સમગ્ર નગરમાં વિટંબના કરવા લાગ્યા. એક ધૂર્તે તો કપટકળા તથા વચન રચનાવડે મને પણ ચિંતારૂપી ખાડામાં પાડ્યો હતો, તેને જીતવાને કોઈ સમર્થ નહોતું, તે સમયે આ બુદ્ધિશાળીએ બહાર આવીને ધૂર્તનો પરાજય કર્યો, અને મને નિશ્ચિંત કર્યો. મારાં રાજ્યની આબરૂ સાચવી. મેં પણ મારી કન્યા ધન્યકુમારને આપીને

તમારો અનાદર કર્યો નથી, તેમ તમારૂં વચન પણ ઉલ્લંઘ્યું નથી, કે જેથી સિદ્ધપુરૂષની જેમ અલક્ષ્યપણે–સ્પષ્ટ ન દેખાઓ તેવી રીતે તમે રહો છો ! અમે તો તમારા ગયા પછી તમને બહુ પ્રકારે શોધ્યા, પણ કોઇ સ્થળે તમને દેખ્યા નહિ. તમારા વિરહથી અમને તો મોટું દુઃખ થયું હતું, તે બધું કેટલું વર્ણવું ? તમે તો ત્યાંથી અહીં આવીને મગધેશ્વરનું નગર શોભાવ્યું જણાય છે. તમે અમારે ત્યાંથી નીકળ્યા પછી કોઇની સાથે એક કાગળ પણ મોકલ્યો નહિ, કે સંદેશો પણ કહેવરાવ્યો નહિ. આપણો લોકોમાં કહેવાતો સ્વામિ–સેવકભાવ માત્ર કથનમાં જ રહ્યો, મારા મનમાં તો તમે આપત્તિના સમયમાં અદ્વિતીય સહાયક થનાર હતા, મારા બંધુ તુલ્ય હતા. અને પ્રગટ કહેવા યોગ્ય અને નહિ કહેવા યોગ્ય વાતો કહેવાનું સ્થળ હતા, અંતરના ભાવ જાણનાર હતા, અને વિશ્વાસનું સ્થાન હતા. આવા સ્નેહસંબંધમાં તમારી આટલી ઉદાસીનતા દોષપાત્ર કેમ ન કહેવાય ? આ ઉત્તમ જનોની રીત નથી.'

આવા સ્નેહગર્ભિત પ્રદ્યોતરાજાનાં વચનોને સાંભળીને ધન્યકુમારે ઉભા થઇ તેમને પ્રણામ કર્યા અને હાથ જોડીને કહ્યું: 'મહારાજ ! આપે જે કહ્યું તે સત્યજ છે. હું આપનો અપરાધી છું, દોષને પાત્ર છું. તે મારો દોષ સ્વામીએ ખમવો એવી મારી વિનંતિ છે. આપની કૃપાનું વર્ણન હું મારા એક મુખથી કહેવાને કેવી રીતે સમર્થ થઇ શકું ? આપની કૃપા તો મને હમેશાં યાદ આવે છે. હું ઉજ્જયિની છોડીને જે બહાર નીકળ્યો, તે મારાં અશુભોદયનાં કારણે, તેમાં આપને કાંઇ પણ દોષ દેવા જેવું છેજ નહિ. કર્મની ગતિ વિષમ છે. ત્યાર પછી અનેક દેશ–દેશાંતરમાં ભમતાં ભમતાં જુદા જુદા સ્થાને રહેવાની વ્યગ્રતા, મનની અસ્તવ્યસ્તતા, અધિક અધિક વાત્સલ્ય કરતાં છતાં ઉપેક્ષા, પરાધીનપણું અને આપની રજા વગર ચાલી નીકળ્યો તથા થતી શરમ–ઇર્ષ્યાદિ કારણોથી આ બાળકની તે તે સ્થળનાં અન્ન પાણી

લેવાની ઇચ્છા વધી નહિ. વળી કર્માનુસાર અન્નોદકના સંબંધથી તથા ક્ષેત્રસ્પર્શનાના યોગની પ્રબળતાથી હું અહિં રાજગૃહીમાં આવ્યો. મગધાધિપ મહારાજની કૃપાવડે હું અહિં આનંદથી રહું છું, આપની જેમ જ શ્રેણિક મહારાજાની પણ મારા ઉપર બહુ કૃપા છે.'

પ્રદ્યોતરાજાએ મગધાધિપની પાસે જઇ જરા હસીને માથું ધૂણાવીને કહ્યું; 'અહો ! વશીકરણ કરવાની તમારી કળા બહુ ઉત્તમ દેખાય છે કે જેથી બે હાથવડે છાયા કરીને રાખેલા અને રાજ્યના સાતે અંગોની ધૂરાને ધારણ કરનારા ધન્યકુમારને અમે કહ્યા, છતાં પણ તેઓ અમને છોડી દઇને વગર બોલાવ્યા તમારી પાસે આવીને રહ્યા છે. તેઓ અમારાં રાજ્યના અલંકારભૂત હતા, તેને તમે કોઇ વિશિષ્ટ ઉપાયથી વશીકરણ પ્રયોગવડે એવા વશ કરી લીધા છે કે જેથી તે અમારૂં નામ પણ સંભારતા નથી અને અહીં સ્થિર થઇને રહે છે. તેઓ સ્વપ્નમાં પણ બીજે જવાની ઈચ્છા કરતા નથી, તેથી આમાં તો તમારી કોઈ અદ્દભુત કળા દેખાય છે. જે રાજા ડાબી અને જમણી બંને બાજુએ બુદ્ધિના નિધાન એવા અભયકુમાર અને ધન્યકુમારને રાખે છે તેને કોનો ભય રહે? તેનાં રાજ્યમાં કયું દુઃખ હોય ? તમે તો પ્રબલ ભાગ્યશાળી છો.'

પ્રદ્યોતરાજાનું આ કથન સાંભળીને મગધાધિપે કહ્યું; 'મહારાજ ! આપે જે કહ્યું તે બરોબર છે, કારણકે જ્યારે આપે અભયને ત્યાં રાખ્યો ત્યારે આ ગામમાં જે ઉલ્લંઠો અને ધૂર્તો હતા તે બધા સજ્જ થઇને સમગ્ર નગરમાં વિટંબના કરવા લાગ્યા. એક ધૂર્તે તો કપટકળા તથા વચન રચનાવડે મને પણ ચિંતારૂપી ખાડામાં પાડ્યો હતો, તેને જીતવાને કોઈ સમર્થ નહોતું, તે સમયે આ બુદ્ધિશાળીએ બહાર આવીને ધૂર્તનો પરાજય કર્યો, અને મને નિશ્ચિંત કર્યો. મારાં રાજ્યની આબરૂ સાચવી. મેં પણ મારી કન્યા ધન્યકુમારને આપીને

તમારો અનાદર કર્યો નથી, તેમ તમારું વચન પણ ઉલ્લંઘ્યું નથી, કે જેથી સિદ્ધપુરૂષની જેમ અલક્ષ્યપણે–સ્પષ્ટ ન દેખાઓ તેવી રીતે તમે રહો છો! અમે તો તમારા ગયા પછી તમને બહુ પ્રકારે શોધ્યા, પણ કોઇ સ્થળે તમને દેખ્યા નહિ. તમારા વિરહથી અમને તો મોટું દુઃખ થયું હતું, તે બધું કેટલું વર્ણવું? તમે તો ત્યાંથી અહીં આવીને મગધેશ્વરનું નગર શોભાવ્યું જણાય છે. તમે અમારે ત્યાંથી નીકળ્યા પછી કોઇની સાથે એક કાગળ પણ મોકલ્યો નહિ, કે સંદેશો પણ કહેવરાવ્યો નહિ. આપણો લોકોમાં કહેવાતો સ્વામિ–સેવકભાવ માત્ર કથનમાં જ રહ્યો, મારા મનમાં તો તમે આપત્તિના સમયમાં અદ્વિતીય સહાયક થનાર હતા, મારા બંધુ તુલ્ય હતા. અને પ્રગટ કહેવા યોગ્ય અને નહિ કહેવા યોગ્ય વાતો કહેવાનું સ્થળ હતા, અંતરના ભાવ જાણનાર હતા, અને વિશ્વાસનું સ્થાન હતા. આવા સ્નેહસંબંધમાં તમારી આટલી ઉદાસીનતા દોષપાત્ર કેમ ન કહેવાય? આ ઉત્તમ જનોની રીત નથી.'

આવા સ્નેહગર્ભિત પ્રદ્યોતરાજાનાં વચનોને સાંભળીને ધન્યકુમારે ઉભા થઇ તેમને પ્રણામ કર્યા અને હાથ જોડીને કહ્યું: 'મહારાજ! આપે જે કહ્યું તે સત્યજ છે. હું આપનો અપરાધી છું, દોષને પાત્ર છું. તે મારો દોષ સ્વામીએ ખમવો એવી મારી વિનંતિ છે. આપની કૃપાનું વર્ણન હું મારા એક મુખથી કહેવાને કેવી રીતે સમર્થ થઇ શકું? આપની કૃપા તો મને હમેશાં યાદ આવે છે. હું ઉજ્જયિની છોડીને જે બહાર નીકળ્યો, તે મારાં અશુભોદયનાં કારણે, તેમાં આપને કાંઇ પણ દોષ દેવા જેવું છેજ નહિ. કર્મની ગતિ વિષમ છે. ત્યાર પછી અનેક દેશ–દેશાંતરમાં ભમતાં ભમતાં જુદા જુદા સ્થાને રહેવાની વ્યગ્રતા, મનની અસ્વસ્થતા, અધિક અધિક વાત્સલ્ય કરતાં છતાં ઉપેક્ષા, પરાધીનપણું અને આપની રજા વગર ચાલી નીકળ્યો તેથી થતી શરમ–ઇર્ષ્યાદિ કારણોથી આ બાળકની તે તે સ્થળનાં અન્ન પાણી

લેવાની ઇચ્છા વધી નહિ. વળી કર્માનુસાર અન્નોદકના સંબંધથી તથા ક્ષેત્રસ્પર્શનાના યોગની પ્રબળતાથી હું અહિં રાજગૃહીમાં આવ્યો. મગધાધિપ મહારાજની કૃપાવડે હું અહિ આનંદથી રહું છું, આપની જેમ જ શ્રેણિક મહારાજાની પણ મારા ઉપર બહુ કૃપા છે.'

પ્રદ્યોતરાજાએ મગધાધિપની પાસે જઇ જરા હસીને માથું ધૂણાવીને કહ્યું; 'અહો ! વશીકરણ કરવાની તમારી કળા બહુ ઉત્તમ દેખાય છે કે જેથી બે હાથવડે છાયા કરીને રાખેલા અને રાજ્યના સાતે અંગોની ધૂરાને ધારણ કરનારા ધન્યકુમારને અમે કહ્યા, છતાં પણ તેઓ અમને છોડી દઇને વગર બોલાવ્યા તમારી પાસે આવીને રહ્યા છે. તેઓ અમારાં રાજ્યના અલંકારભૂત હતા, તેને તમે કોઇ વિશિષ્ટ ઉપાયથી વશીકરણ પ્રયોગવડે એવા વશ કરી લીધા છે કે જેથી તે અમારૂં નામ પણ સંભારતા નથી અને અહીં સ્થિર થઇને રહે છે. તેઓ સ્વપ્નમાં પણ બીજે જવાની ઈચ્છા કરતા નથી, તેથી આમાં તો તમારી કોઈ અદ્દભુત કળા દેખાય છે. જે રાજા ડાબી અને જમણી બંને બાજુએ બુદ્ધિના નિધાન એવા અભયકુમાર અને ધન્યકુમારને રાખે છે તેને કોનો ભય રહે ? તેનાં રાજ્યમાં કયું દુઃખ હોય ? તમે તો પ્રબલ ભાગ્યશાળી છો.'

પ્રદ્યોતરાજાનું આ કથન સાંભળીને મગધાધિપે કહ્યું; 'મહારાજ ! આપે જે કહ્યું તે બરોબર છે, કારણકે જ્યારે આપે અભયને ત્યાં રાખ્યો ત્યારે આ ગામમાં જે ઉલ્લંઠો અને ધૂર્તો હતા તે બધા સજ્જ થઇને સમગ્ર નગરમાં વિટંબના કરવા લાગ્યા. એક ધૂર્તે તો કપટકળા તથા વચન રચનાવડે મને પણ ચિંતારૂપી ખાડામાં પાડ્યો હતો, તેને જીતવાને કોઈ સમર્થ નહોતું, તે સમયે આ બુદ્ધિશાળીએ બહાર આવીને ધૂર્તનો પરાજય કર્યો, અને મને નિશ્ચિત કર્યો. મારાં રાજ્યની આબરૂ સાચવી, મેં પણ મારી કન્યા ધન્યકુમારને આપીને

તમારો અનાદર કર્યો નથી, તેમ તમારૂં વચન પણ ઉલ્લંઘ્યું નથી, કે જેથી સિદ્ધપુરૂષની જેમ અલક્ષ્યપણે-સ્પષ્ટ ન દેખાઓ તેવી રીતે તમે રહો છો! અમે તો તમારા ગયા પછી તમને બહુ પ્રકારે શોધ્યા, પણ કોઇ સ્થળે તમને દેખ્યા નહિ. તમારા વિરહથી અમને તો મોહુ દુઃખ થયું હતું, તે બધું કેટલું વર્ણવું ? તમે તો ત્યાંથી અહીં આવીને મગધેશ્વરનું નગર શોભાવ્યું જણાય છે. તમે અમારે ત્યાંથી નીકળ્યા પછી કોઇની સાથે એક કાગળ પણ મોકલ્યો નહિ, કે સંદેશો પણ કહેવરાવ્યો નહિ. આપણો લોકોમાં કહેવાતો સ્વામિ-સેવકભાવ માત્ર કથનમાં જ રહ્યો, મારા મનમાં તો તમે આપત્તિના સમયમાં અદ્વિતીય સહાયક થનાર હતા, મારા બંધુ તુલ્ય હતા. અને પ્રગટ કહેવા યોગ્ય અને નહિ કહેવા યોગ્ય વાતો કહેવાનું સ્થળ હતા, અંતરના ભાવ જાણનાર હતા, અને વિશ્વાસનું સ્થાન હતા. આવા સ્નેહસંબંધમાં તમારી આટલી ઉદાસીનતા દોષપાત્ર કેમ ન કહેવાય ? આ ઉત્તમ જનોની રીત નથી.'

આવા સ્નેહગર્ભિત પ્રદ્યોતરાજાનાં વચનોને સાંભળીને ધન્યકુમારે ઉભા થઇ તેમને પ્રણામ કર્યા અને હાથ જોડીને કહ્યું; 'મહારાજ ! આપે જે કહ્યુ તે સાચજ છે. હું આપનો અપરાધી છું, દોષને પાત્ર છું, તે મારો દોષ સ્વામીએ ખમવો એવી મારી વિનંતિ છે. આપની કૃપાનું વર્ણન હું મારા એક મુખથી કહેવાને કેવી રીતે સમર્થ થઇ શકું ? આપની કૃપા તો મને હમેશાં યાદ આવે છે. હું ઉજ્જયિની છોડીને જે બહાર નીકળ્યો, તે મારાં અશુભોદયનાં કારણે, તેમાં આપને કાંઇ પણ દોષ દેવા જેવું છેજ નહિ. કર્મની ગતિ વિષમ છે. ત્યાર પછી અનેક દેશ-દેશાંતરમાં ભમતાં ભમતાં જુદા જુદા સ્થાને રહેવાની વ્યગ્રતા, મનની અસ્તવ્યસ્તતા, અધિક અધિક વાત્સલ્ય કરતાં છતાં ઉપેક્ષા, પરાધીનપણું અને આપની રજા વગર ચાલી નીકળ્યો તથા થતી શરમ-લજ્જાદિ કારણોથી આ બાળકની તે તે સ્થળનાં અન્ન પાણી

લેવાની ઇચ્છા વધી નહિ. વળી કર્માનુસાર અન્નોદકના સંબંધથી તથા ક્ષેત્રસ્પર્શનાના યોગની પ્રબળતાથી હું અહિં રાજગૃહીમાં આવ્યો. મગધાધિપ મહારાજની કૃપાવડે હું અહિ આનંદથી રહું છું, આપની જેમ જ શ્રેણિક મહારાજાની પણ મારા ઉપર બહુ કૃપા છે.'

પ્રદ્યોતરાજાએ મગધાધિપની પાસે જઇ જરા હસીને માથું ધૂણાવીને કહ્યું; 'અહો ! વશીકરણ કરવાની તમારી કળા બહુ ઉત્તમ દેખાય છે કે જેથી બે હાથવડે છાયા કરીને રાખેલા અને રાજ્યના સાતે અંગોની ધૂરાને ધારણ કરનારા ધન્યકુમારને અમે કહ્યા, છતાં પણ તેઓ અમને છોડી દઇને વગર બોલાવ્યા તમારી પાસે આવીને રહ્યા છે. તેઓ અમારાં રાજ્યના અલંકારભૂત હતા, તેને તમે કોઇ વિશિષ્ટ ઉપાયથી વશીકરણ પ્રયોગવડે એવા વશ કરી લીધા છે કે જેથી તે અમારૂં નામ પણ સંભારતા નથી અને અહીં સ્થિર થઇને રહે છે. તેઓ સ્વપ્નમાં પણ બીજે જવાની ઈચ્છા કરતા નથી, તેથી આમાં તો તમારી કોઈ અદ્‌ભુત કળા દેખાય છે. જે રાજા ડાબી અને જમણી બંને બાજુએ બુદ્ધિના નિધાન એવા અભયકુમાર અને ધન્યકુમારને રાખે છે તેને કોનો ભય રહે? તેનાં રાજ્યમાં કયું દુઃખ હોય ? તમે તો પ્રબલ ભાગ્યશાળી છો.'

પ્રદ્યોતરાજાનું આ કથન સાંભળીને મગધાધિપે કહ્યું; 'મહારાજ ! આપે જે કહ્યું તે બરોબર છે, કારણકે જ્યારે આપે અભયને ત્યાં રાખ્યો ત્યારે આ ગામમાં જે ઉલ્લંઠો અને ધૂર્તો હતા તે બધા સજ્જ થઇને સમગ્ર નગરમાં વિટંબના કરવા લાગ્યા. એક ધૂર્તે તો કપટકળા તથા વચન રચનાવડે મને પણ ચિંતારૂપી ખાડામાં પાડ્યો હતો, તેને જીતવાને કોઈ સમર્થ નહોતું, તે સમયે આ બુદ્ધિશાળીએ બહાર આવીને ધૂર્તનો પરાજય કર્યો, અને મને નિશ્ચિંત કર્યો. મારાં રાજ્યની આબરૂ સાચવી. મે પણ મારી કન્યા ધન્યકુમારને આપીને

તમારો અનાદર કર્યો નથી, તેમ તમારૂં વચન પણ ઉલ્લંઘ્યું નથી, કે જેથી સિદ્ધપુરૂષની જેમ અલક્ષ્યપણે-સ્પષ્ટ ન દેખાઓ તેવી રીતે તમે રહો છો! અમે તો તમારા ગયા પછી તમને બહુ પ્રકારે શોધ્યા, પણ કોઇ સ્થળે તમને દેખ્યા નહિ. તમારા વિરહથી અમને તો મોટુ દુઃખ થયું હતું, તે બધું કેટલું વર્ણવું? તમે તો ત્યાંથી અહીં આવીને લક્ષ્મીપુર્વરનું નગર શોભાવ્યું જણાય છે. તમે અમારે ત્યાંથી નીકળ્યા પછી કોઇની સાથે એક કાગળ પણ મોકલ્યો નહિ, કે સંદેશો પણ કહેવરાવ્યો નહિ. આપણો લોકોમાં કહેવાતો સ્વામિ-સેવકભાવ માત્ર કથનમાં જ રહ્યો, મારા મનમાં તો તમે આપત્તિના સમયમાં અદ્વિતીય સહાયક થનાર હતા, મારા બંધુ તુલ્ય હતા. અને પ્રગટ કહેવા યોગ્ય અને નહિ કહેવા યોગ્ય વાતો કહેવાનું સ્થળ હતા, અંતરના ભાવ જાણનાર હતા, અને વિશ્વાસનું સ્થાન હતા. આવા સ્નેહસંબંધમાં તમારી આટલી ઉદાસીનતા દોષપાત્ર કેમ ન કહેવાય? આ ઉત્તમ જનોની રીત નથી.'

આવા સ્નેહગર્ભિત પ્રદ્યોતરાજાનાં વચનોને સાંભળીને ધન્યકુમારે ઉભા થઇ તેમને પ્રણામ કર્યા અને હાથ જોડીને કહ્યું; 'મહારાજ! આપે જે કહ્યું તે સત્યજ છે. હું આપનો અપરાધી છું, દોષને પાત્ર છું, તે મારો દોષ સ્વામીએ ખમવો એવી મારી વિનંતિ છે. આપની કૃપાનું વર્ણન હું મારા એક મુખથી કહેવાને કેવી રીતે સમર્થ થઇ શકું? આપની કૃપા તો મને હમેશાં યાદ આવે છે. હું ઉજ્જયિની છોડીને જે બહાર નીકળ્યો, તે મારાં અશુભોદયનાં કારણે, તેમાં આપને કાંઇ પણ દોષ દેવા જેવું છેજ નહિ. કર્મની ગતિ વિષમ છે. ત્યાર પછી અનેક દેશ-દેશાંતરમાં ભમતાં ભમતાં જુદા જુદા સ્થાને રહેવાની વ્યગ્રતા, મનની અસ્તવ્યસ્તતા, અધિક અધિક વાત્સલ્ય કરતાં છતાં ઉપેક્ષા, પરાધીનપણું અને આપની રજા વગર ચાલી નીકળ્યો તેથી થતી શરમ-ઈર્ષ્યાદિ કારણોથી આ બાળકની તે તે સ્થળનાં અન્ન પાણી

લેવાની ઇચ્છા વધી નહિ. વળી કર્માનુસાર અન્નોદકના સંબંધથી તથા ક્ષેત્રસ્પર્શનાના યોગની પ્રબળતાથી હું અહિં રાજગૃહીમાં આવ્યો. મગધાધિપ મહારાજની કૃપાવડે હું અહિં આનંદથી રહું છું, આપની જેમ જ શ્રેણિક મહારાજાની પણ મારા ઉપર બહુ કૃપા છે.'

પ્રદ્યોતરાજાએ મગધાધિપની પાસે જઇ જરા હસીને માથું ધૂણાવીને કહ્યું; 'અહો ! વશીકરણ કરવાની તમારી કળા બહુ ઉત્તમ દેખાય છે કે જેથી બે હાથવડે છાયા કરીને રાખેલા અને રાજ્યના સાતે અંગોની ધૂરાને ધારણ કરનારા ધન્યકુમારને અમે કહ્યા, છતાં પણ તેઓ અમને છોડી દઇને વગર બોલાવ્યા તમારી પાસે આવીને રહ્યા છે. તેઓ અમારાં રાજ્યના અલંકારભૂત હતા, તેને તમે કોઇ વિશિષ્ટ ઉપાયથી વશીકરણ પ્રયોગવડે એવા વશ કરી લીધા છે કે જેથી તે અમારૂં નામ પણ સંભારતા નથી અને અહીં સ્થિર થઇને રહે છે. તેઓ સ્વપ્નમાં પણ બીજે જવાની ઈચ્છા કરતા નથી, તેથી આમાં તો તમારી કોઈ અદ્‌ભુત કળા દેખાય છે. જે રાજા ડાબી અને જમણી બંને બાજુએ બુદ્ધિના નિધાન એવા અભયકુમાર અને ધન્યકુમારને રાખે છે તેને કોનો ભય રહે? તેનાં રાજ્યમાં કયું દુઃખ હોય ? તમે તો પ્રબલ ભાગ્યશાળી છો.'

પ્રદ્યોતરાજાનું આ કથન સાંભળીને મગધાધિપે કહ્યું; 'મહારાજ ! આપે જે કહ્યું તે બરોબર છે, કારણકે જ્યારે આપે અભયને ત્યાં રાખ્યો ત્યારે આ ગામમાં જે ઉલ્લંઠો અને ધૂર્તો હતા તે બધા સજ્જ થઇને સમગ્ર નગરમાં વિટંબના કરવા લાગ્યા. એક ધૂર્તે તો કપટકળા તથા વચન રચનાવડે મને પણ ચિંતારૂપી ખાડામાં પાડ્યો હતો, તેને જીતવાને કોઈ સમર્થ નહોતું, તે સમયે આ બુદ્ધિશાળીએ બહાર આવીને ધૂર્તનો પરાજય કર્યો, અને મને નિશ્ચિંત કર્યો. મારાં રાજ્યની આબરૂ સાચવી. મેં પણ મારી કન્યા ધન્યકુમારને આપીને

સ્નેહસંબંધનવડે તેમને બાંધીને રાખેલા છે, તો પણ વચમાં કેટલાક વખત સુધી મને તથા ધન કુટુંબાદિક સર્વને ત્યજી દઇને તેઓ કાંઇક ચાલ્યા ગયા હતા, તેથી આપને પણ મનમાં ઓછું લાવવા જેવું નથી.'

'ત્યારપછી કેટલોક સમય વહી ગયો ત્યારે પાંચ કન્યા પરણીને મોટી વિભૂતિ સહિત તેઓ અહિં પાછા આવ્યા છે. ત્યારપછી અભય પણ અહિં આવ્યો. તમારી સાથેના સંબંધની વાત કોઇ દિવસ પણ તેમણે મને કહી નથી તેથી મહારાજે આજે એવી શિખામણ એને આપવી કે જેથી ફરીથી એવું ન કરે!'

પ્રદ્યોતરાજાએ કહ્યું; 'મગધાધિપ! હવે તે તેવું કરશેજ નહિ. વશીકરણ કરવામાં કુશળ એવા તમારા અને અભયકુમારના સ્નેહ પાશમાં બંધાયેલા તે હવે બીજે કાંઈ જશેજ નહિ એવો મને દૃઢ વિશ્વાસ છે.'

આ પ્રમાણે સભામાં બેઠેલા પ્રદ્યોતરાજાએ તથા શ્રેણિકે ધન્યકુમારની પ્રશંસા કરી. અવસર થયો એટલે સભાજનોને વિસર્જન કર્યા અને બંને મહારાજાઓ ધન્યકુમારને સાથે લઇને રાજ્યમંદિરમાં ગયા.

રાજ્યમંદિરના મધ્ય ભાગમાં રાજસેવકોએ વિવિધ પ્રકારની સ્નાન, મજ્જન તથા ભોજનાદિ સામગ્રી તૈયાર કરી રાખી હતી. તેનો ઉપભોગ કરવાની તેઓને વિનંતિ કરી; એટલે તે બંનેએ ધન્યકુમાર તથા અભયકુમારની સાથે સ્નાન અને મજ્જન માટે સહસ્રપાક અને લક્ષપાક તૈલાદિકથી મર્દન કરાવીને પુષ્પાદિકથી સુગંધિત કરેલા શુદ્ધ પાણીવડે સ્નાન કર્યું.

દૂર દેશથી આવેલા અતિ અદ્‌ભુત તથા ભવ્ય એવાં રેશમી વસ્ત્રો ધારણ કર્યાં. સર્વપ્રકારના અલંકારો પહેર્યા. અને રાજ્યના અનેક સામંતોથી પરવરેલા તેઓ ભોજનમંડપમાં આવ્યા. અને યથાયોગ્ય ઉત્તમ આસનો ઉપર તેઓ બેઠા.

અનેક પ્રકારની સુખડીઓ તથા મીઠાઇઓ ત્યારબાદ તેઓનાં ભોજનથાળમાં પીરસવામાં આવી. તે રસવતીનો આસ્વાદ લઇને શુદ્ધ પાણીથી મુખ શુદ્ધિ કરીને તેઓ રાજમહેલના અંદરના ભાગમાં આવી સુખાસન પર બેઠા. ત્યાં પાંચે પ્રકારના સુગંધીવાળા તાંબુલના બીડાં, લવીંગ અને એલચી સહિત આરોગીને મુખ શુદ્ધિ કરી સુખશય્યામાં તેઓ સૂઇ ગયા. યોગ્ય અવસરે શય્યાનો ત્યાગ કરી રાજસભામાં આવીને સિંહાસન ઉપર બેઠા, અને ગીત ગાનકળામાં કુશળ અનેક પુરૂષોએ કરેલા ગાયનાદિ તેઓએ સાંભળ્યા.

યોગ્ય અવસરે મોટા આંડબરપૂર્વક તેઓ નગરની બહાર આનંદ કરવા ગયા. તે સ્થળે અનેક પ્રકારનાં વિલાસો કરવાપૂર્વક પુષ્પના સમૂહની શોભા જોઇને, ઘોડાઓને ખેલાવીને આનંદ કરી મોટા આડંબરપૂર્વક મગધેશ્વર તથા માલવપતિ મહેલ તરફ પાછા આવ્યા.

સાંજે પણ યથારૂચિ ખાનપાનાદિક લઇને રાત્રે ગંધર્વોએ ગાયેલા ગાયનો સાંભળી સુખશય્યામાં નિદ્રા લેવા માટે સૂઈ ગયા. સવારે પ્રભાતિક રાગો વગાડતાં વાજીંત્રોના શબ્દો સાંભળીને નિદ્રાને ત્યજી દઈ, પ્રભાતનાં કૃત્યો કરીને ફરી રાજસભામાં આવ્યા.

આ પ્રમાણે નવાં નવાં વસ્ત્રો, અલંકાર, વાહન, ગીત, વાજીંત્ર, અદ્દભુત રસોઈ વગેરેની ગોઠવણીથી ઘણી ઘણી રીતે શ્રેણિક રાજાએ મહારાજા ચંડપ્રદ્યોતનો સત્કાર કરીને પરસ્પરની પ્રીતિલતામાં વૃદ્ધિ કરી; વળી હમેશાં નિઃશલ્યપણે હૃદયમાં રહેલી ગુપ્ત વાર્તાઓ કહીને બંધાયેલી પ્રીતિને વિશેષ દૃઢ કરી.

તેઓએ અન્યોઅન્ય કોઇ પણ જાતનો આંતરો રહેવા દીધો નહિ.

આમ અનેક પ્રકારની સેવા કરીને પ્રદ્યોતરાજાને પ્રસન્ન કર્યા, જેથી બંનેનું એક રાજ્ય હોય તેમ બંનેને બહુ સ્નેહસંબંધ થયો.

આમ દિવસો ઉપર દિવસો આનંદમાં વીતવા લાગ્યા.

કેટલાક દિવસો વીત્યા બાદ પ્રદ્યોતરાજાને પોતાના દેશ માલવ પ્રત્યે જવાની ઈચ્છા થઇ. 'ગુપ્ત રીતે મારે અહિં આવવાનું થયું છે, તેથી હવે ઘેર જવું તે શ્રેષ્ઠ છે.' તેમ વિચારીને પ્રદ્યોતરાજાએ શ્રેણિકરાજાને કહ્યું; 'રાજન્! સજ્જનની સંગતિમાં જતા કાળની ખબર પડતી નથી; તમારો, ધન્યકુમારનો તથા અભયકુમારનો વિરહ કોણ ઇચ્છે? પણ શું કરું? ઉજ્જયિનીનું રાજ્ય સનું પડયું છે, કોઇને સોંપીને આવ્યો નથી; વળી છળવડે હું અહિં અપહરણ કરીને લવાયો છું. તેથી લોકો પણ અનેક પ્રકારની વાતો કરતા હશે? માટે હવે આપ મને જવાની સમ્મતિ આપો, કે જેથી હું સ્વદેશમાં જાઉં.'

*

આમ અનુજ્ઞા માગ્યાં છતાં મગધેશ્વર શ્રેણિકે અને અભયકુમારે આગ્રહ કરીને કેટલાક દિવસ સુધી તેમને વધારે રાખ્યા.

ફરીવાર પ્રદ્યોતરાજાએ જવાની રજા માંગી, ત્યારે શ્રેણિકે જવાની તૈયારી કરાવી; અનેક હાથી, ઘોડા, રથ, આભૂષણ તથા વસ્ત્રાદિક આપીને તથા વિવિધ પ્રકારના જુદા જુદા દેશોમાં ઉત્પન્ન થયેલા પદાર્થો ભેટ કરીને તેમને સંતોષી મોટા આડંબરપૂર્વક જવાની અનુજ્ઞા આપી. ધન્યકુમારે પણ પ્રથમ કોઈ વખત નહિ જોયેલાં તેવાં વસ્ત્રો. તથા આભૂષણો પોતાના એક વખતના સ્વામી મહારાજા ચંડપ્રદ્યોતને ભેટ ધર્યાં. ત્યાર પછી પ્રદ્યોતરાજા, ધન્યકુમાર તથા અભયકુમારનાં ગુણોનું વર્ણન કરતાં રાજગૃહીથી ભવ્ય વિદાયમાન સાથે નીકળ્યા.

મગધપતિ શ્રેણિક, ધન્યકુમાર, અભયકુમાર ઇત્યાદિ અધિકારીઓ, ઘણા રાજસેવકો તથ નગરજનો વળાવવા માટે કેટલીક ભૂમિ સુધી

સાથે ગયા. તે સ્થળે અભયકુમારે પોતે કરેલ અપરાધની ફરીથી ક્ષમા માંગી. આંખમાં આંસુ લાવીને પ્રદ્યોતરાજા બોલ્યા; 'મને તો તારો દંભરચનાનો પ્રકાર સુખ માટે થયો, પણ હવે તારો વિયોગ દુ:ખ માટે થાય છે.' અભયકુમારે તે સાંભળીને કહ્યું; 'સ્વામિન્ ! ફરીથી હું આપના ચરણારવિંદનાં દર્શન કરવા માટે જરૂર આવીશ. મને પણ આપ પૂજ્યનાં ચરણનો વિરહ બહુ દુષ્કર લાગે છે, પણ હું શું કરું ? રાજ્યના ભારથી દબાયેલો હું બહાર નીકળવા સમર્થ થઇ શકતો નથી, તેથી સેવક ઉપર વિશેષ કૃપા રાખજો.'

પરસ્પર સ્નેહ દેખાડતાં અને નમસ્કાર કરતાં બહુ સૈન્યના પરિવારવડે પરવરેલા પ્રદ્યોતરાજા ઉજ્જયિની તરફ ચાલ્યા.

રાજગૃહીથી નીકળેલ મહારાજા ચંડપ્રદ્યોતન ઉતાવળા-ઉતાવળા પ્રવાસો ખેડતા ક્ષેમકુશલ જલ્દી ઉજ્જયિની નગરીમાં પહોંચ્યા.

ભવ્ય દિવસે તેઓએ મહોત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કર્યો. તે દિવસથી શ્રેણિક અને પ્રદ્યોતરાજા વચ્ચે પરસ્પર પત્ર લખવા, કુશળ સમાચાર પૂછાવવા, યથાવસરે ભેટ મોકલવી ઇત્યાદિ સ્વજન સંબંધીને લાયક સંબંધ બંધાઇ ગયો. અને તે બન્ને પોત-પોતાનાં રાજ્યમાં ન્યાયપૂર્વક રાજ્ય કરવ લાગ્યા.

## ૧૦ : ભાગ્યહીન સર્વત્ર લૂંટાય છે :

જયારે ધન્યકુમાર કૌશાંબી નગરીમાંથી કુટુંબ ક્લેશના કારણે છેલ્લી વખતે નીકળ્યા હતા, ત્યાં તે સમયે તેઓએ પોતાના પિતા ધનસાર અને ત્રણ મોટાભાઈઓ ધનદત્ત, ધનદેવ તથા ધનચંદ્રને સઘળી સંપત્તિ, વૈભવ અને ૫૦૦ ગામો ઈત્યાદિ બધું ભળાવ્યું હતું.

ત્યાંથી આવીને અહિં રાજગૃહીમાં તેઓ, પોતાના ધર્મબંધુ અભયકુમાર મંત્રીશ્વર સાથે રહી, આનંદપૂર્વક દિવસો વ્યતીત કરતા હતા.

કૌશાંબીમાં ધન્યકુમારના ત્રણ ભાઇઓ ધન્યકુમારે મેળવેલ તથા આપેલ પાંચશે ગામમાં પોતાનાં અભાગ્યના કારણે કોઈ રીતે તેમનાથી કોઇને શાંતિ રહેતી નહિ.

તે વખતે શનિના ગ્રહની દષ્ટિની જેમ તેઓની આજ્ઞામાં રહેલા ગામોમાં ભાગ્યહીનપણાથી બીજા ગામોમાં વરસાદ થાય તો પણ થતો નહિ. 'ભાગ્યયોગ સીધો હોય ત્યારેજ ઇચ્છિત મેઘવૃષ્ટિ થાય છે.' તેવી સ્થિતિ થવાથી તે ગામમાં રહેવાવાળા કેટલાક લોકો વરસાદના અભાવને લીધે પોતાની આજીવિકા ચલાવવા માટે તથા પોતાના ઢોર–ઢાંખર ઈત્યાદિની આજીવિકા માટે જેવી રીતે ફળ રહિત વૃક્ષોને

છોડી દઇને પંખીઓ અન્ય વૃક્ષમાં વાસ કરવા જાય તેવી રીતે બીજા બીજા ગામોમાં જવા લાગ્યા.

તૃણ તથા ધાન્યનો ક્ષય થવાથી ઉદરપૂર્તિના અભાવે જેવી રીતે સરોવરમાં પાણીના અભાવે માછલા વગેરે જળચર જીવો મરી જાય છે, તેવી રીતે હાથી, અશ્વાદિક પશુઓ કોઇ ક્ષુધાથી, કોઈ તૃષાથી, કોઈ દુષ્કાળમાં ઉત્પન્ન થયેલા રોગાદિકથી મૃત્યુ પામવા લાગ્યા.

ખરેજ પૂર્વ સંચિત સુકૃત સિવાય પ્રાપ્ત થયેલી સંપદાનું રક્ષણ કરવાને કોઇ સમર્થ નથી. ધનદત્તના આદિ સેવકો પણ આજીવિકા નહિ મળવાથી તેમને ત્યજી દઇને બીજે ચાલ્યા જવા લાગ્યા. ઉપરાઉપરી દુષ્કાળો પડવાથી ક્ષુધાતુર થયેલા ભિલ્લાદિકોએ તે ત્રણે ભાઈઓની આજ્ઞામાં રહેલા સર્વ ગામોને લૂંટવા માંડ્યા.

આમ ગામોને લૂંટાતા સાંભળીને કોઈ પણ સાર્થવાહ તે રસ્તે પોતાનો સાર્થ લઇને પણ નીકળતો નહિ. કોઈની પણ અવરજવર-નહિ થતાં લોકો કોની સાથે ક્રય વિક્રય કરે? તેથી વ્યાપારીઓ પણ ધનદત્તના ગામોને ત્યજીને અન્ય સ્થળોમાં જઇને વસ્યા. ચોર લોકો રાત્રે ખાતર પાડીને ઘર લૂંટતા હતા, તે ભયથી કેટલાકો તે ગામો છોડી દઇને બીજે નાશી જવા લાગ્યા.

કેટલાક સામાન્ય વર્ગના ગરીબ માણસો મજૂરી કરીને આવિજીકા ચલાવનારા હતા, તેઓની પાસે વ્યાપારીઓના અભાવે મજૂરી કોણ કરાવે? તેથી તેઓ પણ તે ગામો છોડીને નાશી જવા લાગ્યા.

આમ નિર્ભાગ્યના યોગથી તેઓ સંપૂર્ણ નિર્ધન થઈ ગયા એટલે ધનદત્ત આદિ વિચારવા લાગ્યા; 'આપણે કૌશાંબીમાં શતાનિક રાજા પાસે જઇને સૈન્ય લાવી ભિલ્લાદિકને શિક્ષા કરીએ, કારણકે અહીંથી

જતી વખતે ધન્યકુમારે તે રાજાને કહ્યું છે કે; "મારા ગામોનું તથા મારા કુટુંબી જનોનું આપત્તિમાં આપ રક્ષણ કરજો અને સહાય આપજો." તે હેતુથી તેમની પાસે જઈ રાજ્ય સહાય લાવીને સુખેથી રહીએ.' આ વિચાર કરીને કૌશાંબીમાં જવાને તેઓ તૈયાર થયા.

તેજ દિવસે કૌશાંબી નગરીમાં રાત્રીએ અકસ્માત્ અગ્નિનો ભય ઉત્પન્ન થયો, પ્રબળ વાયુથી પ્રેરાયેલ તે અગ્નિને શમાવવાને કોઈ સમર્થ થયું નહિ. તે અગ્નિના ઉપદ્રવથી ધનસારનાં ઘરમાં રહેલ સર્વ વસ્તુઓ ભસ્મીભૂત થઈ ગઈ, ઘરમાંથી કાંઈ પણ નીકળી શક્યું નહિ, માત્ર ઘણી મહેનતે ધનસાર અને તેની પત્ની બે જણા શરીર ઉપર પહેરેલા વસ્ત્ર સહિત જીવતાં બહાર નીકળ્યા.

કોઈના મુખેથી સવારે આ વાત સાંભળીને ધનદત્ત આદિ ત્રણે જણા ત્યાં આવ્યા. તો સર્વે મહેલો અને નાના મોટા બધા આવાસો બળીને રાખ થઈ ગયેલા તેઓએ જોયા. તે જોઈને તેઓ બહુ ઉદ્વેગ પામ્યા; પરપરપર એક બીજાનાં મ્હોઢાં સામું જોતાં તેઓ નિઃશ્વાસ મૂકવા લાગ્યા.

આથી મનમાં અતિશય દુઃખને ધારણ કરતાં ધનદત્ત, દેવ તથા ચંદ્ર તરફ જોઈને પિતા ધનસારે કહ્યું; "પુત્રો ! હવે તો બહુ થયું ! પાપના ઉદયથી આજે આ બધું ભસ્મીભૂત થઈ ગયું, તેથી હવે શું કરવું ! જેનાં પ્રબલભાગ્યથી અચિંતિત રીતે પણ જંગલમાં મંગળ થતું તે ધન્યકુમાર તો ઘર ભરેલું મૂકીને ચાલ્યો ગયો, તે હોત તો આવું થાત નહિ.'

પિતાનાં આવાં વચનોને સાંભળીને, તથા લઘુબંધુ ધન્યની પ્રશંસા સાંભળીને તેઓને ક્રોધ ઉત્પન્ન થયો, અને કઠોર વચનોવડે ૯૬ પિતાનો તિરસ્કાર કરતા તેઓ બોલ્યા;

'જાણ્યું ! જાણ્યું ! હજુ પણ તેના ઉપર તમને તેવું ને તેવુંજ મમત્વ છે. જો તે તમારો ગુણવાન પુત્ર હતો. તો તે તમને મૂકીને શા માટે ચાલ્યો ગયો ? તમારી કૃતઘ્નતા પણ જણાઈ ગઈ, ભરણપોષણ તો હજુ અમે કરીએ છીએ, છતાં પ્રતિક્ષણે સ્વેચ્છાચારી એવા તેની પ્રશંસા કર્યા કરો છો ? આ તો તમારો દૃષ્ટિરાગ અને તમારી ધૃષ્ટતા છે !'

આમ ઇર્ષ્યાળુ એવા ધનદત્તે અને તેના બીજા ભાઇઓએ પોતાના સરલ તથા ગુણાનુરાગી પિતાની ભર્ત્સના કરી. આ સ્થિતિમાં દિવસો ઉપર દિવસો પસાર થયા. અને સ્ત્રીઓના ઘરેણાં વગેરે જે કાંઇ હતુ તે વેચીને તેઓ નિર્વાહ કરવા લાગ્યા. તેમ કરતાં ધીમે ધીમે જે કાંઈ હતું તેમાંથી પણ કાંઇક ખવાઇ ગયું. કાંઈક ચાલી ગયું, કાંઈક વેરવિખેર થઇ ગયું, તથા ભોંયમાં દાટેલું પૃથ્વીરૂપ બની ગયું. આમ થતાં રાજ્ય અને બળ નષ્ટ થવાથી એક રાત્રે સેંકડો ભિલ્લોએ એકઠા થઇને તેઓના ઘર ઉપર ધાડ પાડી.ને બાકી રહેલાં બધાં વસ્ત્રાભૂષણો લૂંટી લઈને ચાલ્યા ગયા. જ્યાં ઈર્ષ્યા હોય છે, ત્યાં પુણ્યબલ ક્ષીણ થાય છે.

તેથી તેઓ ધન વગરના તથા કપડા વિનાના થઈ ગયા. આ સંસારમાં જેટલા દિવસ સુધી પુન્યનો ઉદય રહે ત્યાં સુધીજ મનુષ્ય ઋદ્ધિ પૂર્ણ રહે છે, પણ પાપનો ઉદય થતાં અર્ધ ક્ષણમાંજ સર્વ ઋદ્ધિનો: નાશ થઇ જાય છે, જેવી રીતે પાણીથી ભરવાની ઘડી પળ સુધી ભરાય છે, પણ પછી એક ક્ષણમાં ખાલી થઇ જાય છે; તેવીજ રીતે સંસારના સર્વ પદાર્થોની સ્થિતિ છે.

જતે દિવસે આજીવિકાનો ઉપાય કાંઈ પણ રહ્યો નહિ, ત્યારે ઘરમાં તે ત્રણે બંધુઓ આમતેમ શોધવા લાગ્યા. શોધતાં શોધતાં એક

વીંટી હાથ આવી. તે વેચીને તેઓ ત્યાંથી આજીવિકા માટે કુટુંબ સહિત નીકળ્યા, અને માળવદેશમાં ગયા.

તે સ્થળે કોઇ સ્થિતિ સંપન્ન ખેડૂતને ત્યાં કામકાજ કરવા રહ્યા, અને નિર્વાહ કરવા લાગ્યા. ત્યાં રહેતા કાંઈક ધન મળ્યું. તેથી તેઓ પોતેજ થોડી જમીન લઇને ખેતી-વાડી કરવા લાગ્યા. પછી નિર્વાહ થાય તેટલું ધાન્ય ઘરમાં મૂકીને બાકી રહેલા ધાન્યની ગુણો ભરી બળદો ઉપર લાદીને એક ગામથી બીજે ગામ અને એક નગરથી બીજે નગર તેઓ ભમવા લાગ્યા.

પણ પુણ્યહીન હોવાથી ધાર્યો લાભ મળ્યો નહિ. વધુ લાભને ઇચ્છતાં તેઓ ફરતાં ફરતાં મગધદેશમાં રાજગૃહી નગરીમાં આવ્યા. તે નગરના મુખ્ય બજારમાં ધાન્યની ગુણો ઉતારીને અનાજના બજારને તેઓ શોધવા લાગ્યા. ત્યાં પણ અનેક દેશોમાંથી પુષ્કળ અનાજ વેચાવા આવેલ હોવાથી ધાન્ય સોઘું થઇ ગયું છે, તેમ સાંભળીને તેઓ નિરાશ થઇ ગયા. ખરેખર ભાગ્યહીન આત્માઓને ધાર્યા કરતાં ઉલટું જ થાય છે; માટે જ કહેવાય છે કે,

अन्यद्विचिन्त्यते लोकैर्भवेदन्यदभाग्यतः ।
कर्णे वसति भूषायोत्कीर्णे दरिद्रिणां मलः ॥

'ભાગ્યહીન લોકો વિચારે છે બીજું, પણ નિર્ભાગ્યતાને કારણે થાય છે બીજું; શોભા માટે વીંધાવેલ કાન દરિદ્રને મેલ એકઠો કરવા માટે થાય છે.'

આ રીતે હતાશ એવા તે ધનદત્ત આદિ ભાઇઓ બજારમાં ધાન્યને વેચવા બેઠા, પણ કોઇની સાથે ભાવની સરખાઇ આવી નહિ, તેથી તેમનો બધો માલ વેર-વિખેર બજારમાં પડી રહ્યો.

તેવામાં વિવિધ પ્રકારના વાજીંત્રો જેની આગળ વાગી રહ્યા છે, આસપાસ પાયદળ અને ઘોડેસ્વારો વીંટળાઈ વળેલા છે, બંદિજનો અનેક રીતે જેનો બિરૂદાવળી બોલી રહ્યા છે, તેવી સ્થિતિમાં અશ્વ ઉપર બેસીને મહારાજા શ્રેણિકની રાજસભામાં જવાને માટે ધન્યકુમાર તે રસ્તે નીકળ્યા.

તે પ્રસંગે આગળ ચાલતા સુભટોએ રસ્તામાં આડી-અવળી પડેલી અનાજની ગૂણોને વ્યવસ્થિત કરવા ધનદત્તને આદેશ કર્યો. એટલે દીનવદને શોકાકુલ તે બધા ભાઇઓ રાજ્ય ભયથી ઉતાવળમાં પોતાના માલને ગોઠવવામાં રોકાઇ ગયા. દુર્દશા પામેલા કંગાલ જેવા પોતાના ભાઇઓ તરફ તે અવસરે અચાનક ધન્યકુમારની દૃષ્ટિ પડી.

તેઓની આવી દશા જોઇને 'આ શું?' એમ સંભ્રમમાં પડીને ધન્યકુમાર વિચારવા લાગ્યા; 'અરે! આ મારા બંધુઓને રાજ્ય, ધન, સુવર્ણ, રૂપું વગેરે નવે પ્રકારના પરિગ્રહથી ભરેલા ઘરો સાથે, પાંચસે ગામોના અધિપતિપણા સહિત, અનેક સામંતો સુભટો, ગજ, અશ્વ, પાયદળ વગેરેથી સેવાતા મૂકીને હું આવ્યો હતો. અરે! શું આટલા દિવસની અંદરજ તેઓની આવી સ્થિતિ થઈ ગઈ? આ કેમ સંભવે? અથવા તો કર્મની ગતિ વિચિત્ર છે! દૃઢ રસથી બાંધેલા પૂર્વે કરેલા કર્મનો ઉદય ફેડવાને કોઈ સમર્થ નથી, એવું શ્રી જિનેશ્વર ભગવંતનું વચન કોઇ દિવસ અન્યથા થતું જ નથી.'

'માટે લોકમાં પણ કહેવાય છે કે,'

कृतकर्मक्षयो नास्ति, कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम् ॥

'ક્રોડો કલ્પો જાય તો પણ કરેલા કર્મનો ક્ષય થતો નથી. શુભ અથવા અશુભ જે કાંઈ કર્મ કર્યાં હોય તે અવસ્ય ભોગવવાંજ પડે છે.'

'ચક્રવર્ત્યાદિકોએ પણ વિવિધ પ્રકારની દુર્દશા અનુભવી છે, તો આ મારા ભાઇઓની શી વાત !'

આમ ચિત્તમાં ચિંતવતાં ધન્યકુમારને ફરી વિચાર આવ્યો; 'અરે! હું આવા સાંસારિક સુખોથી પરિપૂર્ણ છું. અને મારા બંધુઓ તથા તેમની પત્નીઓ આવી દુર્દશા અનુભવે તે હું કેવી રીતે જોઇ શકું ?'

આમ અંતરમાં રહેલા વડિલ બંધુઓ પ્રત્યેના અપૂર્વ ભક્તિ-ભાવથી તેમણે પોતાના સેવકોને કહ્યું; 'આ પરદેશી વ્યાપારીઓને મારશો નહિ, તેઓને આપણાં ઘેર પ્રીતિપૂર્વક લઇ આવજો.'

તેમ કહીને ઘોડા ઉપર બેઠેલા ધન્યકુમાર પાછા વળ્યા, રાજસભામાં નહિ જતાં ઘર તરફ ચાલ્યા.

પાછળ રહેલા ધન્યના સેવકોએ ધનદત્ત આદિ બંધુઓને કહ્યું; 'ભાઇઓ ! અમારા સ્વામીના ઘેર ચાલો, અમારા સ્વામીએ આદેશ કર્યો છે કે તમને તેમને ઘેર લઈ જવા.' તે સાંભળીને તેઓ ભયભીત થયા, અને બોલવા લાગ્યા; 'અરે ! આ વળી અમને ઘેર લઇ જઇને શું કરશે !'

સેવકોએ તેમને કહ્યું; 'અરે ! ભય ધરશો નહિ. અમારા સ્વામી ઘેર આવેલાને કદિપણ દુ:ખ આપતાંજ નથી. ઊલટું તેનું સર્વ પ્રકારે દુ:ખ ફેડી નાંખે છે.'

આમ કહેવા છતાં પણ તેઓ શંકાયુક્ત બનીને વિહ્વળતા પૂર્વક ધન્યકુમારનાં ઘેર ગયા. સેવકો તેમને દીવાનખાનામાં લઇ ગયા, અને

તેઓએ વિજ્ઞપ્તિ કરીને ધન્યને કહ્યું: 'આપના આદેશ અનુસાર આ સર્વને અમે અહિં લાવ્યા છીએ. તે સર્વ આપને પ્રણામ કરે છે.'

ધન્યકુમારે તેમના તરફ જોઇને કહ્યું; 'કેમ ભાઇઓ! કયા દેશમાંથી તમે આવો છો?'

તેઓએ કહ્યું; 'સ્વામી અમે માલવ દેશમાં રહીએ છીએ. આજીવિકાની પ્રાપ્તિ માટે ઘઉંની ગૂણો ભરી બળદો ઉપર તેને લાદીને અહીં આવ્યા છીએ, પરંતુ અહિં તો ધાન્ય સોંઘું છે, તેથી લાભ થતો નથી, પણુ ખોટ જાય છે.'

'પ્રથમથીજ તમારો માલવદેશમાં વાસ છે, કે બીજા કોઇ દેશમાં રહેતા હતા.'

'અમે મૂળ તો બીજા દેશના રહેવાસી છીએ, માત્ર ઉદરવૃત્તિ માટેજ ત્યાં આવ્યા હતા.'

'પહેલાં કયાં રહેતા હતા?'

'સ્વામી! કર્મની ગતિની શી વાત કરીએ? જ્યાં ઉદરવૃત્તિ થાય તેજ સ્વદેશ ગણવો.'

'તમારા માતાપિતા જીવે છે?'

'હા, તેઓ જીવે છે.'

'તેઓ કયાં છે?'

'જે ગામમાં અમે રહીએ છીએ તે ગામમાં અમારા માબાપ તથા સ્ત્રીઓ પણ છે, અમારી સાથે નથી.'

ધન્યકુમારે વિચાર્યું; 'અરે! દારિદ્રયનાં દુઃખથી પીડાયેલા એવા આ ત્રણે બંધુઓ પ્રત્યક્ષ પાસે ઉભેલા એવા મને પણ ઓળખતા નથી, ઊલટા મારાથી ભય પામે છે.'

પછી ધન્યકુમાર ઉભા થયા, અને તે બંધુઓને આગળ કરી પ્રણામ કરીને કહ્યું; 'શું મને ન ઓળખ્યો ? હું તમારો નાનો ભાઇ ધન્ય.'

તે પ્રમાણે કહીને તેમને ધન્યકુમાર સન્માનથી ઘરમાં લઈ ગયા. સેવકો દ્વારા તેમને અભ્યંગ, સ્નાન મજ્જનાદિક કરાવ્યા, અતિ અદ્દભુત એવા વસ્ત્રાલંકાર પહેરાવ્યા, મોટા ભાઇઓને આગળ કરીને હર્ષપૂર્વક વિનય સહિત યથોચિત સ્થાને બેસી વિવિધ પ્રકારની અદ્દભુત રસોઈ સૌ સાથે જમ્યા.

પછી હાથ ધોઇને ઘરના અંદરના ભાગમાં જઇ ભવ્ય આસન ઉપર તેમને બેસાડી, પંચ સુગંધીયુક્ત તાંબુલાદિક આપી, અતિ સત્કારપૂર્વક હાથ જોડીને કૌશાંબી છોડી ત્યારથી માલવદેશમાં આવ્યા ત્યાંસુધીનું સર્વસ્વરૂપ તેઓને પૂછ્યું.

## ૧૧ : હાર્યા ન માન્યા, તે વાર્યા માન્યા :

ધન્યકુમારના પૂછવાથી ધનદત્તે પોતાના ગામો, ધન, ઋદ્ધિ, ઘર ઇત્યાદિનો જે વિનાશ થયો તે સર્વ હકીકત યથાસ્થિત કહી બતાવી, તે સાંભળીને ધન્યકુમારે તેઓને કહ્યું;

'પ્રિયબંધુઓ ! હવે પૂર્વે અનુભવેલું દુઃખ સંભારશો નહિ, ચિત્તની પ્રસન્નતાથી અહિં સુખપૂર્વક રહો. આ લક્ષ્મી. આ ઘર, આ અશ્વો, આ બળદો, આ રથો, આ વૈભવ બધું તમારૂં જ છે, હું પણ તમારો લઘુબંધુ છું, તેથી જે ઇચ્છા આવે તે ગ્રહણ કરો; કારણ કે જે લક્ષ્મી બંધુઓના ઉપભોગમાં ન આવે, તે લક્ષ્મી વખણાતી નથી. ભરતી વેળાએ ઘણું જળ સમુદ્રમાં આવે છે, પણ કાંઠા ઉપર રહેલાને કશા ઉપયોગમાં આવતું નથી, તેવી રીતે ભાઇઓથી જે લક્ષ્મીનો ઉપભોગ લેવાતો નથી તે લક્ષ્મી નિરર્થક છે.'

'બંધુઓ ! તમે અહીં રહો, અને આ લક્ષ્મી દાન તથા ભોગવડે ઇચ્છાનુસાર વાપરીને સદુપયોગ કરો. મારા હૃદયની આ ભાવનાને સમજીને તમે નિઃશંકપણે અહિં રહો !'

વિનય તથા ભક્તિગર્ભિત ધન્યની વાણી સાંભળીને માનદોષથી દોષિત થયેલા તથા ઇર્ષ્યાથી જ્વલિત અંતઃકરણવાળા તેઓએ જવાબમાં

તેથી પૂર્વ પુણ્યનો વિલાસ સંભારીને પોતાની મતિથી બનાવેં
એક દોધક છંદ ઉત્સાહ પૂર્વક તે બોલવા લાગ્યો;

દાણુ જો દિન્નં મુનિવરહ, ચડિઓતં પત્તઇ તોડિ;
રંકસ્સવિ જહ સંપડિય, જં ધણુ તેરહ કોડિ.

આમ તે બાલક ધનદત્ત જ્યાં ત્યાં હમેશાં હાથ ઉંચા કરી
બોલતો હતો, અને તે શેરીમાં ભમતો ભમતો એક દિવ
તેના ઘરની પાસે રહેનારા ભોગદેવ સાર્થવાહનાં ઘેર ગયો, ત્યાં પણ
મોટા સ્વરથી તેજ દોધકવૃત્ત બોલતો નાચવા લાગ્યો.

આ પ્રમાણે દેખીને તથા સાંભળીને ભોગદેવે કહ્યું; ' રે ધનદત્ત
તું આ શું બોલે છે? અને તેનો અર્થ શું છે? તેનો જે ભાવાર્થ
હોય તે યથાર્થ કહે.'

ધનદત્તે કહ્યું; ' તાત ! મારાં પૂર્વ ભવનાં જીવનનો આમાં ભાવા
રહેલો છે, તે હું કહું છું. તેને તમે સાવધાન થઈ સાંભળો.'

## ૧૫ઃ બાળક ધનદત્ત પોતાનો પૂર્વભવ કહે છેઃ

આજ વિશાલપુરનગરમાં દુર્ગતપતાકા નામે હું આજન્મ દરિદ્ર પિતાનો દરિદ્ર તથા દુઃખી પુત્ર હતો. બાલ્યકાલથીજ આ સંચયશીલ શેઠના ઘેર તેમના ઘરનું કામકાજ કરવાને હું નોકર તરીકે રહેલો. તેમનાં ઘરનાં હલકાં કામકાજ તથા બધાં ગૃહકાર્યો રાત્રિ દિવસ હું કરતો હતો. તે શેઠ એટલા કૃપણ હતા કે ઘરમાં આજે જ મારી માતા છે, તે સંચયશીલ શેઠની સ્ત્રી ધનસુંદરી પણ ઘરમાં ખાંડવું, દળવું વગેરે કામો કરતી હતી. આમ તેર ક્રોડ દ્રવ્ય હોવા છતાં અતિકૃપણતાથી તેઓ નિર્વાહ કરતા હતા.

તે દુર્ગતપતાકા બીજા શ્રેષ્ઠીઓનાં ઘેર કોઈકોઈ કાર્ય પ્રસંગે જતો હતો, ત્યાં ભિક્ષાને માટે આવતા સાધુઓને જોતો. તે શ્રેષ્ઠીઓ હંમેશા મોટી ભક્તિથી અશનાદિ ચારે પ્રકારનો આહાર વહોરાવવા માટે સંયમી મહાવ્રતધારી સાધુઓને આમંત્રણ કરતા હતા અને વારંવાર આગ્રહ કરતા હતા. તેમ જ અનેક પ્રકારનાં વસ્ત્ર, પાત્ર, ઔષધ ઇત્યાદિ લેવા માટે વિવિધ પ્રકારનાં ભક્તિયુક્ત વચનો વડે તેઓ વિનંતિ કરતા હતા, પણ સાધુઓ જો નિર્દોષ અને યોગ્ય જાણતા તોજ ગ્રહણ કરતા હતા, નહિ તો લેતા નહોતા.

સહેજ પણ અયોગ્ય લાગે તો પણ નિર્લોભવૃત્તિથી તે મહાત્માઓ તે શ્રેષ્ઠીઓનાં ઘેર જવા છતાં, અને તેઓની ભાવપૂર્વકની

તેથી પૂર્વ પુણ્યનો વિલાસ સંભારીને પોતાની મતિથી બનાવેલો એક દોધક છંદ ઉત્સાહ પૂર્વક તે બોલવા લાગ્યો;

દાણુ જો દિન્નં મુનિવરહ, ચડિઓતં પત્તહ તોડિ;
રંકસ્સવિ જહ સંપડિય, જં ઘણુ તેરહ કોડિ.

આમ તે બાલક ધનદત્ત જ્યાં ત્યાં હમેશાં હાથ ઉંચા કરીને બોલતો હતો, અને તે શેરીમાં ભમતો ભમતો એક દિવસ તેના ઘરની પાસે રહેનારા ભોગદેવ સાર્થવાહનાં ઘેર ગયો, ત્યાં પણ મોટા સ્વરથી તેજ દોધકવૃત્ત બોલતો નાચવા લાગ્યો.

આ પ્રમાણે દેખીને તથા સાંભળીને ભોગદેવે કહ્યું; 'રે ધનદત્ત ! તું આ શું બોલે છે? અને તેનો અર્થ શું છે? તેનો જે ભાવાર્થ હોય તે યથાર્થ કહે.'

ધનદત્તે કહ્યું; 'તાત ! મારાં પૂર્વ ભવનાં જીવનનો આમાં ભાવાર્થ રહેલો છે. તે હું કહું છું. તેને તમે સાવધાન થઈ સાંભળો.'

## ૧૫ઃ બાળક ધનદત્ત પોતાનો પૂર્વભવ કહે છેઃ

આજ વિશાલપુરનગરમાં દુર્ગતપતાકા નામે હું આજન્મ દરિદ્ર પિતાનો દરિદ્ર તથા દુઃખી પુત્ર હતો. બાલ્યકાલથીજ આ સંચયશીલ શેઠના ઘેર તેમના ઘરનું કામકાજ કરવાને હું નોકર તરીકે રહેલો. તેમનાં ઘરનાં હલકાં કામકાજ તથા બધાં ગૃહકાર્યો રાત્રિ દિવસ હું કરતો હતો. તે શેઠ એટલા કૃપણ હતા કે ઘરમાં આજે જ મારી માતા છે, તે સંચયશીલ શેઠની સ્ત્રી ધનસુંદરી પણ ઘરમાં ખાંડવું, દળવું વગેરે કામો કરતી હતી. આમ તેર ક્રોડ દ્રવ્ય હોવા છતાં અતિકૃપણતાથી તેઓ નિર્વાહ કરતા હતા.

તે દુર્ગતપતાકા બીજા શ્રેષ્ઠીઓનાં ઘેર કોઈકોઈ કાર્ય પ્રસંગે જતો હતો, ત્યાં ભિક્ષાને માટે આવતા સાધુઓને જોતો. તે શ્રેષ્ઠીઓ હંમેશા મોટી ભક્તિથી અશનાદિ ચારે પ્રકારનો આહાર વહોરાવવા માટે સંયમી મહાવ્રતધારી સાધુઓને આમંત્રણ કરતા હતા અને વારંવાર આગ્રહ કરતા હતા. તેમ જ અનેક પ્રકારનાં વસ્ત્ર, પાત્ર, ઔષધ ઇત્યાદિ લેવા માટે વિવિધ પ્રકારનાં ભક્તિયુક્ત વચનો વડે તેઓ વિનંતિ કરતા હતા, પણ સાધુઓ જો નિર્દોષ અને યોગ્ય જાણતા તોજ ગ્રહણ કરતા હતા, નહિ તો લેતા નહોતા.

સહેજ પણ અયોગ્ય લાગે તો પણ નિર્લોભવૃત્તિથી તે મહાત્માઓ તે શ્રેષ્ઠીઓનાં ઘેર જવા છતાં, અને તેઓની ભાવપૂર્વકની

તેથી પૂર્વ પુણ્યનો વિલાસ સંભારીને પોતાની મતિથી બનાવેલો એક દોધક છંદ ઉત્સાહ પૂર્વક તે બોલવા લાગ્યો;

દાણુ જો દિન્નં મુનિવરહ, ચડિઓતં પત્તઈ તોડિ;
રંકસ્સવિ જહ સંપડિય, જં ધણુ તેરહ કોડિ.

આમ તે બાલક ધનદત્ત જ્યાં ત્યાં હમેશાં હાથ ઉંચા કરીને બોલતો હતો, અને તે શેરીમાં ભમતો ભમતો એક દિવસ તેના ઘરની પાસે રહેનારા ભોગદેવ સાર્થવાહનાં ઘેર ગયો, ત્યાં પણ મોટા સ્વરથી તેજ દોધકવૃત્ત બોલતો નાચવા લાગ્યો.

આ પ્રમાણે દેખીને તથા સાંભળીને ભોગદેવે કહ્યું; ' રે ધનદત્ત ! તું આ શું બોલે છે? અને તેનો અર્થ શું છે? તેનો જે ભાવાર્થ હોય તે યથાર્થ કહે.'

ધનદત્તે કહ્યું; ' તાત ! મારાં પૂર્વ ભવનાં જીવનનો આમાં ભાવાર્થ રહેલો છે, તે હું કહું છું. તેને તમે સાવધાન થઈ સાંભળો.'

## ૧૫ : બાળક ધનદત્ત પોતાનો પૂર્વભવ કહે છેઃ

આ જ વિશાલપુરનગરમાં દુર્ગતપતાકા નામે હું આજન્મ
દરિદ્ર પિતાનો દરિદ્ર તથા દુઃખી પુત્ર હતો. બાલ્યકાલથીજ આ સંચ-
યશીલ શેઠના ઘેર તેમના ઘરનું કામકાજ કરવાને હું નોકર તરીકે
રહેલો. તેમનાં ઘરનાં હલકાં કામકાજ તથા બધાં ગૃહકાર્યો રાત્રિ દિવસ હું
કરતો હતો. તે શેઠ એટલા કૃપણ હતા કે ઘરમાં આજે જ મારી માતા છે,
તે સંચયશીલ શેઠની સ્ત્રી ધનસુંદરી પણ ઘરમાં ખાંડવું, દળવું વગેરે
કામો કરતી હતી. આમ તેર ક્રોડ દ્રવ્ય હોવા છતાં અતિકૃપણતાથી
તેઓ નિર્વાહ કરતા હતા.

તે દુર્ગતપતાકા બીજા શ્રેષ્ઠીઓનાં ઘેર કોઈકોઈ કાર્ય પ્રસંગે જતો
હતો, ત્યાં ભિક્ષાને માટે આવતા સાધુઓને જોતો. તે શ્રેષ્ઠીઓ હંમેશા
મોટી ભક્તિથી અશનાદિ ચારે પ્રકારનો આહાર વહોરાવવા માટે સંયમી
મહાવ્રતધારી સાધુઓને આમંત્રણ કરતા હતા અને વારંવાર આગ્રહ
કરતા હતા. તેમ જ અનેક પ્રકારનાં વસ્ત્ર, પાત્ર, ઔષધ ઇત્યાદિ લેવા
માટે વિવિધ પ્રકારનાં ભક્તિયુક્ત વચનો વડે તેઓ વિનંતિ કરતા
હતા, પણ સાધુઓ જો નિર્દોષ અને યોગ્ય જાણતા તોજ ગ્રહણ
કરતા હતા, નહિ તો લેતા નહોતા.

સહેજ પણ અયોગ્ય લાગે તો પણ નિર્લોભવૃત્તિથી તે મહા-
ત્માઓ તે શ્રેષ્ઠીઓનાં ઘેર જવા છતાં, અને તેઓની ભાવપૂર્વકની

તેથી પૂર્વ પુણ્યનો વિલાસ સંભારીને પોતાની મતિથી બનાવેલો એક દોધક છંદ ઉત્સાહ પૂર્વક તે બોલવા લાગ્યો;

દાણુ જો દિન્નં મુનિવરહ, ચડિઓતં પત્તહ તાડિ;
રંકસ્સવિ જહ સંપડિય, જં ધણુ તેરહ કોડિ.

આમ તે બાલક ધનદત્ત જ્યાં ત્યાં હમેશાં હાથ ઉંચા કરીને બોલતો હતો, અને તે શેરીમાં ભમતો ભમતો એક દિવસ તેના ઘરની પાસે રહેનારા ભોગદેવ સાર્થવાહનાં ઘેર ગયો, ત્યાં પણ મોટા સ્વરથી તેજ દોધકવૃત્ત બોલતો નાચવા લાગ્યો.

આ પ્રમાણે દેખીને તથા સાંભળીને ભોગદેવે કહ્યું; 'રે ધનદત્ત ! તું આ શું બોલે છે? અને તેનો અર્થ શું છે? તેનો જે ભાવાર્થ હોય તે યથાર્થ કહે.'

ધનદત્તે કહ્યું; 'તાત ! મારાં પૂર્વ ભવનાં જીવનનો આમાં ભાવાર્થ રહેલો છે, તે હું કહું છું, તેને તમે સાવધાન થઈ સાંભળો.'

## ૧૫ : બાળક ધનદત્ત પોતાનો પૂર્વભવ કહે છેઃ

આ જ વિશાલપુરનગરમાં દુર્ગતપતાકા નામે હું આજન્મ દરિદ્ર પિતાનો દરિદ્ર તથા દુઃખી પુત્ર હતો. બાલ્યકાલથીજ આ સંચયશીલ શેઠના ઘેર તેમના ઘરનું કામકાજ કરવાને હું નોકર તરીકે રહેલો. તેમનાં ઘરનાં હલકાં કામકાજ તથા બધાં ગૃહકાર્યો રાત્રિ દિવસ હું કરતો હતો. તે શેઠ એટલા કૃપણ હતા કે ઘરમાં આજે જ મારી માતા છે, તે સંચયશીલ શેઠની સ્ત્રી ધનસુંદરી પણ ઘરમાં ખાંડવું, દળવું વગેરે કામો કરતી હતી. આમ તેર ક્રોડ દ્રવ્ય હોવા છતાં અતિકૃપણતાથી તેઓ નિર્વાહ કરતા હતા.

તે દુર્ગતપતાકા બીજા શ્રેષ્ઠીઓનાં ઘેર કોઈકોઈ કાર્ય પ્રસંગે જતો હતો, ત્યાં ભિક્ષાને માટે આવતા સાધુઓને જોતો. તે શ્રેષ્ઠીઓ હંમેશા મોટી ભક્તિથી અશનાદિ ચારે પ્રકારનો આહાર વહોરાવવા માટે સંયમી મહાવ્રતધારી સાધુઓને આમંત્રણ કરતા હતા અને વારંવાર આગ્રહ કરતા હતા. તેમ જ અનેક પ્રકારનાં વસ્ત્ર, પાત્ર, ઔષધ ઇત્યાદિ લેવા માટે વિવિધ પ્રકારનાં ભક્તિયુક્ત વચનો વડે તેઓ વિનંતિ કરતા હતા, પણ સાધુઓ જો નિર્દોષ અને યોગ્ય જાણતા તોજ ગ્રહણ કરતા હતા, નહિ તો લેતા નહોતા.

સહેજ પણ અયોગ્ય લાગે તો પણ નિર્લોભવૃત્તિથી તે મહાત્માઓ તે શ્રેષ્ઠીઓનાં ઘેર જવા છતાં, અને તેઓની ભાવપૂર્વકની

વિનંતિ હોવા છતાં લેતા નહોતા ગોચરી માટે ભ્રમણ કરતાં એવા તે મહાત્માઓને પોતાનાં ઘેર ભિક્ષા લેવા સર્વે વિનંતિ કરતા હતા, માર્ગમાં આડા ઉભા રહીને આહારાદિક માટે નિમંત્રણ કરતા હતા, પરંતુ નિઃસ્પૃહી સાધુઓ કોઇને ઘેર જતા અને કોઇને ઘેર જતા પણ ન હતાં.

જેઓનાં ઘેર જઇને સાધુઓ આહાર 'ગ્રહણ કરતા,' તેઓ મનમાં અતિશય આનંદ પામતા અને નિધિના લાભથી પણ અધિક લાભ માનતા હતા. જેઓના ઘેરથી તે સંયમી સાધુઓ આહાર નહોતા ગ્રહણ કરતા, તેઓ અતિશય ખેદ કરતા અને આત્માને નિંદતા બોલતા હતા કે, 'અહો અમે નિર્ભાગ્ય શિરોમણિ છીએ કે જેથી આવા સુપાત્ર મુનિવર અમારા ઘેર પધાર્યા નહિ, અને આવ્યા તો પણ અમે વહોરાવ્યું તે લીધું નહિ.'

આમ તેઓ પોતાના આત્માને નિંદતા હતા.

આ બધું દુર્ગતપતાકા જોતો અને વિચારતો; 'અહો ! આ મહાપુરૂષો પરમ નિઃસ્પૃહી છે, કારણ કે આવા મોટા શ્રીમંતો બહુમાનવડે આપે છે, તો પણ મહાસ્વાદિષ્ટ એવા મોદકો પણ ગ્રહણ કરતા નથી, અને અવસરે નિર્દોષ એવો લુખો તથા નિરસ આહાર સામાન્ય ગૃહસ્થનાં ઘેર હોય તો તેને વહોરે છે. તેમનો અવતાર ધન્ય છે, અને આ દાન કરનારાં ગૃહસ્થોને પણ ધન્ય છે કે જેઓ પોતાને ખાવા યોગ્ય વસ્તુઓ વહોરાવીને આવા સત્પાત્ર મુનિઓની ભક્તિ કરે છે. મેં તો પૂર્વ જન્મમાં કાંઈ આપ્યું નથી. તેથી મારે તો ઉદરપૂર્તિ કરવી પણ દુષ્કર છે. હું મહાપાપી છું, એવો અવસર મને કયારે મળશે કે આવા મહાન પુરૂષોને દાન આપી શકીશ ? આવા સુપાત્રને આપવા યોગ્ય આહાર મારી પાસે કયાંથી હોય ! મારાં ઘેર સાધુ મુનિરાજ કયાંથી પધારે ? નદી અને નૌકાનો સંયોગ કયાંથી

થાય ? આહારાદિ સામગ્રીનો સંયોગ હોય ને સાધુઓ તે ગ્રહણ કરે નહિ, તો પણ મારા મનનો મનોરથ મનમાંજ રહે! જો કોઇ મારા મહાભાગ્યના ઉદયથી આ મારો દાનનો મનોરથ સફળ થાય તો રાજ્યપ્રાપ્તિની જેટલો જ હું આનંદ માનું; પણ એવું મારૂં ભાગ્ય ક્યાંથી? હું પુન્યહીન છું, તેથી મારો આ મનોરથ અયોગ્ય છે.'

જ્યારે જ્યારે મોટા શ્રીમંતોનાં ઘેર સાધુને જૂએ ત્યારે દુર્ગત આવા મનોરથો કરતો હતો, અને પોતાના આત્માને નિંદતો હતો.

આ રીતે કેટલોક કાળ ચાલ્યો ગયો.

એક અવસરે નગરમાં શ્રીમંતોનાં ઘેર વિવાહાદિક વિવિધ મહોત્સવો આવ્યા.

એવા એક પ્રસંગે દુર્ગત એક પરિચિત ગૃહસ્થના ઘર પાસે થઈને નીકળ્યો. ત્યારે તે ઘરના માલિક શ્રેષ્ઠીએ તેને બોલાવીને કહ્યું; 'દુર્ગત! હું તને ભોજન માટે નોતરૂં આપું છું, પણ તારો શેઠ મારા ઘરનું નોતરૂં તારા માટે માનશે નહિ, કારણ કે તે એમ માનતો લાગે છે કે, 'જો આજે મારા નોકરને જમવા જવાની હું રજા આપીશ, તો મારે ઘેર અવસર આવશે ત્યારે તેના નોકરને પણ ભોજન માટે મારે બોલાવવો પડશે.' એવા આશયથી તારો શેઠ મારે ઘેર જમવા મોકલશે નહિ. પરંતુ તારી સાથે મારે સંબંધ છે, તેથી આ ઉત્તમ સુખડી લે, અને ચિત્ત પ્રસન્નતાથી તે ઘેર જઇને ખાજે.'

આમ કહીને સ્નેહવડે તે શ્રેષ્ઠીએ સારી રીતે તૃપ્તિ થાય તેટલી ઉત્તમ સુખડી દુર્ગતને આપી. તે લઇને દુર્ગત તેમનાં ઘેરથી નીકળ્યો.

માર્ગમાં તે વિચારવા લાગ્યો; 'અહો! આજે મારો મનોરથ પૂર્ણ થાય તેવો અવસર છે, કારણ કે આ આહાર નિર્દોષ, પ્રશસ્ત

વિનંતિ હોવા છતાં લેતા નહોતા ગોચરી માટે ભ્રમણ કરતાં એવા તે મહાત્માઓને પોતાનાં ઘેર ભિક્ષા લેવા સર્વે વિનંતિ કરતા હતા, માર્ગમાં આડા ઉભા રહીને આહારાદિક માટે નિમંત્રણ કરતા હતા, પરંતુ નિઃસ્પૃહી સાધુઓ કોઇને ઘેર જતા અને કોઇને ઘેર જતા પણ ન હતાં.

જેઓનાં ઘેર જઇને સાધુઓ આહાર ગ્રહણ કરતા, તેઓ મનમાં અતિશય આનંદ પામતા અને નિધિના લાભથી પણ અધિક લાભ માનતા હતા. જેઓના ઘેરથી તે સંયમી સાધુઓ આહાર નહોતા ગ્રહણ કરતા, તેઓ અતિશય ખેદ કરતા અને આત્માને નિંદતા બોલતા હતા કે, 'અહો અમે નિર્ભાગ્ય શિરોમણિ છીએ કે જેથી આવા સુપાત્ર મુનિવર અમારા ઘેર પધાર્યા નહિ, અને આવ્યા તો પણ અમે વહોરાવ્યું તે લીધું નહિ.'

આમ તેઓ પોતાના આત્માને નિંદતા હતા.

આ બધું દુર્ગતપતાકા જોતો અને વિચારતો; 'અહો ! આ મહાપુરૂષો પરમ નિઃસ્પૃહી છે, કારણ કે આવા મોટા શ્રીમંતો બહુમાનવડે આપે છે, તો પણ મહાસ્વાદિષ્ટ એવા મોદકો પણ ગ્રહણ કરતા નથી, અને અવસરે નિર્દોષ એવો લુખો તથા નિરસ આહાર સામાન્ય ગૃહસ્થનાં ઘેર હોય તો તેને વહોરે છે. તેમનો અવતાર ધન્ય છે, અને આ દાન કરનારાં ગૃહસ્થોને પણ ધન્ય છે કે જેઓ પોતાને ખાવા યોગ્ય વસ્તુઓ વહોરાવીને આવા સત્પાત્ર મુનિઓની ભક્તિ કરે છે. મેં તો પૂર્વ જન્મમાં કાંઈ આપ્યું નથી, તેથી મારે તો ઉદરપૂર્તિ કરવી પણ દુષ્કર છે. હું મહાપાપી છું, એવો અવસર મને ક્યારે મળશે કે આવા મહાન પુરૂષોને દાન આપી શકીશ ? આવા સુપાત્રને આપવા યોગ્ય આહાર મારી પાસે ક્યાંથી હોય ? મારાં ઘેર સાધુ મુનિરાજ ક્યાંથી પધારે ? નદી અને નૌકાનો સંયોગ ક્યાંથી

થાય ? આહારાદિ સામગ્રીનો સંયોગ હોય ને સાધુઓ તે ગ્રહણ કરે નહિ, તો પણ મારા મનનો મનોરથ મનમાંજ રહે! જો કોઇ મારા મહાભાગ્યના ઉદયથી આ મારો દાનનો મનોરથ સફળ થાય તો રાજ્યપ્રાપ્તિની જેટલો જ હું આનંદ માનું; પણ એવું મારૂં ભાગ્ય કયાંથી? હું પુન્યહીન છું, તેથી મારો આ મનોરથ અયોગ્ય છે.'

જ્યારે જ્યારે મોટા શ્રીમંતોનાં ઘેર સાધુને જૂએ ત્યારે દુર્ગત આવા મનોરથો કરતો હતો, અને પોતાના આત્માને નિંદતો હતો.

આ રીતે કેટલોક કાળ ચાલ્યો ગયો.

એક અવસરે નગરમાં શ્રીમંતોનાં ઘેર વિવાહાદિક વિવિધ મહોત્સવો આવ્યા.

એવા એક પ્રસંગે દુર્ગત એક પરિચિત ગૃહસ્થના ઘર પાસે થઈને નીકળ્યો. ત્યારે તે ઘરના માલિક શ્રેષ્ઠીએ તેને બોલાવીને કહ્યું; 'દુર્ગત! હું તને ભોજન માટે નોતરૂં આપું છું, પણ તારો શેઠ મારા ઘરનું નોતરૂં તારા માટે માનશે નહિ, કારણ કે તે એમ માનતો લાગે છે કે, 'જો આજે મારા નોકરને જમવા જવાની હું રજા આપીશ, તો મારે ઘેર અવસર આવશે ત્યારે તેના નોકરને પણ ભોજન માટે મારે બોલાવવો પડશે.' એવા આશયથી તારો શેઠ મારે ઘેર જમવા મોકલશે નહિ. પરંતુ તારી સાથે મારે સંબંધ છે, તેથી આ ઉત્તમ સુખડી લે, અને ચિત્ત પ્રસન્નતાથી તે ઘેર જઇને ખાજે.'

આમ કહીને સ્નેહવડે તે શ્રેષ્ઠીએ સારી રીતે તૃપ્તિ થાય તેટલી ઉત્તમ સુખડી દુર્ગતને આપી. તે લઇને દુર્ગત તેમનાં ઘેરથી નીકળ્યો.

માર્ગમાં તે વિચારવા લાગ્યો; 'અહો! આજે મારો મનોરથ પૂર્ણ થાય તેવો અવસર છે, કારણ કે આ આહાર નિર્દોષ, પ્રશસ્ત

અને શુદ્ધ છે; પરંતુ એવું મારૂં ભાગ્ય કયાંથી હોય કે આ અવસરે સાધુમુનિરાજનો સંયોગ મને મળે ? જો સુપાત્ર મુનિવરનો યોગ થાય તો ભકિતથી હું આ પકવાન્ન મુનિરાજને વહોરાવું, અને તે કૃપા કરીને આ વસ્તુને ગ્રહણ કરે.'

આવા સુંદર વિચારો કરતો ને માર્ગમા આમ તેમ જોતો દાન દેવાની તીવ્ર ઇચ્છાથી વ્યાકુળ થતો તે ચાલ્યો જતો હતો.

તેવામાં તેના પ્રબળ પુણ્યના યોગથી એક મહાતપસ્વી મુનિવરશ્રી દમદંત મહર્ષિ તપશ્ચર્યાના પારણે ગોચરી માટે નગરમાં ભમતા તેનાં જોવામા આવ્યા. ચંદ્રને જોઇને ચકોર રાજી થાય અને ચઢેલા મેઘને જોઇને મોર રાજી થાય, તેવી રીતે અતિશય હર્ષના સમૂહથી ભરાયેલા હૃદય પૂર્વક, ઉલ્લસાયમાન થયેલા રોમાચવાળો તે દુર્ગત અતિશય ઉત્સાહથી તે તપસ્વી મુનિવરની સમીપે જઈ બે હાથ જોડીને વિનંતિ કરવા લાગ્યો;

'કૃપાનિધાન ! આ ગરીબ સેવક ઉપર કૃપા કરીને આ શુદ્ધ આહાર આપ ગ્રહણ કરો. શંકાદિક દોષથી રહિત હોવાને લીધે આ આહાર આપને ગ્રહણ કરવા યોગ્ય છે, તેથી પાત્રને પ્રસારો, ને આહાર ગ્રહણ કરો તથા મારો નિસ્તાર કરો.'

તેની આવી વિનંતિ સાભળીને તે સાધુએ પણ નિર્દોષ કલ્પ્ય તથા પ્રાસુક એવા આહારને જાણીને તથા તેના ઉત્તમ ભાવ દેખીને પાત્ર ધર્યું, ને દુર્ગતે પણ નિધાન મળ્યું હોય તેમ અતિશય હર્ષના ભારથી ભરેલા હૃદયવાળા થઇને તે બધી સુખડી એક સાથે જ વહોરાવી દીધી. આવો અનુપમ લાભ મળવાથી જેનો આત્મા પ્રસન્ન થયો છે, એવો તે દુર્ગત તે મહાતપસ્વી મહર્ષિના ચરણમા મસ્તક નમાવીને બોલ્યો; 'કૃપાનિધાન ! ધન્ય છો, આપનો અવતાર પણ ધન્ય છે, આપનુ આ ચરિત્ર

પણ પ્રશંસનીય છે. આજે મારા જેવા ગરીબ ઉપર આપે મોટી કૃપા કરી છે, સંસારકૂપમાંથી મને આપે આજે તાર્યો છે, કારણ કે મુનિના દર્શનથીજ કરોડો ભવમાં કરેલાં પાપોનો નાશ થઇ જાય છે. વળી ફરીથી મારાપર કૃપા કરશો.'

આમ સુપાત્ર તપસ્વી મહર્ષિની સ્તવના કરતો તે દુર્ગત સંપૂર્ણ મનોરથવાળો થયો.

સાધુ મહારાજ પણ 'ધર્મલાભ' રૂપ આશિષ આપીને પાછા વળ્યા.

દુર્ગતપતાક પણ વારંવાર મુનિદાનને અનુમોદતો ઘેર આવ્યો. ત્યાં ગૃહકાર્યમાં પ્રવૃત્ત થયો, પરંતુ પુલકિત હૃદયવાળો થઇને મુનિદાનને વારંવાર સંભારવા લાગ્યો, આશ્ચર્યથી ચકિત થયો હોય તેમ મનમાં વારંવાર તેનું ધ્યાન કરવા લાગ્યો.

સુપાત્ર દાનની વારંવાર અનુમોદના કરતાં તેણે ઘણું વિશેષ પુણ્ય બાંધ્યું.

તે દિવસે સંચયશીલની ધનસુંદરીના પિયરીઆના સંબંધીને ઘેર વિવાહ ઉત્સવ હતો, ત્યાંથી જમવાનું નોતરૂં આવ્યું હતું; વળી સંચયશીલશેઠના કુટુંબમાં પણ લગ્ન હોવાથી તેનાં ઘેર જમવ જવાનું પણ આમંત્રણ હતું, તેથી શ્રેષ્ઠી વગેરે પોતાના કુટુંબીનાં ઘેરે જમવા જવા તૈયાર થયા.

ત્યારે ધનસુંદરીએ કહ્યું; 'હું તો મારા પિયરીઆના સંબંધીના ઘેર જઇશ, પણ તેનું ઘર બહુ દૂર છે, તેથી દુર્ગતપતાકને સાથે લઈને જઈશ.' તે સાંભળીને શ્રેષ્ઠીએ તેને લઈ જવાની રજા આપી. તેથી ધનસુંદરી દુર્ગતપતાકને સાથે લઇને પોતાના પિયરપક્ષમાં

જમવા ગઈ. તે વખતે તે સંબંધીઓએ ' અહો ! ઘણે દિવસે બ્હેન આવી ' એમ કહીને અતિ આદર અને ભક્તિવડે ભોજન માટે તેને બેસાડી.

દુર્ગતને સાથે આવેલો જાણી તેઓએ કહ્યુ; ' બ્હેન ! આ તારી સાથે આવેલા તારા નોકરને જમવા બેસવાની રજા આપ, તે તારી રજા હશે તોજ જમવા બેસશે, નહિં તો બેસશે નહિ. કોઇ જાતની ન્યૂનતા નથી, હજારો જમે છે, દિવસ પણ ઘણો ચઢી ગયો છે, તારી સાથે દૂરથી આવેલો છે, તેને જમ્યા જવા વિના દેવાય નહિ.'

તે સાંભળીને ધનસુંદરીએ વિચાર્યું; 'જો તે ઘેર ભૂખ્યો જાય, તો પછી મારી સાથે આવવાનું પ્રયોજન શું ? '

તેથી તેણે રજા આપી કે, ' સુખેથી તેને યથેચ્છ રીતે જમાડો.' ત્યારે તેઓએ દુર્ગતપતાકને પણ જમવા બેસાડયો. દુર્ગતે પણ ઘણાં દિવસે ધારેલું ભવ્ય ભોજન મળવાથી ચિત્તની પ્રસન્નતાથી કંઠ સુધી ભોજન કર્યું.

ભોજન પછી તાંબુલાદિક ખાઇને શેઠાણી સાથે ઘેર આવ્યો અને તેમને ઘેર મૂકીને પોતાનાં મકાને ગયો. ત્યાં પણ રાત્રે પોતે આપેલ દાનની અનુમોદના કરવા લાગ્યો.

ભોજન અતિમાત્રાએ લીધેલું હોવાથી તે રાત્રીએ તેને અજીર્ણ થયું અને રાત્રીનો પહોર ગયો, ત્યાં તો તેને વિશૂચિકા થઈ.

તેની મહાવેદનાવડે પરાભવ પામેલો તે વિચારવા લાગ્યો; ' આ પ્રાણને હરણ કરનારાવાળી વેદના ઉપડી છે, તેથી તે જરૂર મારા પ્રાણ હરણ કરશે.'

આમ નિર્ણય થવાથી તે પોતાનાં સરળ હૃદયમાં ભાવના ભાવવા લાગ્યો; 'આ ભવમાં મેં તો માત્ર પારકી નોકરી કરી છે, અને તેનાં કાર્યો કરીને માત્ર પાપનો બંધ કર્યો છે. એવું કોઇ પણ સુકૃત કર્યું નથી, કે જે મારી સાથે આવે. માત્ર એકજવાર મહા-તપસ્વી મહાત્માને દાન આપ્યું છે, બીજું કંઇ પણ પુણ્ય ઉપાર્જન કર્યું નથી. તે શ્રેષ્ઠીઓને ધન્ય છે કે જેઓ હમેશાં મુનિદાનમાં પ્રવર્તે છે. મેં તો આ જન્મમાં એકજવાર દાન આપ્યું છે, તે મારૂં દાન સફળ થાઓ, મારે તો તે મુનિમહારાજનું જ શરણુ છે.'

આ પ્રમાણે જીવનના અંતિમ સમય સુધી ઉત્તમ ધ્યાન ધરતો તે દુર્ગતપતાક મૃત્યુ પામ્યો અને મરીને તેજ ધનસુંદરી શેઠાણીની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો.

જન્મ્યા પછી કુમારવય પ્રાપ્ત થતાં દુર્ગતના જીવ એવા મેં પૂર્વે અનુભવેલ આ ઘર વસ્તુ, મનુષ્યાદિક જોઇને મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તપસ્વી મુનિવરને દાન દેવાના ફળરૂપે હું આ ઘરનો સ્વામી થયો છું.'

દુર્ગતના જીવ ધનદત્તે કહેલ આ સમગ્ર વૃતાંત સાંભળીને ચિત્તમાં ચમત્કાર પામી ભોગદેવ ચિંતવવા લાગ્યો; 'અહો ભુવનપ્રકાશ કેવળી ભગવંતનું જ્ઞાન કેવું લોકોત્તર છે! કેવું અદ્ભુત છે! અહો! સંસારનું આ ન ચિંતવી શકાય તેવું આશ્ચ-ર્યકારી કેવું સ્વરૂપ છે! અહો સંચયશીલ શ્રેષ્ઠીની મૂઢતા તથા કૃપ-ણતા કેવી છે!'

આમ પોતાનાં મનમાં વિચારતા ભોગદેવને સર્વજ્ઞનાં વચનો પરનો શ્રદ્ધાભાવ વિશેષ સ્થિર થયો, અને તેને અતિશય આદરભાવ પ્રગટ્યો. ભોગદેવે આ અવસરે પોતાની સ્ત્રી ભોગવતીને કહ્યું;

'સુભગે! ખરેખર કેવળી ભગવંતનાં વચનની પ્રતીતિ થઈ. જો જગતની સ્થિતિ બદલાઇ જાય, તો પણ કેવળીનાં વચન અન્યથા થતાંજ નથી.'

એક દિવસ ગુણાકર નામના વિશિષ્ટ જ્ઞાની મુનિરાજ સંચયશીલ શ્રેઠીનાં ઘેર ભિક્ષા માટે પધાર્યા. તેઓએ તે ધનદત્ત કુમારને નાચતો અને તે દોધકવૃત્તની ગાથા બોલતો દેખ્યો.

અતિશય જ્ઞાની એવા તે મુનિએ જ્ઞાનવડે તે સર્વવૃત્તાંત જાણીને કુમારને જણાવ્યું; 'અરે કુમાર! હર્ષની ઉત્સુકતા એટલી બધી કરવી નહિ. કારણ કે,

विपदि धैर्यमथाभ्युदये क्षमा, सदसि वाक्पटुता युधि विक्रमः।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ, प्रकृतिसिद्धमिदं हि महात्मनाम्॥

'વિપત્તિમાં ધૈર્ય, અભ્યુદયમાં ક્ષમા, સભામાં કુશલ વાણી, યુદ્ધમાં શૌર્ય યશની રૂચિ, અને શ્રુત-જ્ઞાનનું વ્યસન આ સજ્જન પુરૂષોના પ્રકૃતિસિદ્ધ સ્વાભાવિક ગુણો છે.

'વળી તારા પિતા સંચયશીલે કાંઇ પણ દાન આપ્યા વગર અને ધનના સમૂહને ભોગવ્યા વગર અનેક પાપો કરીને ધન એકઠું કર્યું, અને ધનનાં સંરક્ષણમાંજ એકરૂપ થયેલ તે આર્તધ્યાનથી આયુકર્મની અપવર્તના કરીને મૃત્યુ પામી આજ વિશાલપુર નગરમાં નાગિલ નામના આજન્મ દરીદ્રીને ઘેર નિષ્કર્મા નામના પુત્રપણે ઉત્પન્ન થયેલ છે. પુણ્ય નહિ કરેલ હોવાથી તે સ્થળે પણ તે મા બાપ બંનેને અનિષ્ટ થયો છે, ઉદરપૂર્તિ થાય તેટલું પણ અન્ન નહિ મળવાથી અતિ દુઃખવડે આજે કાલ વ્યતીત કરે છે.'

શાસ્ત્રોમાં કહ્યું છે કે;

'પૂર્વના પુણ્યોદયથી પ્રાપ્ત એવું ધન જેઓ સુપાત્ર ભક્તિ, અનુકંપા આદિ શુભ કાર્યોમાં ખર્ચતા નથી, પણ સંતાડીને ગોપવી રાખે છે, અને ભોગવતા પણ નથી, તેઓ આ ભવ અને પરભવ બંનેના સુખથી ઠગાય છે.'

'તદુપરાંત શાસ્ત્રોમાં કહ્યું છે; કે,'

'કર્માધીન આ સંસારમાં જે ઘરનો તે આત્મા નોકર હોય છે, તે પોતાના સુકૃતથી તે ઘરમાં તે સ્વામી બને છે, ને તે ઘરનો સ્વામી પોતાનાં દુષ્કૃતથી સેવક થાય છે'

આ પ્રમાણે તે અતિશય જ્ઞાની ગુણાકર મુનિરાજે બાળક ધનદત્તને હિતકારી શિખામણ આપી.

તે સાંભળીને 'પોતાનો પતિ પાપના ખાડામાં પડયો' તે હકીકતથી ધનસુંદરી બહુ ગાઢ સ્વરથી રૂદન કરવા લાગી.

એટલે જ્ઞાની ગુરૂમહારાજે ફરીથી ઉપદેશદ્વારા તેને શિખામણ આપી 'ભદ્રે! શામાટે તારા આત્માને ખેદ પમાડે છે? સંસારનો સ્વભાવજ એવો છે. ભવાંતરમાં ગયેલી વસ્તુને પોતાની વસ્તુપણે વિચારવી તે કોઇને કામ આવતું જ નથી. અનેક દેવોથી સેવાતા ચક્રવર્તીઓ પણ જ્યારે ભવાંતરમાં જાય છે, મૃત્યુ પામે છે, ત્યારે તેને કોઇ પણ સંભારતું નથી. આ જીવ કોઇ વખત મનમાં વિચાર આવતાંજ કાર્ય સાધી શકાય તેવાં ઐશ્વર્યનો સ્વામી બને છે, ઘણા દેવોનું આધિપત્ય કરે છે, વળી ફરીથી તેજ જીવ જડરૂપ એકેંદ્રિયપણામાં અથવા તિર્યંચ યોનિમાં અશ્વ, ગર્દભાદિ રૂપે ઉત્પન્ન થઇને મહાદુઃખ પ્રાપ્ત કરે છે, તે વખતે કોઈ પણ દેવ તેને સહાય કરવા આવતો નથી. ચારે ગતિમાં ભટકતા જીવો પરસ્પર એક ભવથી બીજા

ભવમાં દરેક જીવની સાથે અનેક પ્રકારનાં સંબંધોથી જોડાય છે, તેથી તેમાં કાંઈ વિસ્મય પામવા જેવું નથી. સર્વ જીવો સર્વ સંબંધવડે પોતાના થઇ ગયા હોય છે, પોતે પણ સર્વ સંબંધવડે તેનો થયો હોય છે, માટે સંસારનું એવું સ્વરૂપ જાણીને સંસારસમુદ્રમાંથી તારવાને સમર્થ એવા ધર્મમાંજ તત્પર રહેવું.'

'વળી હે ભદ્રે! જે ધન પોતાનાં હાથેજ ધર્મ અને દાનમાં વાપર્યું, તે ધન ભવાંતરમાં સાથે આવે છે, જઘન્યથી પણ સન્માર્ગે વાપરેલ દ્રવ્યનું દશ ગણું ફળ તો મળેજ. અતિ શુદ્ધ પરિણામથી ખર્ચેલ દ્રવ્ય તો હજારગણું, દશ હજાર ગણું, લાખગણું કે ક્રોડગણું, અથવા તેથી પણ અધિક ફળ આપે છે. પાપમતિ પુરૂષોને કુમાર્ગમાં વાપરેલું દ્રવ્ય પણ તેવીજ રીતે ફળ આપે છે. જેવી રીતે દહીં, ઘી, માખણ વગેરેનું કારણ દૂધ છે, તેવીજ રીતે સર્વ સુખોનું સફલ કારણ ધર્મજ છે, અને તેનો આશ્રય કરનાર અવશ્ય સુખીજ થાય છે.'

આ રીતે આત્મહિતકર ધર્મનો સદુપદેશ આપીને ગુણાકર મહર્ષિ ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા.

ત્યારપછી ધનસુંદરીએ સંચયશીલ જે પોતાનો પતિ. આ ભવમાં નિકર્મા નામથી જેના પુત્ર તરીકે જન્મ પામેલ છે, તે નાગિલને બોલાવીને કહ્યું; 'નાગિલ! તારે હંમેશાં મારાં ઘેર રહી મારા ઘર સંબધીનું કાર્ય હોય તે કરવું, હું તને આજીવિકા માટે યથેચ્છ ધન આપીશ; પણ તારા પુત્રને તારે અહીં લાવવો નહિ. જ્યારે તે ઉમર લાયક થશે, ત્યારે મારાં ઘરનાં કાર્યો તારો પુત્રજ કરશે, પણ ત્યાં સુધી અમારાં ઘેર તારે કામ કરવું, અને આજીવિકા માટે ધન લઇ જવું. તેણે પણ ઉત્સાહથી તે સ્વીકાર્યું.'

આ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયો.

## ૧૬ : વિશાલપુરથી આવીને ભોગદેવે શું કર્યું ?

એક દિવસ સુખપૂર્વક રાત્રે સૂતેલ ભોગપુર નિવાસી ભોગદેવ જે હમણાં વિશાલપુરમાં આવીને રહ્યો છે, તેણે બે સ્ત્રીઓને પરસ્પર વાત કરતાં સાંભળી.

તે બન્નેમાંથી પહેલી સ્ત્રીએ બીજીને કહ્યું; 'તું કોણ છે ?'

બીજીએ કહ્યું; 'હું ભોગદેવ સાર્થવાહની લક્ષ્મી છું'

પહેલીએ પૂછ્યું; 'તને કુશળ ક્ષેમ છે ?'

બીજીએ કહ્યું; 'બહેન ! નવા નવા ભોગવિલાસનાં કાર્યોમાં, તેમ જ દાનપુણ્યમાં ભોગદેવ મને ઇચ્છાનુસાર વાપરે છે, અને હું સ્વામીની આજ્ઞાનુસાર વર્તનાર, ને તે કહે તે કામ કરનારી છું, તેથી મને કુશળક્ષેમ અને સુખ ક્યાંથી હોય ? પ્રત્યેક ક્ષણે દાસીની માફક તેનું ઇચ્છિત પૂર્ણ કરવામાં મારી રાત્રિ અને દિવસ ચાલ્યા જાય છે, મને ઘડી એકનો પણ વિસામો મળતો નથી, પણ બહેન ! તું કોણ છે ?'

જવાબમાં પહેલીએ કહ્યું; કે 'હું સંચયશીલ સાર્થવાહની ગૃહલક્ષ્મી છું.'

ભોગદેવની લક્ષ્મીદેવીએ પૂછ્યું; 'તને તો ત્યાં રહેવામાં આનંદ છે ને ?'

તેણે કહ્યું ' બહેન ! નરકના અંધારા કુવાની માફક મહા અંધકારના ખાડામાં શેઠે મને અત્યાર સુધી ગોપવી રાખી છે. બંદીની જેમ સૂર્ય ચંદ્રના કિરણોનાં પણ મને દર્શન થતાં નથી. મહા અંધકારવાળા કારાગૃહમાં પૂરેલી મને સુખ કેવી રીતે હોય ! હમેશાં બંદીખાનાનાં દુઃખથી દુઃખિત થયેલી હું તો દુઃખથી ત્યાં વસું છું. વળી તું પણ દુઃખી છે, પણ મારા કરતાં તું સુખી છે; કારણ કે તારા સ્વામીએ ઉત્સાહથી કરેલા દાન, ભોગ, ઇત્યાદિમાં દ્રવ્યનો વ્યય થતો જોઇને લોકો બોલે છે કે, ' ધન્ય છે આ શ્રેષ્ઠીને, ધન્ય છે તેની લક્ષ્મીને, કે જેનાવડે અનેક જીવોનો દુઃખમાંથી ઉદ્ધાર થાય છે.' આ પ્રમાણે સર્વ લોકો તારા વખાણ કરે છે. મારા સ્વામીની ત્યાગ ભોગરહિત પ્રવૃત્તિ દેખીને લોકો બોલે છે, કે ' ધિક્કાર છે આ શ્રેષ્ઠીને ! ધિક્કાર છે તેની લક્ષ્મીને ! આ લક્ષ્મીજ મલીન છે, કે જે કોઇના ઉપયોગમાં આવતી નથી. આની લક્ષ્મી દુષ્ટ અને નિષ્ફળ છે. તે મળી તે કરતાં ન મળી હોત તોજ ઉત્તમ હતું, કારણ કે તેનું નામ લેવાથી પણ કાંઇ અશુભ અનુભવવું પડશે.' આમ ક્ષત ઉપર ક્ષારની જેવાં વાકયો સાંભળવા હું સમર્થ નથી, તારે તેવું દુઃખ નથી, કાનને પ્રિય લાગે તેવી વાણી તને સાંભળવા મળે છે.'

તે બન્ને ગૃહલક્ષ્મી કે જે તે બન્નેની સંપત્તિની અધિષ્ઠાયિકા દેવી છે,–તેઓની ઉપરોક્ત વાતો સાંભળીને ભોગદેવે વિચાર્યું; 'અહો ! આ બન્ને મહાદુઃખી છે. લક્ષ્મીનું જે ચપળા એવું નામ છે તે સાર્થક છે, કારણ કે તેને સ્થિર કરે તેવો જગતમાં કોઈ ઉપાય નથી. આ લક્ષ્મી અતિશયથી પણ સધાતી નથી, શૌચ કરવાથી પણ તેનો નાશ થઇ જાય છે. તેનીજ કેવલ સેવાપૂજા કરવાથી પણ તે સાધ્ય નથી, તેમ કરતાં પણ તે ચાલી જાય છે. યત્ન પૂર્વક સંચય કરીને રાખીએ તો પણ સ્થિર થઇને તે રહેતી નથી. માટેજ ધર્મશાસ્ત્રો યથાર્થ કહે છે કે, લક્ષ્મી કેવલ પુણ્યાધીન છે.'

'જ્યાં સુધી પુણ્ય પુરું ન થાય ત્યાં સુધી તેનો સુપાત્રમાં સદ્વ્યય કરી તે ચાલી ન જાય તે પહેલાં તેનો ત્યાગ કરવો તેજ વિવેકી આત્માનું કર્તવ્ય છે, તેમાંજ શોભા છે.'

આ રીતે વિચારીને સવારે સકળ સામગ્રી લઇને ભોગવતીની સાથે રથમાં બેસી દાસ, નોકર વગેરેથી પરિવરેલો ભોગદેવ વિશાલપુરથી નીકળી પોતાના નગર ભોગપુર તરફ પાછો ફર્યો.

કેટલાક દિવસે તેઓ પોતાનાં ઘેર પહોંચ્યા.

ઘેર જઇને તેણે ભોગવતીને કહ્યું; 'સુભગે! અમૂલ્ય મનુષ્યભવ પામીને પૂર્વ પુણ્યના ઉદયથી આપણને અપરિમિત ધન પ્રાપ્ત થયું છે, તેમાંથી યથાયોગ્ય સમયે ઇચ્છાનુસાર આપણે ખાધું, પીધું, ભોગવ્યું, સ્વેચ્છાપૂર્વક આપ્યું, વિલાસાદિમાં વ્યય કર્યો. આપણી કોઇ પણ ઇચ્છા અપૂર્ણ નથી, સંસાર વૈભવમાં કાંઈ પણ ન્યૂનતા નથી, તેથી હવે પુણ્યનો ક્ષય થાય તે પહેલાંજ લક્ષ્મીને ત્યજીને આપણે ચારિત્ર ગ્રહણ કરીએ, કે જેથી સંસારઅટવીમાં આપણે રખડવું ન પડે. પુણ્ય ક્ષીણ થતાંજ સેંકડો યત્નોથી રક્ષા કરીએ તો પણ લક્ષ્મી ચાલી જાય છે; તેથી તે જતી રહે તે પહેલાંજ આપણે તેને ત્યજી દેવી તે બહુ ઉત્તમ છે.'

પોતાના સ્વામીનાં આવા વિવેકયુક્ત વચનોને સાંભળીને ભોગવતીએ જવાબમાં પ્રસન્નતાથી જણાવ્યું;

'નાથ! આપે જે કહ્યું તે મારે પ્રમાણ છે. હવે સંયમ ગ્રહણ કરવાનો અવસર પણ છે, અને તે અવસરોચિત કાર્ય કરવાથી આપણી ઉભય લોકની સિદ્ધિ થશે. તેથી આપે જે ચિંતવ્યું તે સફળ થાઓ. હું પણ આપની સાથેજ ચારિત્ર ગ્રહણ કરીશ. કુલીન સ્ત્રીને પતિના કલ્યાણકર માર્ગે તેમની પાછળ પ્રયાણ કરવું તેજ યોગ્ય છે.'

આમ બન્નેએ ચારિત્ર ગ્રહણ કરવાનો શુભ સંકલ્પ કર્યો.

ત્યારબાદ તે નિમિત્તે નગરનાં સમસ્ત જિનાલયોમાં અટ્ઠાઇ મહોત્સવો શરૂ કરાવ્યા. ભંભા, ભેરી વગેરે વાજીંત્રોના ધ્વનિથી બધી દિશાઓ પૂરી દીધી.

આખી નગરીમાં અમારિપટહ વગડાવ્યો. સાતે ક્ષેત્રોમાં અપરિમિત ધન વાપર્યું. અનેક દીન, હીન, દુઃખિત જનોને પુષ્કળ ધનનું દાન આપીને તેઓનું દારિદ્રય કાપી નાંખ્યું.

પછી સ્વજન, મિત્ર, જ્ઞાતિવર્ગના માણસોને બોલાવીને ઉત્તમ ભોજન, તાંબુલ, વસ્ત્ર, આભરણાદિકવડે તેમને સંતોષી તેઓની સમક્ષ કુટુંબનો ભાર પોતાના મોટા પુત્ર સુરદેવના શિરે સોંપીને કુટુંબના વડિલોની સમક્ષ ભોગદેવે કહ્યું; 'મારાં સ્થાને સુરદેવને હું બધું સોંપું છું. આપ તેને મારા જેવોજ ગણજો; જો કોઈ વખત તેની સ્ખલના જણાય તો એકાંતમાં તેને શિખામણ આપીને જણાવજો.'

આ રીતે સ્વજનાદિકને કહીને ભોગદેવે સુરદેવને કહ્યું, 'વત્સ ! આ બધા કુટુંબના વડિલો તારા હિતચિંતક છે, તેથી તેમની અનુકૂળતા પ્રમાણે હમેશાં વર્તજે, તેમનાથી પ્રતિકૂળપણે કદી વર્તીશ નહિ, હંમેશા ધર્મશીલ તેમજ પરોપકારપરાયણ રહેજે, વ્રત, નિયમાદિકથી આત્માને સાચવજે અને જ્યારે વૈરાગ્યભાવ જાગ્રત થાય ત્યારે, અને છેવટે અમારા જેટલી અવસ્થા થાય ત્યારે તુ પણ આજ રીતે શ્રી ભાગવતી દીક્ષા ગ્રહણ કરજે.'

આ પ્રમાણે સર્વની સમક્ષ શિખામણ આપીને વધતા જતા શુભ પરિણામવાળા અને શુભ ધ્યાનથી ઉલ્લસિત હૃદયવાળા ભોગદેવ શ્રેષ્ઠી શુભ મનોરથો કરવા લાગ્યા;

'હું આવતી કાલે સવારે જન્મ, જરા મરણાદિના દુઃખોથી રહિત એવું, મુક્તિસ્થાન મેળવવાના અદ્વિતીય કારણરૂપ અને સકળ

કલ્યાણના એક ભાજનરૂપ સંયમ ગ્રહણ કરીશ અને સંયમ ગ્રહણ કરીને વિવિધ પ્રકારના તપ, સંયમ, વિનયાદિ વડે ચારિત્રને આરાધી સંસારનો પાર પામીશ.'

આવી શુભ ભાવના ભાવતા તે શ્રેષ્ઠી શયનગૃહમાં રાત્રે સૂતા.

અર્ધ રાત્રિ વ્યતીત થતાં તેના ઘરની સંપત્તિની અધિષ્ઠાયિકા દેવી સ્ત્રીનું રૂપ ધારણ કરીને, સૂતેલા ભોગદેવ પાસે આવી, ને તેણે કહ્યું;

'તમે મને ઈચ્છાનુસાર આપી, ભોગવી અને છૂટી મૂકી દીધી, વળી મારા ઉપર વિરકત મનવાળા થઇને સંયમમાં રસવંત થયા, તેથી તમે મને છેતરી છે. મેં અનેક પુરૂષોને છેતર્યા છે, પણ તમે મને છેતરી છે, કહો હવે હું તમારૂં શું કાર્ય કરૂં ?'

ભોગદેવે કહ્યું; 'હવે મારૂં કાંઈ પણ કરવાનું નથી, તમારી ઈચ્છા હોય ત્યાં તમે સુખે જાઓ.'

તે સાંભળીને તે દેવી અદ્રશ્ય થઇ.

અઠ્ઠાઈ મહોત્સવાદિ સંપૂર્ણ થતાં આડંબર પૂર્વક શિબિકામાં બેસીને ભોગવતીની સાથે ભોગદેવ શમ-દમાદિ ગુણગણ શોભિત શ્રી ગુણાકર આચાર્યદેવશ્રીની સમીપે ગયા.

ગુરૂનાં દર્શન થયાં એટલે શિબિકામાંથી નીચે ઉતરી બંને હાથ જોડીને ગુરૂની પાસે જઈ, વિધિપૂર્વક તેઓશ્રીને વંદન કરી તેમણે વિનંતિ કરી; 'કૃપાસાગર અમે બંને; રાગ, દ્વેષ, પ્રમાદ વગેરેથી વિડંબિત થયેલા અને જન્મ, જરા, મરણ, શોકાદિક અગ્નિથી બળતા લોકોને જોઇને સંસારના ભયથી ઉદ્વિગ્ન મનવાળા થયા છીએ, અને રત્નના કરંડીઆ જેવા આત્માને લઇને આપનાં શરણે આવ્યા છીએ, તેથી ચાર ગતિનું દુઃખ નાશ કરવામાં સમર્થ એવું ચારિત્રરત્ન અમને અર્પણ કરો.'

કરૂણા સાગર ગુરૂ મહારાજે ફરમાવ્યું; 'હે દેવાનુપ્રિય ! જેમ આત્માનું હિત થાય તેમ કરો. તેમાં કોઇ પણ પ્રતિબંધ કરશો નહિ.'

ત્યાર પછી ઉત્તર તથા પૂર્વ દિશાની વચ્ચે અશોક વૃક્ષની નીચે જઇને આભરણ અલંકારાદિક મૂકી દઇને સ્વયં પંચમુષ્ટિ લોચ કરવાના બ્હાને જાણે પાંચ પ્રમાદ અને શબ્દાદિ પાંચ વિષયને મૂળથી ઉખેડી નાખીને ફરીવાર ગુરૂ મહારાજ પાસે આવ્યા.

પછી ગુરૂમહારાજે વિધિ અનુસાર પાંચે મહાવ્રતો ગ્રહણ કરાવ્યા. અને રોહિણીની કથા સંભળાવીને ચારિત્રમાર્ગમાં બન્નેને દૃઢ કર્યા.

ભોગવતીને પણ સંયમ આપીને 'આને સંયમમાર્ગમાં પ્રવીણ કરજો' તેમ કહીને મહત્તરા સાધ્વીને સોંપી દીધી.

ભોગદેવ મુનિ વિવિધ પ્રકારના શ્રુત, સંયમ, અને તપ ધ્યાનાદિકના યોગથી નિરતિચારપણે ચારિત્ર પાળી અંતે અનશન કરીને સર્વાર્થસિદ્ધ નામના વિમાનમાં તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા.

ત્યાંથી ચ્યવીને મહાવિદેહમાં મનુષ્ય થયા. રત્નદત્ત તેમનું નામ હતું. ત્યાં પણ તે ભવમાં યોગ્ય અવસરે સંયમ ગ્રહણ કરી. ઘાતિકર્મનો ક્ષય કરી, કેવળજ્ઞાન પામીને અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ કરી, અંતે અનશન કરીને પંચ હ્રસ્વાક્ષર માત્ર કાળમાં યોગનો નિરોધ કરી સકળ કર્મનો ક્ષય થવાથી સિદ્ધિપદને પામ્યા.

ભોગવતી પણ તેવીજ રીતે સિદ્ધ થયા.

આ બાજુ; લક્ષ્મી રહિત થયેલો શ્રીદેવ દરિદ્રાવસ્થા પામીને દ્રવ્ય વિના વ્યાપારાદિક આજીવિકાના ઉપાયથી રહિત હોવાના કારણે ઉદરવૃત્તિ કરવા માટે પારકાનાં ઘેર સેવક તરીકે ઘરનાં કાર્યો કરવા લાગ્યો; છતાં પણ તે ત્રણે કાળ લક્ષ્મીની પૂજા કરતો હતો.

લોકોએ શ્રીદેવની શ્રીમંતાઇ તથા દરિદ્રતા બંને અવસ્થા જોઇને કહ્યું; 'શ્રીદેવ ! તેં ત્રણે કાળ અન્ય દેવોને ત્યજી દઇ ભકિતના સમૂહથી જે લક્ષ્મીદેવીને પૂજી, અર્ચી તે તારી લક્ષ્મીદેવી કયાં ગઇ ? કેમ તે તને સહાય કરતી નથી ? પહેલાં તો તું ઉંચા હાથ કરીને બોલતો હતો કે, "મારે તો એક લક્ષ્મીદેવીજ પૂજનીય છે, બીજા કોઈ દેવોને હું નમસ્કાર પણ કરીશ નહિ." તે લક્ષ્મીદેવી કયાં ગઇ ?'

આ પ્રમાણે સહુ તેને હસવા લાગ્યા.

લોકોના ઉપહાસને સહન કરતો શ્રીદેવ નિર્ધનપણાથી કાંઇ પણ ઉત્તર દેવાને શકિતમાન નહોતો, પણ મનમાં મહા ખેદ ધારણ કરતો હતો.

આમ દુઃખથી નિર્વાહ કરતાં તેને ઘણો કાળ ગયો.

એક અવસરે શ્રીદેવના ઘેર એક સુલક્ષણવાળો પુત્ર જન્મ્યો. તેના પુણ્યબળથી વ્યાપારાદિ થોડો થોડો કરતાં અને જમીનમાંથી નિધાન મળતાં તે લક્ષ્મીવાન બન્યો. લક્ષ્મી ધીમે ધીમે આવવા લાગી; તેથી પૂર્વની જેમ વ્યાપારાદિ કરવા લાગ્યો, અને તેજ પ્રમાણે લક્ષ્મીનું પૂજન કરવા લાગ્યો, વળી પાછું લક્ષ્મીના આગમનથી ફરી લોકોમાં તે માનનીય થયો.

લોકોની સમક્ષ શ્રીદેવ બોલતો; 'જૂઓ, લક્ષ્મીદેવીની ભકિતનું ફળ !'

આમ પુણ્યાદિને ભોગવતા તેને વળી કેટલોક કાળ ગયો, પૈસો આવવાથી તેની ભોગલાલસા વધી, અને ભોગાસકત એવા શ્રીદેવે અન્ય સ્ત્રી સાથે પાણિગ્રહણ કર્યું.

ત્યારબાદ બે દિવસ પછી રાત્રિએ એક ઉત્તમ પલંગમાં જ્યારે શ્રીદેવ સૂતો હતો, ત્યારે એક ઉત્તમ તરુણીને તેણે રોતી દીઠી. શ્રીદેવે

તેની પાસે જઇને તેને પૂછયું; 'તું કોણ છે? તારે શું દુઃખ છે? શા કારણથી તું રુદન કરે છે?'

'હું તારી ગૃહલક્ષ્મી છું. મારી ઇચ્છા નહિ છતાં પણ મારે તારાથી વિયોગ થશે, તે મારાં રુદનનું કારણ છે.' તે સ્ત્રીએ જવાબમાં કહ્યું.

'કેમ ?'

લક્ષ્મી બોલી; 'તું જે બીજી સ્ત્રી પરણી લાવ્યો છે, તે સ્ત્રી પુણ્યરહિત હોવાથી હવે હું તારાં ઘેર રહી શકીશ નહિ.

તેમ કહીને લક્ષ્મીદેવી અદ્રશ્ય થઈ ગઈ.

ત્યારપછી વ્યાપારાદિમાં શ્રીદેવને પારાવાર નુકશાન આવ્યું, અને તે કારણે ઘર, દુકાન, અને બીજું બધું ચાલ્યું ગયું. ફરીવાર પાછું દારિદ્રય આવ્યું, પાછો પૂર્વની જેમ લોકોમાં હાંસીનું કારણ થયો. લોકોની દીનતાપૂર્વકની સેવારૂપ મહાસંકટમાં તે પડયો અને ઉદરપૂર્તિ પણ કષ્ટથી કરવા લાગ્યો.

આ રીતે લક્ષ્મીહીન, અને ધર્મવિમુખ તે શ્રીદેવ આયુષ્ય પૂર્ણ કરીને ચારગતિરૂપ સંસારમાં અનંત દુઃખ પામ્યો.

## ૧૭ : કેરલ રાજાએ કલ્યાણ સાધ્યું :

પૃથ્વીભૂષણ નગરના કેરલરાજકુમારને ઉદ્દેશીને શ્રી તીર્થંકર ભગવંત ફરમાવી રહ્યા છે; કે, 'લક્ષ્મીની સ્થિતિ તથા પુણ્યાઇની લીલા આવી છે, માટે વિવેકી આત્માએ પુણ્યાઇને ભોગવવામાં ખૂબ જ વિવેક રાખવો, અને વિરક્ત ભાવે લક્ષ્મી ભોગવવી, તેમ જ કોઇએ ભોગમાં પ્રતિબંધ કરવો નહિ; કારણકે ઇંદ્રિયજન્ય સુખ પૂર્વકૃત કર્મના ઉદયથીજ મળે છે. કરેલ કર્મ ભોગવ્યા વગર છૂટતા નથી. આ આગમનું વાક્ય સંભારીને કોઇ પણ પ્રતિબંધ કરવો નહિ.'

'જે કેવળ પોતાના શુભાશુભ કર્મની ઉદય વેળાએ મૂંઝાય છે, તે પોતાની મૂઢતા જ પ્રગટ કરે છે, ઉત્તમ પુરૂષોએ બંધની ચિંતા કરવી, પણ ઉદયની ચિંતા કરવી નહિ, કારણકે તે તો પ્રથમથા બાંધેલ હોય તેજ ઉદયમાં આવે છે.'

'વળી સત્પુરૂષોએ પરપુરૂષમાં આસક્તિ રાખવાના સ્વભાવવાળી લક્ષ્મી તથા યુવતિ ઉપર અતિશય મૂર્છા કદિ પણ કરવી નહિ. શૌચનો આગ્રહ રાખનાર શુચિદેવને પણ લક્ષ્મીએ રોષથી ત્યજી દીધો, અશુચિની ખાણ જેવા માતંગની સેવા તથા ઉપાસનાથી પણ તેનું દારિદ્રય ગયું નહિ; જેથી તે આ લોક તથા પરલોકમાં દુઃખી થયો. જ્યારે શ્રીદેવે ત્રણે યોગથી લક્ષ્મીને પૂજી, અર્ચી, તોપણ તેને ત્યાગીને તે ચાલી ગઈ, લક્ષ્મીએ તેને પણ ઠગ્યો.'

'તે સંચયશીલે ?'

'રાજકુમાર ! તેણે રાત–દિવસ સતત ચિંતા કરીને લક્ષ્મીનું મહાપ્રયત્ને રક્ષણ કર્યું, મહાયત્નથી લક્ષ્મીને સાચવી, તોપણ તે તેનાથી વિમુખ થઇ, અને તેને દુર્ગતિના કારણરૂપ થઈ. ભોગદેવે, દાન દીધું, પરોપકાર કર્યો, અને યથેચ્છ ઉપભોગ પણ કર્યો; તેની ઉપર પણ લક્ષ્મી પ્રસન્ન થઈ નહિ; પરંતુ તેની સેવાથી શ્રમિત થઇ ગયેલી તે ઉદાસીનતા દેખાડવા લાગી; તેથી લક્ષ્મી સ્વભાવથીજ ચપળ છે, તે કોઇનો પણ પક્ષ કરતી નથી'

'જ્યાં સુધી પૂર્વે કરેલ પુણ્યનો બંધ હોય ત્યાં સુધીજ તે ટકે છે, પછી ટકતી નથી. જિનેશ્વર ભગવંતના સિદ્ધાંતના તત્ત્વો જેણે સાંભળ્યા નથી, તેવા આત્માઓને લક્ષ્મીનો મોહ અનેક પ્રકારનાં સંકટમાં નાંખે છે; જેવી રીતે શુચિદેવ, શ્રીદેવ તથા સંચયશીલ એ ત્રણે આત્માઓ ગહન સંસાર અટવીમાં પડ્યા, તથા દુઃખના સમુદ્રમાં ડૂબ્યા.'

'સંસારમાં મોહમૂઢ સંસારી આત્માઓ પ્રત્યેક ક્ષણે લક્ષ્મીના માટે દોડાદોડી કરે છે. 'આજ મળશે, કાલ મળશે, પરમદિવસે મળશે' તે પ્રમાણે આશારૂપી પાશથી જકડાયેલા મૂઢ આત્માઓ લક્ષ્મીનો મોહ તજતા નથી, અને લક્ષ્મી તો પુણ્ય કરેલ હોય તે પુરૂષ વિના બીજા કોઇનો સંગ કરતી નથી; જેવી રીતે વેસ્યા ધનિક વિના અન્યને ઇચ્છતી નથી, તેવીજ રીતે લક્ષ્મીનું પણ છે. ઉપરોકત પુરૂષોમાં ભોગદેવજ પ્રશંસાપાત્ર છે, કે જેણે પુણ્યાનુબંધી પુણ્યથી પ્રાપ્ત લક્ષ્મીનું વિવેકપૂર્વક વિરક્તભાવે ભોગ, વિલાસ અને ત્યાગરૂપ ફલ લઇને, અંતે પુણ્યના બળથી મળેલી લક્ષ્મી વિદ્યમાન હતી તો પણ તૃણની માફક તેને તજી દીધી. જે લક્ષ્મીએ સર્વને છેતર્યા, તે લક્ષ્મીને તેણે છેતરી, તેથી તે પ્રશંસનીય છે.'

ભુવનપ્રકાશ તીર્થંકરદેવ રાજકુમારને આમઉપદેશ આપી રહ્યા

છે, તેઓ વિશેષપણે ફરમાવી રહ્યા છેઃ—કે, 'કેરલકુમાર ! જે મૂઢ આત્મા ધન હોવા છતાં પણ તેનો નાશ થઈ જશે તેવા ભયથી તેને ભોગવતો નથી. આપતો નથી, ઉચિત સ્થાને ખર્ચતો નથી, બીજા કોઈના ઉપકાર માટે અથવા ખ્યાતિના કાર્ય માટે પણ જે ખર્ચ કરતો નથી. તેને સંચયશીલના જેવી સ્થિતિ પ્રાપ્ત થાય છે.'

'ભવ–ભવાંતરમાં તે દારિદ્રયાદિ દુઃખથી દુઃખિત થઇને રખડે છે.'

'જે કોઈ આ લોકમાં સંચયશીલ જેવા દાન તથા ભોગાદિકથી રહિત–તેનાથી પરાઙ્મુખ રહે છે, તેઓ હાથીના કાનની જેવી ચપળ લક્ષ્મીવડે છેતરાય છે, અને ચાર ગતિમાં પરિભ્રમણ કરી. અનંત દુઃખને અનુભવે છે.'

'વળી જે વિવેકી આત્માઓ પુણ્ય પ્રાપ્તિને અનુકૂળ દાન તથા ભોગ કરે છે, અને પોતાનાં સુખની અપેક્ષા વગર જે પરોપકાર કરે છે, તેઓ ઉત્તમ કોટિના આત્માઓની ગણનામાં ગણાય છે, તથા માન, પ્રતિષ્ઠા, ગૌરવ અને મહત્વને આ લોકમાં તેઓ પ્રાપ્ત કરે છે, અને પરલોકમાં મહર્દ્ધિક દેવપણે દેવલોકમાં ઉત્પન્ન થાય છે, અને પછી અલ્પ સમયમાં સંસારનો અંત કરી અજરામર પદને તેઓ પામે છે.'

'આ જગતમાં આવા આત્માઓ વિરલ હોય છે કે જેઓ ભોગદેવની જેમ ચપળ લક્ષ્મીથી પણ છેતરાતા નથી. જેઓ સ્વાધીન-પણે ભોગ, વિલાસ, પરોપકાર, તથા ત્યાગ દ્વારા લક્ષ્મીનો લ્હાવો લઇ, તેને નિર્માલ્યની જેમ અંતે ત્યજી દે છે, તેઓના ગુણો દીર્ઘ કાળ પર્યંત ગવાયા કરે છે. માટે ભદ્ર કેરલ ! જ્યાં સુધી અનર્થમાં તત્પર એવી લક્ષ્મી પોતાને ત્યજે નહિ, ત્યાં સુધીમાં જેઓ તેને સત્વપૂર્વક ત્યજવામાં તત્પર રહે છે, તેઓ મહત્ત્વ પામે છે; પણ જેઓને લક્ષ્મી પુણ્યાઇ પરવારતાં ત્યજી દે છે, તે પુરુષો આ લોકમાં એવી લઘુતા પામે છે,

કે જે વર્ણવવી પણ મુશ્કેલ છે. તેથી જો નિરાબાધ સુખની ઈચ્છા હોય તો સર્વ અનર્થના મૂળભૂત રાજ્યાદિક પરભાવવાળી વસ્તુ ઉપરની મૂર્છા ત્યજી દઈને સંયમમાર્ગમાં પ્રીતિ કરો।'

ભુવનપ્રકાશ તીર્થંકર ભગવંતની દેશના સાંભળીને તાત્કાલિક સંસારને ત્યજવાને અશક્ત હોવાથી આત્માને સર્વવિરતિ ભાવિત રાખવા માટે કેરલકુમારે શ્રાવકધર્મને અંગીકાર કર્યો. બાદ શ્રી સર્વજ્ઞ ભગવંતને નમસ્કાર કરી, કેરલકુમાર ઘેર ગયો. અને ઘણા કાળ સુધી સમ્યક્ત્વ સહિત શ્રાવકધર્મની આરાધના કરી, ધર્મભાવનામાં ઓતપ્રોત તે રાજ્યનો સ્વામી બન્યો, બાદ વિરક્ત ભાવ પામી સંયમ લેવાને તે ઉજમાળ થયો.

એકદા પાછલી રત્રિએ ધર્મજાગરણ કરતાં તે ચિંતવવા લાગ્યો; 'પ્રથમ તો શ્રી જિનેશ્વર ભગવંતે ઉપદેશદ્વારા મને જાગ્રત કર્યો હતો, પણ સંયમ લેવાને અશક્ત એવા મેં તે સમયે ગૃહસ્થધર્મ અંગીકાર કર્યો હતો; તે વ્રતો યથાશક્તિ મેં આજ સુધી પાળ્યા, ઇંદ્રિયસુખ પણ ઇચ્છાનુસાર ભોગવ્યું, હવે કોઈ જાતની ન્યૂનતા રહી નથી. હવે જો મારા પુણ્યાનુબંધી પુણ્યનો ઉદય વર્તતો હોય તો ગામ, આકર, નગર, ક્ષેત્ર વગેરેમાં વિચરતા જગતના ચક્ષુ એવા શ્રી ભુવનપ્રકાશ સર્વજ્ઞ ભગવંત અહીં પધારે, એટલે હું પૂર્ણ મનોરથવાળો થાઉં અને મહાભક્તિવડે શ્રી જિનેશ્વરને નમસ્કાર કરીને સંયમની પ્રાર્થના કરું. તે કરુણાના ભંડાર મને અવશ્ય તત્કાળ સંયમ આપશે પછી સંયમ પ્રાપ્ત થવાથી ઉલ્લાસપૂર્વક હું સંયમની આરાધના કરીશ કે જેથી ફરી ભવભ્રમણ કરવાનું રહે નહિ.'

આવી ઉત્તમ ભાવના ભાવતાં પ્રાતઃકાળ થયો.

ત્યારે શયનમાંથી ઉઠીને પ્રભાતનાં કૃત્યો કરી કેરલરાજા રાજસભામાં આવ્યો.

તેટલામાં પૂર્વદિશાના ઉદ્યાનપાલકે આવીને વધામણી આપી; 'રાજન્ ! સર્વે સુર, અસુર, મનુષ્ય, ખેચરાદિકના સમૂહે જેમનાં ચરણકમળ સેવ્યાં છે તેવા શ્રી તીર્થંકર ભગવંતે પોતાના ચરણ-કમળવડે પૂર્વ દિશાનું ઉદ્યાન અલંકૃત કર્યું છે, દેવતાઓએ કરેલ સમવસરણની શોભાવડે, અશોક વૃક્ષની શોભાવડે તથા ભામંડલની શોભાવડે ઉપમા રહિત એવા તે પ્રભુ ન વર્ણવી શકાય તેવી આશ્ચર્યકારી ઋદ્ધિ સહિત વિરાજે છે. તેનું વર્ણન કરવાને કોઇ સમર્થ નથી. સમવસરણના મધ્યમાં સિંહાસન ઉપર બિરાજમાન થયેલા તે જગદ્ગુરુ શ્રી તીર્થંકર ભગવંત અમૃત સમાન દેશના આપે છે, કે જેનાં શ્રવણ માત્રથીજ જે સુખ અનુભવાય છે. તેવું સુખ ભૂતકાળ અથવા ભવિષ્યકાળમાં મળે તેમ નથી.'

આ પ્રમાણે ઉદ્યાનપાળકનાં વચનોને સાંભળીને સૂર્યોદય થવાથી ચક્રવાકની જેમ હર્ષિત થઇને જન્મ પર્યંત ચાલે તેટલું તેને પ્રીતિદાન આપીને તે રાજા પોતાનાં મનોરથો તરતમાં જ સફળ થશે, તેમ ધારી આત્માને ધન્ય માનતો રોમાંચિતયુક્ત સર્વ ઋદ્ધિ સહિત તે જિનેશ્વરદેવને વાંદવા ચાલ્યો.

જિનેશ્વરદેવનાં દર્શન થતાંજ દશ અભિગમ સાચવીને તેણે જિનેશ્વરદેવને વાંદ્યા. પછી

अद्याऽभवत् सफलता नयनद्वयस्य, देव ! त्वदीयचरणाम्बुजवीक्षणेन ।
अद्य त्रिलोकतिलक प्रतिभासते मे, संसारवारिधिरयं चुलुकप्रमाणः ॥

'હે દેવ ! તમારાં ચરણકમળ દેખીને આજે મારી બંને આંખો સફળ થઇ અને મને હે ત્રિલોકતિલક ! આ સંસાર સમુદ્ર એક ખાબો-ચિયા જેટલો જ છે તેમ હવે લાગે છે.'

આ પ્રમાણે સ્તુતિ કરીને યથોચિત સ્થાને તે બેઠો, અને અંજલિ જોડીને દેશના સાંભળવા લાગ્યો.

પ્રભુએ મિથ્યાત્વરૂપી ઉગ્ર સર્પના વિષને ઉતારવામાં નાગદમની ઔષધી જેવી, કામરૂપ દાવાનળને શાંત કરવામાં મેઘવૃષ્ટિ જેવી, અનાદિ કાળનો ભવભય નિવારનારી અને સહજાનંદનો પ્રકાશ આપનારી ધર્મદેશના આપી

રાજાએ પણ અતિ તૃષિતને અમૃત પીવા મળે ત્યારે જેમ કંઠ સુધી પીએ તેમ કર્ણપુટ ભરી ભરીને દેશનામૃત પીધું. તેથી તેની અનાદિકાળની કષાયની ક્લિષ્ટતા નાશ પામી અને અતિ અદ્દભુત એવો વૈરાગ્યરંગ પ્રગટ થયો. પછી શમ, સંવેગ, નિર્વેદ વગેરે ગુણોને ઉલ્લસાયમાન કરતો તે કેરલરાજા આનંદપૂર્વક ઉઠીને બે હાથ જોડીને શ્રી ત્રિલોકબંધુ તીર્થંકરદેવને ઉદ્દેશીને બોલ્યો;

'પ્રભો ! પ્રથમ આપે મહાનંદપુર પામવામાં અશ્વની ગતિ તુલ્ય શ્રાવકધર્મ ગ્રહણ કરાવ્યો છે. હવે આપની કૃપાથી સંસાર ઉપર મને વૈરાગ્ય આવ્યો છે, તેથી પવનની ગતિવાળા ચારિત્રરૂપી પ્રવહણમાં આરૂઢ થઇને હું મુક્તિપુરીમાં જવાને ઇચ્છું છુ, તેથી દયા કરીને મને સંયમ આપો.'

તે સાંભળી પ્રભુએ ફરમાવ્યું; 'મહાનુભાવ ! જેમ સુખ ઉપજે તેમ તથા આત્માનું હિત થાય તેમ કરો.'

પછી કેરળરાજા શ્રી જિનેશ્વરદેવને નમસ્કાર કરીને નગરમાં ગયો.

પોતાના જ્યેષ્ટ પુત્રને રાજ્ય આપીને તેમજ બીજી બધી રાજ્યવ્યવસ્થા કરીને, મોટા આડંબરપૂર્વક તીર્થંકરદેવની પાસે આવી તેમનાં ચરણારવિંદને નમસ્કાર કરીને બહુ વીર્યોલ્લાસવડે રાજાએ ચારિત્ર ગ્રહણ કર્યું; ત્યારબાદ ગ્રહણ ને આસેવના શિક્ષા ગ્રહણ કરીને ચારિત્રને આરાધીને ઘનઘાતિ ચારે કર્મોનો નાશ થતા તે રાજર્ષિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ કરી અંતે અનશન સ્વીકારી સમસ્ત કર્મમળ દૂર કરીને તે કેરલ રાજર્ષિ મોક્ષના શાશ્વતસુખને પામ્યા.

આચાર્ય મહારાજ ધનસારાદિક સમક્ષ ઉપરોક્ત ઉપદેશ, (પેજ ૯૯ થી જે ચાલુ છે) અને કેરલની કથા તેમ જ તેની અંતર્ગત શુચિદેવ, શ્રીદેવ, સંચયશીલ ભોગદેવની કથાઓ વર્ણવીને ઉપસંહાર કરતાં ફરમાવે છે કે;

"હે ભવ્ય જીવો ! પુણ્યથી જ બંધાઈને રહેનારી, સંસાર અટવીમાં રખડાવવામાં કુશળ, ભવરૂપી સમુદ્રમાં ડુબવા માટે શિલા સમાન, અધિક તૃષ્ણા વધારવામાં જ એકતાન થયેલી રાજ, ચોર, અગ્નિ તથા જળાદિકના ભયથી ભરેલી, અઢારે પાપસ્થાનક સેવરાવનારી, મહા આરંભ તથા દંભ વગેરે કરાવનારી, અવિરતિરૂપ દોષોની એક ખાણુ તુલ્ય, દુર્જનની જેવાં ચરિત્ર તથા સ્વભાવ દર્શાવનારી અને બહુ ક્લેશથી જ પ્રાપ્ત થઈ શકે તેવી, તેમજ ગૂઢ રીતે આત્માનો ઘાત કરનારી લક્ષ્મી પામીને કોણુ બુદ્ધિશાળી માણસ હર્ષ પામે ?'

'કારણુ કે જીવો ઘણા પાપો વડે પરદેશ ગમન કરીને તથા ક્ષુધા તૃષા સહીને, પરસેવા કરીને, ઘણા ક્લેશો સહીને, અને ધર્મ અધર્મની વિચારણા ભૂલીને, મૂઢ બની લક્ષ્મીને મેળવવામાં ઉદ્યમી રહે છે, પરંતુ જો પૂર્વે કરેલાં પુણ્યનો ઉદય હોય તોજ તે મળે છે, નહિ તો ઉલટું મન, વચન, કાયાવડે બહુ ખેદ માત્ર જ તે મેળવે છે, કદાચિત્ પૂર્વ પુણ્યના ઉદયની સહાયવડે લક્ષ્મી મળે છે, તો પણુ તેના સંરક્ષણાદિક માટે રૌદ્રધ્યાનમાં પ્રવૃત્તિ કરવી પડે છે, તેનાથી નરકના અંધારા કુવામાં પડવાનો જ સમય આવે છે. આમ મોહમૂઢ, સંસારી આત્મા કુટુંબના પોષણુની ચિંતાથી ઘણું ધન મેળવવાનો પ્રયાસ કરી અંતે મરીને અધોગતિમાં ઉપજે છે; અને ત્યારપછી પુણ્યહીન એવા પુત્રાદિકના હાથમાંથી ઓચિંતા કોઈ શત્રુઓ લક્ષ્મી લઈ લે છે. અને એ લક્ષ્મીવડે તે જે જે પાપ કર્મો આચરે છે તે પાપને આલોવ્યા વગર પર ભવમાં ગયેલા જીવને કડવું ફળ મળે છે, તેથી આલોક અને પરલોકમાં લક્ષ્મી દુઃખનાજ કારણુભૂત છે, તે મળે તેમાં કોણુ આનંદ પામે ?'

પણ જો તે સદગુરુનાં વચનથી સાતે ક્ષેત્રમાં લક્ષ્મીને વાપરે, તો તે સંસ્કારિત કરેલા વિષની માફક સફળ, ઈચ્છિત અને હિતકારી કર્મ બંધ કરાવનાર થાય છે. જેવી રીતે રૂપું કે સોહું, જળમાં ડૂબે છે ને રૂપાનું કે લોખંડનું પાત્ર જળમાં તરે છે, તેવી રીતે લક્ષ્મી પણ પાત્ર પ્રમાણે પહોળી કરીને ખર્ચી હોય તો તે સંસાર સમુદ્ર તરવામાં નાવ સમાન થાય છે. લક્ષ્મી દાનાદિકમાં ખર્ચવાથી ઉપકાર અને પુણ્યના નિમિત્તભૂત થાય છે, એવી શ્રીજિનેશ્વરદેવની આજ્ઞા છે. વીતરાગની સેવા કરતાં પણ વીતરાગની આજ્ઞાનું પાલન કરવું તે વધારે શ્રેષ્ઠ છે, કારણ કે સેવાનું ફળ સ્વર્ગ છે, અને આજ્ઞા પાલનનું ફળ તો અવશ્ય મુક્તિ જ છે; તેથી જિનેશ્વરની આજ્ઞા અનુસાર દાનાદિક ધર્મના પાલનમાં યથાશક્તિ પ્રયત્ન કરવો, તે ઉપદેશનું રહસ્ય છે.'

આમ ફરમાવીને પૂ. આચાર્ય મહારાજ મૌન રહ્યા.

એટલે ધનસાર શ્રેષ્ઠી મસ્તક ઉપર અંજલિ જોડીને હૃદયમાં રહેલાં અનેક સંશયોનું નિરાકરણ કરવા ઉત્સુક બન્યા.

તેઓ પૂ. ધર્મઘોષ આચાર્ય મહારાજને પૂછવા લાગ્યા; 'ભગવન્! કયા કર્મથી મારો આ પુત્ર ધન્યકુમાર અદ્ભુત એવી સર્વ સંપદાનું એકસ્થાન થયો ? વળી મારા ધનદત્તાદિક ત્રણે પુત્રો વિદ્વાન્ છતાં પણ અને વારંવાર સંપદા પામ્યા છતાં પણ નિર્ધન કેમ થઈ ગયા? ધન્યકુમારની સાથે તેમને સંયોગવિયોગ કેમ થયો ? વળી લોહને અગ્નિ સાથે સંયોગ વિયોગ થાય તેમ કર્મ પ્રમાણે તેઓને લક્ષ્મી કેમ મળી અને કેમ તેનો નાશ થઇ ગયો ? સતીઓમાં નામ ગણાવે તેવી આ શાલિભદ્રની બ્હેનને શીત, આતપ વગેરે વેદના કેમ સહવી પડી ? વળી તેને માથે માટી કેમ વહેવી પડી?' આ પ્રમાણે ધનસારે પ્રશ્નો પૂછ્યા, એટલે વિશુદ્ધ જ્ઞાનના સ્વામી પૂ. સૂરિમહારાજે સર્વજીવોનાં લાભનું કારણ જાણીને ફરમાવ્યું;

## ૧૮ : ધન્યકુમારે પૂર્વભવમાં શું કર્યું ?

'મહાનુભાવો ! કર્મની ગતિ વિચિત્ર અને અનિર્વચનીય છે ! કર્મથી શું શું નથી થતું ? જીવોની ગતિ, કર્મની પરિસ્થિતિ, પુદ્‌ગલ પર્યાયોનો આવિર્ભાવ તથા તિરોભાવ વગેરે જિનેશ્વરના આગમ વગર કોણ જાણવાને સમર્થ છે ? હું ધન્યકુમારના પૂર્વભવને કહું છું. તે તમે ધ્યાન દઈને સાંભળોઃ

'આ ભરતક્ષેત્રમાં પ્રતિષ્ઠાનપુર નગરમાં વિશ્વના દારિદ્રયથી જ ઘડાયેલી હોય તેવી એક અતિ દુઃખી દુર્ગતા વૃદ્ધા રહેતી હતી. પારકા ઘરમાં ખાંડવું, દળવું, લીંપવું, પાણી ભરવું વગેરે કાર્યો કરી અતિ-દુઃખથી તે પોતાનો નિર્વાહ ચલાવતી હતી. આ ડોશીને નિર્મળ આશયવાળો, વિનયી, ન્યાયવંત, દાન દેવાની રૂચિવાળો સુરૂચિ નામનો એક પુત્ર હતો. તે લોકોનાં વાછરડાઓને ચારીને આજીવિકા ચલાવતો હતો.'

આ પ્રમાણે અતિકષ્ટથી તેઓ બંને નિર્વાહ કરતાં હતાં. એકદા કોઈ પર્વના દિવસે વાછરડાને ચારીને તે બાળક ઘેર પાછો આવતો હતો, તે વખતે કેટલાક ઘરમાં ખીરનું ભોજન બનાવેલું ને તેને નાના બાળકો ખાતા હતા અને સ્પર્ધા કરતા હતા. એવું તેણે દીઠું.

પોતાના જ આંગણા પાસે રહેનાર એક બાળકને ખીર ખાતો દેખીને આ બાળકની દાઢ ગળવા લાગી, મોઢામાંથી પાણી છૂટવા લાગ્યું. પોતપોતાનાં ઘેરથી બહાર નીકળેલા બાળકો પરસ્પર વાતો કરવા લાગ્યા;

'અરે ! તેં શું ખાધું ? એક કહ્યું: 'મેં ખીર ખાધી.' બીજો બોલ્યો; 'આજે અમુક પર્વનો દિવસ છે, તેથી ખીરજ ખાવી જોઇએ.' ત્યાર પછી વળી એક જણાએ તે ડોશીના પુત્ર સુરૂચિને પૂછ્યું; તેં શું ખાધું ?'

તેણે કહ્યું; 'ઘેંશ વગેરે મને મારી માએ જે આપ્યું તે ખાધું.'

ત્યારે તે બધા બાળકો હસતાં હસતાં કહેવા લાગ્યા; 'આજે ખીર વિના કેમ ચાલે ?'

સુરૂચિએ કહ્યું; 'મને મારી માએ જે ખાવા આપ્યું તે મેં ખાધું.'

ત્યારે એક કહ્યું; 'તારી મા પાસે જા, અને તેને કહે કે આજે પર્વનો દિવસ છે, તેથી ખીરનું ભોજન આપે.'

આ પ્રમાણે તે બાળકોની વાતો સાંભળીને સુરૂચિને ખીર ખાવાની ઈચ્છા થવાથી તે ઘેર ગયો અને પોતાની માને તેણે કહ્યું; મા, ! ઘી તથા ખાંડ વગેરે સહિત ખીરનું ભોજન આજે મને તુ આપ.'

માતાએ કહ્યું; 'અરે નિર્ધનને ખીર કયાંથી મળે ?'

તેણે કહ્યું; 'ગમે તેમ કરીને પણ આજે તો જરૂર દે.'

બાળકનું વચન સાંભળીને તે દુર્ગતા વૃદ્ધા વિચારવા લાગી; 'બાળકને સાચા ખોટાનું જ્ઞાન હોતું નથી.' કહ્યું છે કે:—

'વત્સ ! આપણાં ઘરમાં તો પેટ પૂરૂં ભરાય તેટલું ભોજન મળે તો તે ખીરજ છે. નિર્ધનોનું વાંછિત કયાંથી સફળ થાય ?' સુરૂચિ કહે છે; 'આજે પર્વના દિવસે ખીર વિના બીજું કાંઇ ખાવાનું હોયજ નહિ, તેથી ગમે તેમ કરીને ખીર દે.'

વૃદ્ધાએ વિચાર્યું; 'અહો ! આજે મારા મોટા પાપનો ઉદય થયો છે, આ બાળક કોઇ દિવસ કોઇ પણ ચીજ હઠથી માગતો નથી, તેને જે હું આપું છું તેજ ખાઇને જાય છે. આજે કોઈ સ્થળે દેખીને

અથવા સાંભળીને તેને તેની ઈચ્છા ઉત્પન્ન થઈ છે, તેથી મારી પાસે આવીને માગણી કરે છે, પરંતુ હું કેવી નિર્ભાગીમાં પણ શેખરતુલ્ય છું કે આંધળીની એક લાકડીની જેવા આ બાળકની ક્ષીર માત્રના ભોજનની ઈચ્છા પૂર્ણ કરવાને પણ સમર્થ નથી; ધિક્કાર છે મારા અવતારને ! ! '

આમ વિચાર કરીને રાંકની જેમ પુત્રની સામું જોઇને તે રોવા લાગી, કારણ કે અબળા અને બાળકોને ઇચ્છા પૂર્ણ ન થાય ત્યારે રૂદન કરવું તેજ તેનું બળ છે. માતાને રોતી જોઇને બાળક પણ રોવા લાગ્યો.

તે બંનેને રોતાં સાંભળીને પાડોશીઓ ત્યાં આવ્યા.

તેઓએ પૂછ્યું; ' તમે બંને કેમ રૂવો છો ? તમારે દુઃખ શું છે તે કહો, જો તે દૂર થાય તેવું હશે તો અમે તમારૂં દુઃખ જરૂર ફેડી નાખશું.'

ત્યારે તે દુર્ગતાએ બાળકનો સમગ્ર વૃત્તાંત કહ્યો. અને કહ્યું કે 'મારા જેવી નિર્ભાગીની ઇચ્છા અપૂર્ણ રહે ત્યારે રોવું તેજ તેનું બલ છે.'

દુર્ગતાની આ દશા જાણીને તેના દુઃખથી દુઃખી થતાં તેઓએ કહ્યું; 'તમારા પુત્રને ક્ષીર માત્ર જોઇતી હોય તો તેની અપ્રાપ્તિનાં દુઃખથી તમે રોશો નહિ, તે તો અમારાથી સાધી શકાય તેવું કાર્ય છે.' પછી તેમાંથી એક બોલી; ' દુધ મારે ઘેર છે, તારે જોઇએ તેટલું લઇ જા.'

બીજી બોલી ' નિર્મળ અખંડ એવા શાલીના ચોખા મારે ઘેર છે, તે હું આપીશ, તે લઇ બાળકની ઈચ્છા પૂર્ણ કર.' ત્રીજી બોલી; ' અતિ ચોખ્ખી ગંગા નદીના કિનારાની રેતી જેવી ખાંડ હું આપીશ, તે લે.'

ચોથી બોલી; 'આજેજ લાવેલું સ્વચ્છ ઘી મારે ઘેર તૈયાર છે, તે હું આપીશ. તે લઇને આ બાળકની ઇચ્છા પૂર્ણ કર.'

આમ તે પાડોશી બાઈઓનાં વચન સાંભળીને પ્રસન્ન થયેલી દુર્ગતા કહેવા લાગી; 'બ્હેનો ! કલ્પવૃક્ષતુલ્ય તમારી મારા ઉપર કૃપા થઇ, તેથી મારો મનોરથ સફળજ થયો એમ હું માનું છું.'

તેઓએ કહ્યું; 'હવે બધી સામગ્રી લઇ જાઓ, અને તાકીદે ખીર બનાવીને આ બાળકની ઇચ્છા પૂરી કરો કે જેથી તે બાળકનું મન પ્રસન્ન થાય.'

પછી તે વૃદ્ધા તેઓની પાસેથી દુધ, ખાંડ, ઇત્યાદિ સામગ્રી લઇ આવી અને તેણે ખીર બનાવી. કારણ કે, 'પુત્રનું હિત જોવામાં વત્સલ એવી માતા બાળકની ઇચ્છા પૂર્ણ કરવામાં વિલંબ કરતી નથી.' પછી પોતાના પુત્ર સુરુચિને બોલાવીને ભોજન કરવા માટે તેને બેસાડ્યો અને ખીરથી થાળી ભરી દઇને બાળકની આગળ મૂકી. બાળક પણ તે ક્ષીર બહુ ગરમ છે તેમ જાણીને હાથ વતી પવન નાખીને તેને ઠંડી કરવા લાગ્યો. માએ વિચાર્યું;

'આ મારો પુત્ર ઉજ્જવલ એવી ક્ષીર ખાય છે, તેથી મારો દૃષ્ટિદોષ તેને લાગો નહિં.' આથી વાત્સલ્યભાવે તે પાડોશીને ઘેર ચાલી ગઇ.

બાળક જ્યારે તે ધૂમાડા નીકળતી ગરમ ખીરને શીતળ કરતો હતો, તેટલામાં તેના ઘરની પડખે થઇને એક માસક્ષપણનું પારણું કરવાની ઇચ્છાવાળા મહાગુણનાસમુદ્ર ધર્મભૂષણ મુનિ ભિક્ષા માટે નીકળ્યા. સુરુચિ બાળકે તે મુનિ મહાત્માને ઘર પાસે થઇને જતા જોયા.

તપસ્વી મુનિનાં દર્શન થતાંજ તે બાળકને દાન આપવાની રૂચિ પૂર્વની કોઇ તેવી આરાધનાના જાગ્રત સંસ્કારથી ઉત્પન્ન થઈ, તથા

તે વિચારવા લાગ્યો; 'અહો ! આજે સમસ્ત પાપ તથા સંતાપનો નાશ કરવામાં સમર્થ એવા આ મહામુનિ મારા ઘરનાં આંગણાની નજીક થઇને નીકળ્યા છે. જો મારા ભાગ્ય જાગ્યાં હોય તો મારા આમંત્રણ વડે તેઓ અહીં પધારે. સેંકડો વાર વિનંતિ કર્યા છતાં અને ભિક્ષા માટે અનેક શ્રેષ્ઠીઓ આમંત્રે છે, તે છતાં સાધુઓ તેમને ઘેર જતા નથી; જેનાં ભાગ્યનો ઉદય થયો હોય તેમને ઘેરજ તેઓ જાય છે. મારા આમંત્રણથી જો મારું ઘર પવિત્ર કરે તો તો બહુ ઉત્તમ થાય. જો મારા ભાગ્યવડે કોઈ રીતે તેઓ અત્રે પધારે તો ધન્ય પુરૂષોમાં પણ હું વિશેષ ધન્ય થાઉં.'

આમ બાળકપણામાં વર્તતા એવા તે સુરચિના આત્મામાં સ્વાભાવિક રીતેજ સુપાત્રભક્તિનો તેમજ બહુમાનપૂર્વક દાન દેવાનો ભાવ પ્રગટ થયો.

પછી હર્ષપૂર્વક તે મુનિની સન્મુખ જઇને અતિ ભક્તિથી તેમને અંજલિ જોડીને તે વિનંતિ કરવા લાગ્યો; 'હે મહાત્મા ! મારાં ઘરમાં શુદ્ધ અને નિર્દોષ આહાર છે, તેથી કૃપા કરીને આપનાં ચરણ વડે મારું ગૃહાંગણ પવિત્ર કરો.'

આ પ્રમાણે તે બાળકની અતિશય દાનભક્તિ જોઇને મુનિમહારાજે તેની વિનંતિ સ્વીકારી.

પછી તે બાળક મુનિમહારાજને પોતાનાં ઘેર લઇ ગયો, અને બહુ આનંદ તથા ભક્તિ વડે તેણે ખીરની ભરેલી થાળી ઉપાડીને મુનિએ ધરેલા પાત્રમાં એક ધારાથી બધી ખીર વહોરાવી દીધી. મુનિ પાછા વળ્યા એટલે આઠ પગલાં મુનિની પાછળ જઇને, ફરીથી તે મુનિને નમસ્કાર કરી તે અધિક સત્ત્વવંત બાળક પોતાના આત્માને કૃતકૃત્ય માનતો પાછો ફર્યો.

આનંદના સમૂહથી ઉભરાઈ જતા અંતઃકરણવાળા તે બાળકની

દાનના આનંદથી ક્ષુધા-તૃષા નાશ પામી ગઈ, એટલે તે ઘરમાં આવી થાળીના કાંઠા ઉપર ચોંટેલી ખીર ચાટવા લાગ્યો, અને આપેલ દાનની તે બાળક અનુમોદના કરવા લાગ્યો.

તેનાં પવિત્ર હૃદયમાં ભાવના પ્રગટી; 'અહો ! આજે બહુ સારૂં થયું, આજે મારા મહાન ભાગ્યનો ઉદય થયો, નહિંતો મારા જેવા રંકનાં ઘેર મુનિને દેવા યોગ્ય ઉત્તમ ખીર ક્યાંથી હોય ? વળી બરાબર સમયે મુનિનું આગમન ક્યાંથી હોય ? કદાચ આ તરફ પધારે તો પણ આવા મહાન શ્રેષ્ઠીઓને છોડીને મારાં ઘેર તેઓ ક્યાંથી પધારે ? વળી મારા જેવાં બાળકનાં નિમંત્રણ માત્રથીજ મારી વિનંતિ સ્વીકારીને તેઓ પધાર્યા; આવું અસંભવનીય ક્યાંથી બને ? ખરેખર ! આજે કોઇ મારા મહા પુણ્યનો ઉદય થયો કે જેથી વાદળાં વગર વૃષ્ટિ થઈ.'

આ પ્રમાણે વારંવાર અનુમોદન કરતાં તેણે મુનિદાનથી થયેલું પુણ્ય અનંતગણું વધાર્યું.

પછી અત્યંત પ્રમોદથી પાસે પડેલી થાળી તે ચાટતો હતો, તેવામાં પાડોશીને ઘેર ગયેલી તેની માતા આવી. તે થાળીને ચાટતા બાળકને જોઇને વિચારવા લાગી; ' અહો ! મારો બાળક એક થાળી ભરીને ખીર ખાઇ ગયો, તો પણ હજુ સુધી તેને તૃપ્તિ થઇ નહિં. હમેશાં મારો પુત્ર આટલી ભૂખ સહન કરતો હશે !'

આ પ્રમાણે તેને ભૂખ્યો જાણીને ફરીથી તેણે ખીર પીરસી. પરંતુ તે બાળક તો ભોજન કરતાં જે દાન અપાયું હતું તેનેજ બહુ માનવા લાગ્યો જેવી રીતે ધનવંત પુરૂષ વ્યાપારમાં રોકાયેલ મૂડી કરતાં વ્યાજે મૂકેલ ધનને વધારે માને છે, તેમ તે દાનને અધિક માનવા લાગ્યો. તે સુરૂચિ બાળકે અતિ બહુમાનપૂર્વક આપેલ દાન અને તેની અનુમોદનાથી મોક્ષ પ્રાપ્તિને યોગ્ય તીવ્ર રસવાળું અને ભોગફળ આપનારૂં કર્મ તેણે ઉપાર્જ્યું.

.કુમારે પૂર્વભવમાં શું કર્યું ?

તે બાળકને અતિ માદક આહાર જમવાથી તે રાત્રેજ અજીર્ણ
અજીર્ણના દોષથી તેને તે રાત્રેજ વિસૂચિકા ઉત્પન્ન થઈ; તે
ચિકાની પીડાથી મુનિદાનને સંભારતો તે બાળક મૃત્યુ પામીને આ
। પુત્ર ધન્યકુમાર થયો છે.

મુનિદાનના પ્રભાવવડે તે યશ, મહાત્મ્ય તથા અદ્દભુત સંપદાનું
સ્થાન થયો છે. કહ્યું છે કે 'સારા ક્ષેત્રમાં વાવેલ ધાન્ય તો
ગણું થાય છે; પણ પાત્રમાં વાવેલું બીજ તો વડના બીજથી
વૃક્ષની જેમ અનંતગણું થાય છે.'

'ધન્યકુમારના ત્રણે બંધુઓએ કરેલા કર્મના પરિણામની વિચિ-
તા દેખાડનારો તેમના પૂર્વભવનો વૃતાંત હવે સાંભળો.'

આમ શ્રી ધર્મઘોષ આચાર્ય મહારાજનાં વચન સાંભળીને ન
વર્ણવી શકાય તેવી વિચિત્રતાવાળા કર્મવિપાકથી ચિત્તમાં ચમત્કાર
પામી ધનસાર વગેરે શ્રોતાજનો 'તહત્તિ' કહીને બન્ને હાથ જોડી તેમનું
કથન સાંભળવા લાગ્યા.

સૂરિમહારાજે ફરમાવ્યું; 'સુગ્રામ નામના ગામમાં નજીક-નજીક
જેઓનાં ઘરો આવેલાં છે તેવા સંપત્તિરહિત થઇ ગયેલા ત્રણ કુળપુત્રો
રહેતા હતા, કે જેઓ પરસ્પરના મિત્રો હતા. તે ત્રણે ધનના અભા:
વથી અને અન્ય વ્યાપારાદિકમાં કાંઇ લાભ નહિ મળવાથી વગડામાં
જઇને ત્યાંથી કાષ્ટના ભારા લાવી આજીવિકા ચલાવતા હતા.

એક દિવસે ત્રણે જણા કાષ્ટ લાવવાને માટે પોતપોતાનાં ઘેરથી
ભાતું લઇને કાંબળ ઓઢી વગડામાં ગયા. તે વખતે ત્રીજા પહોરનો
આરંભ થયો ત્યારે ગ્રીષ્મ ઋતુ ચાલતી હોવાથી ઘણો સખ્ત તાપ
પડતો હતો, તેથી ભૂમિ તપી ગઈ હતી અને ઉગ્ર કિરણોથી લોકો
આકુળવ્યાકુળ થઈ જતા હતા.

તે અવસરે કોઇ ક્ષમાના સાગર એવા ક્ષમાસાગર નામના તપસ્વી મુનિમહાત્મા સંસારતાપનું નિવારણ કરવા પોતે કરેલા માસક્ષપણનું પારણું કરવા માટે કોઇક ગામમાં જવા સારૂ તે વનનાં રસ્તે થઇને નીકળ્યા. તાપથી શોષિત થઈ ગયેલા અંગોપાંગવાળા, માત્ર હાડકા અને ચામડીજ બાકી રહી છે તેવા અને ધર્મસ્વરૂપ એવા તે પરમ તપસ્વી મહર્ષિને જોઈ તેઓનાં હૃદયમાં નટનાં વૈરાગ્યની જેમ દાન આપવાની બુદ્ધિ ઉત્પન્ન થઇ.

તેઓ પરસ્પર કહેવા લાગ્યા; 'અહો ! આ મુનિ દૂરના વનમાંથી આવે છે. આવા સખ્ત તડકામાં મધ્યાન્હ સમયે રેતી બધી તપી ગઇ છે, તેવે વખતે અતિ દૂર ગામમાં તેઓ કેવી રીતે જશે ! ત્યાં પણ ઘેર ઘેર ભમતાં જો નિર્દોષ આહાર મળશે તો તે ગ્રહણ કરશે, નહિ તો ગ્રહણ કરશે નહિ; તેથી આપણી પાસે જે ભાતુ છે તે જો તેમને આપીએ તો બહુ ઉત્તમ થાય.'

આમ વિચારીને વિનયપૂર્વક મુનિને બોલાવી તે સર્વ ભાતું તેઓએ મુનિને વહોરાવ્યું. મુનિએ પણ શુદ્ધ આહાર જાણીને તે ગ્રહણ કર્યું અને 'ધર્મલાભ'રૂપી આશિષ આપીને સ્વસ્થાને ચાલ્યા ગયા.

અને હવે તે ત્રણેને સાંજ સુધી લાકડા માટે શ્રમ કરવાથી સવારે ખાધેલુ પચી ગયું, અને બહુ ભારે ક્ષુધાની વેદના થઇ એટલે તેઓ પરસ્પર પૂછવા લાગ્યા; 'અરે ભાઈ ! કાંઈ ખાવાનું રહ્યું છે કે નહિ ?' ત્યારે એક બોલ્યો; 'મુનિને બધું આપી દીધું છે.' પછી પેટમાં અત્યંત ક્ષુધા લાગેલી હતી છતાં તે સર્વે લાકડા ઉપાડીને પોતપોતાનાં ઘર તરફ ચાલ્યા. ત્યાં પણ નવો આહાર તૈયાર કર્યા વગર શું ખાય ! તેથી તે ત્રણે ક્ષુધાથી અત્યંત આકુળવ્યાકુળ થઇને બોલવા લાગ્યા; 'અરે ! આપણને તો મુનિને આપેલ દાનનું આજે આ ફળ પ્રાપ્ત થયું, કારણ કે આજે હમણાંજ મુનિદાનના પ્રભાવથી ક્ષુધાવડે આપણે

મરણ પામીશું. હવે પછી શું થશે તે તો અમે જાણતા નથી! હા! હા! આપણે તો આ સાધુથી નકામા છેતરાયા.'

'તે વખતે આપણા ત્રણમાંથી એકને પણ એવી બુદ્ધિ ઉત્પન્ન ન થઈ કે જ્યારે પ્રબળ ક્ષુધા લાગશે ત્યારે આપણે શું ખાઇશું ? આ મુનિ તો હંમેશા તપશ્ચર્યા કરવાના અભ્યાસી હોવાથી એકાદ દિવસ વધારે થયો હોત તો પણ સૂકાઈ જાત નહીં. અને તપનો અભ્યાસ નહિ હોવાથી આપણને તો આજે મોટું દુઃખ ઉત્પન્ન થયું ! હાથે કરીને પેટ ચોળીને શૂળ ઉભું કર્યું. આપણા જેવા કોણ મૂર્ખ હોય કે જે ઘર બાળીને તીર્થ કરે ?'

'આમ દાન આપ્યા પછી સત્ત્વ રહિત એવા તેઓએ ચાર વખત પશ્ચાતાપ કરવાવડે મુનિદાનનું ફળ અલ્પ કરી નાખ્યું. ભદ્ર ધનસાર શ્રેષ્ઠી ! તે ત્રણે આયુષ્ય સમાપ્ત કરી મરણ પામીને તમારા પુત્રો થયા, અને ચાર વખત ધન તથા વૈભવાદિકથી રહિત થયા.'

દાન આપ્યા પછી પશ્ચાત્તાપાદિ દોષથી તેઓ દોષિત થયા હતા, તેથી અહીં વારંવાર લક્ષ્મી મળી, પણ પાછા નિર્ધન થઈ ગયા. સર્વ અર્થને સાધતો દાનધર્મ જો દૂષિત થાય તો પણ મૂળથી તેનો નાશ થતો નથી, તેથી ધન્યકુમારની સાથે તેઓ જોડાયા ત્યારે તેમની લક્ષ્મી સ્થિર થઇ.

જે પાડોશી સ્ત્રીઓએ ધન્યકુમારના પૂર્વભવની માતાને અખંડ એવા અનુકંપાના અધ્યવસાયથી બાળકનું દુઃખ મટાડવાને માટે દૂધ, તાંદુલ, ખાંડ ને ઘી વગેરે આપ્યાં હતાં, તેઓ તે બાળકને સાધુને દાન આપતો દેખીને મનમાં આનંદ પામેલ હતા. અને "અહો ! આ બાળકની કેવી દાનરૂચિ છે ? કારણ કે અતિ મુશ્કેલીથી મળેલી ખીર પણ અખંડ ધારાએ તે મુનિમહારાજને વહોરાવી દે છે, તેથી આ બાળકને ધન્ય છે."

આ પ્રમાણે અનુમોદના કરી હતી પણ બાળકની માતા પાસે તેઓએ તે વાત કરી નહોતી, તેથી તેઓ ધન્યકુમારની લક્ષ્મીની ભોગવનારી પત્નીઓ થઈ છે. વળી આગલા ભવમાં વૈભવના ગર્વમાં સુભદ્રાએ પોતાની પ્રિય સખીને રોષથી કહ્યું હતું; 'અરે ! દાસી ! તારા માથે તો માટી જ ઉપાડવાની છે, તેથી તું માટી ઉપાડ.' આ પ્રમાણે આક્રોશ કર્યો હતો તે કર્મના વિપાકથી તે શાલિભદ્રની બહેન થઈ છતાં માટી વહન કરવાનું દુઃખ તેને ભોગવવું પડ્યું. કહ્યું છે કે, 'ભોગવ્યા વગર કરેલાં કર્મ છૂટી શકતા નથી.' અન્ય શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે, 'આ ભવથી એકાણુમા ભવમાં મેં મારી શક્તિથી એક પુરુષને હણ્યો હતો, તે કર્મના ઉદયથી હે ભિક્ષુઓ ! મારો પગ વીંધાણો છે !' એટલે કોઇ પણ ભવમાં કરેલુ કર્મ જો નિકાચિત થયું હોય તો તે ભોગવવું પડે છે.'

આ પ્રમાણે ગુરૂમહારાજનાં વચનો સાંભળીને વૈરાગ્ય થવાથી ત્યાં કેટલાએક ભવ્ય જીવોએ સંવેગથી ચારિત્ર અંગીકાર કર્યું; કેટલાએ શ્રાવક ધર્મ સ્વીકાર્યો, કેટલાએ સમ્યક્ત્વ અંગીકાર કર્યું, કેટલાકે રાત્રિભોજન, અભક્ષ્યવર્જન, બ્રહ્મચર્યાદિક સ્વીકાર્યાં. આમ ધર્મઘોષ આચાર્ય ભગવંતની દેશના સફળ થઇ.

જ્યારે દૃઢ મિથ્યાત્વવાસિત મનુષ્યો પાસે ધર્મદેશના વનમાં વિલાપતુલ્ય ખાલી જાય છે. કહ્યું છે કે, 'જેનો અર્થ સર્યો હોય તેને કહેવું, જે સાંભળીને ધારણ ન કરે અથવા સાંભળેજ નહિ તેને કહેવું, જેનું ચિત્ત ડોળાઇ ગયું હોય તેને કહેવું નિરર્થક છે.' તેથી તેઓને ઉપદેશ આપવો નહિ. નિપુણ શ્રોતાઓનો સંયોગ મળે તો વક્તા તથા શ્રોતા બંનેનું ચિત્ત ઉલ્લાસને પામે છે.

ધનસાર શ્રેષ્ઠી દેશના સાંભળી કર્મના વિપાકને સમજીને સંસાર ઉપર વૈરાગ્ય ભાવ આવવાથી સૂરિમહારાજને નમસ્કાર કરીને કહેવા

લાગ્યા; 'ગુણના ભંડાર ! સંસારમાં અનાદિ ભવભ્રમણથી ઉદ્વિગ્ન થયેલો હું આપનાં શરણે આવ્યો છું, તેથી મારા ઉપર કૃપા કરીને મને ચારિત્રરૂપી પ્રવહણ આપો, કે જેથી તેના ઉપર બેસીને હું સંસાર-સમુદ્રનો પાર પામું; તેમ થવાથી આપને પણ મહાન યશ મળશે.'

ગુરૂમહારાજે ફરમાવ્યું; 'દેવાનુપ્રિય ! જેમ સુખ ઉપજે તેમ કરો. ધર્મકૃત્યમાં પ્રતિબંધ ન કરો.' પછી સર્વ પરિગ્રહને ત્યજી દઇને પોતાની પત્ની સહિત ધનસાર શેઠે તથા તેમના ત્રણ પુત્રો ધનદત્ત, ધનદેવ તથા ધનચંદ્રે ચારિત્ર અંગીકાર કર્યું. પ્રિયાઓ સહિત ત્યાં આવેલા ધન્યકુમારે આચાર્ય મહારાજને તથા નૂતનદીક્ષિત માતા-પિતા, તથા ત્રણ બંધુઓ આદિને વંદન કરીને અશુભ કર્મોનો નાશ કરવાવાળો શ્રાદ્ધધર્મ અંગીકાર કર્યો. પછી ભક્તિથી મુનિઓને વારંવાર નમીને તેઓ પોતાનાં ઘેર આવ્યા.

ત્યારબાદ તે ધન્યકુમાર ગુરૂએ કહેલ પૂર્વ જન્મના દાનધર્મને સંભારતો વિશેષ વિશેષ ધર્મપ્રવૃત્તિ કરવા લાગ્યો અને મુનિધર્મનો સ્વીકાર કરનાર પોતાના માતા-પિતા, તથા તપમાં મગ્ન થયેલા પોતાના ધનદત્ત આદિ વડિલ બંધુઓના ગુણોનું સ્મરણ કરતા, સ્તવના કરતા, જ્યેષ્ઠ બાંધવોને સ્તવતાં, અને પુણ્યના વિપાકને ભોગવતાં કાળ નિર્ગમન કરવા લાગ્યાં.

હે ભવ્ય જીવો ! મુનીશ્વરને આપેલ દાનનું ફળ જુઓ ! જે દાનના પ્રભાવથી ધન્યકુમાર જ્યાં ગયા ત્યાં આગળથીજ મૂકી રાખેલા હોય તેમ અઢળક ભોગવિલાસો તેમને પ્રાપ્ત થયા. વળી નહિ બોલાવેલ છતાં પણ દેવતાઓએ ધન્યકુમારના મોટા ભાઇઓ પાસેથી ધન લઇ લીધું, ધન લઇને જતાં તેમને રોકયા, શિખામણ આપી, અનુકૂળ કર્યા, અને ન્યાયમાર્ગે પ્રવર્તાવ્યા. તેથી આ લોક અને પરલોકમાં સુખ ઇચ્છતા મનુષ્યોએ જિનેશ્વરોના કહેલા દાનધર્મનાં આરાધનમાં ઉદ્યમ કરવો, કે જેથી સકળ અર્થની સિદ્ધિ થાય.

## ૧૯ : નેપાળના વ્યાપારીઓ રત્નકંબલો લાવ્યા :

એકદા રાજગૃહી નગરીમાં નેપાળ દેશથી કેટલાક વ્યાપારીઓ નેપાળ દેશમાં બનેલી સવાલાખ સોનામહોરોની કિંમતવાળી રત્નકંબળો લઇને વેચવા માટે આવ્યા.

'આ વસ્તુ રાજાને ભોગવવા લાયક છે' તેમ જાણીને તેઓ તે રત્નકંબળો લઇને શ્રેણિક મહારાજા પાસે ગયા; તેમને નમસ્કાર કરીને તેઓએ તે કંબળો તેને દેખાડી અને વિજ્ઞપ્તિ કરી; 'સ્વામી ! આ રત્નકંબળો ત્રણે ઋતુઓમાં ઉપભોગના કાર્યમાં આવી શકે છે. વર્ષાઋતુમાં આ કામળીનાં તાણા-વાણાઓ પરસ્પર મળી જાય છે, તેથી વરસાદનું પાણી તેની ઉપર પડીને તરતજ ભૂમિ ઉપર પડી જાય છે, તેનાથી શરીરનો એક વાળ પણ ભીંજાતો નથી; વળી આ રત્નકંબળો કમળપત્રની માફક પાણીથી ભીંજાયેલી પણ રહેતી નથી-નિર્લેપ રહે છે.'

'શીતઋતુમાં તથા હેમંતઋતુમાં આ કંબળો ગરમી ધારણ કરે છે, એકજ વખત પહેરવાથી ક્ષણમાત્રમાં શરીર ઉપર પરસેવો થાય છે. વળી ઉન્હાળાની ઋતુમાં તે શીતળપણાને પામે છે. જ્યારે શરીરે પરસેવો થાય છે, ત્યારે ચંદનના વિલેપનની જેમ શરીરમાં શીતળતા ઉત્પન્ન કરે છે. જ્યારે આ કામળીઓ મેલી થઇ જાય છે, ત્યારે સોનાની જેમ અગ્નિમાં નાખવાથી ચોખ્ખી અને નિર્મળ થાય છે, તેથીજ વસ્ત્રોમાં આ રત્ન તુલ્ય છે તેવી તેની ખ્યાતિ થયેલી છે.'

શ્રેણિક રાજાએ રત્નકંબળોની આ પ્રમાણેની હકીકત સાંભળીને પૂછ્યું; 'આનું મૂલ્ય શું છે ?'

તેઓએ કહ્યું; 'એકેકની કિંમત સવા લાખ સોનામહોરો છે.'

આ પ્રમાણે તે વ્યાપારીઓના મુખેથી તેની કિંમત સાંભળીને રાજાનાં મનમાં આશ્ચર્ય થયું.

તેથી તેણે જવાબમાં કહ્યું; 'અરે પરદેશી વ્યાપારીઓ ! બહુ મૂલ્યવાળી આ કંબળો અમે ખરીદી શકીએ નહિ. કેવલ રત્નકંબલ ખાતર સવા લાખ સોનામહોરોનો વ્યય કરવો તે પ્રજાપાલક રાજા તરીકે રાજ્ય કે અમારી શોભા નહિ. બીજું; જ્યારે આ કામલી પહેરીએ ત્યારે ભરવાડ જેવો વેશ લાગે, તેથી ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલાઓને આ રત્નકંબળો પહેરવી તે શોભા આપનારૂં નથી. તેના ગુણો તો જે જાણતા હોય તેજ જાણે, પણ તે પહેરવાથી બધા લોકો તુચ્છ જાતિપણું તો કહેજ, તેથી તે કંબળો લેવાથી સર્યું, આ ખરીદવાની અમારી ઇચ્છા નથી. વળી રાજ્યનાં રક્ષણ માટે લાખો સોનામહોરોથી અશ્વ, હાથી અને નરરત્નાદિકનો જો સંગ્રહ કરીએ તો તે દ્વારા યુદ્ધાદિકમાં વિજય પ્રાપ્ત થાય, એ રીતે રાજ્યનું રક્ષણ થાય. આ કંબળોમાં રાજ્ય રક્ષણ કરવાનું શું સામર્થ્ય છે ? જેથી કેવલ અમારા ઉપભોગ માટે લાખો સુવર્ણ મુદ્રાઓનો નિરર્થક વ્યય કરીએ !'

શ્રેણિક મહારાજાનાં આ વચનોને સાંભળીને તે વ્યાપારીઓ વિલખા થઇ ગયા, અને રાજાને નમસ્કાર કરીને ઉત્સાહ રહિત થયેલા તેઓ ઉઠ્યા; ત્યાંથી પોતાનાં ઉતારે જતાં પરસ્પર વ્યાપારની વાતો કરતાં શાલિભદ્રના મહેલની નીચે થઇને તેઓ નીકળ્યા.

તેઓ પરસ્પર બોલતા હતા; 'ભાઇઓ ! આવા મોટા નગરમાં પણ આ કંબળો વેચાણી નહિ, તો પછી આનાથી મોટું નગર બીજું

કર્યું છે કે જ્યાં આ રત્નકંબળો વેચી શકાશે? મહારાજાધિરાજ શ્રેણિક જેવા પણ આ ખરીદવાને અશક્ત દેખાયા, તો પછી આ દેશમાં હવે કોણ ખરીદવાનું હતું!'

આ પ્રમાણે બોલતા તેઓ જતા હતા. આ અવસરે શાલિભદ્રની માતા ભદ્રા શેઠાણી દાસીના સમૂહથી પરવરેલા ગોખમાં બેઠા હતા, અને નગરચર્ચા જોતા હતા.

આ વ્યાપારીઓનાં આવાં વચનો તેમણે સાંભળ્યાં કે તરત જ તેમણે પોતાની દાસીને કહ્યું; ' રે દાસી ! સત્વર જા અને આ પરદેશી વ્યાપારીઓ જાય છે, તે બધાયને અહીં લઇ આવ.'

આમ ભદ્રા શેઠાણીની આજ્ઞા થવાથી તે દાસી દોડતી જઇને તે વ્યાપારીઓને કહેવા લાગી; ' મારા શેઠાણી તમને બોલાવે છે, તેથી તમે તેમની પાસે ચાલો.'

તે સાંભળી એક વાચાળ વ્યાપારી બોલ્યો; 'અમારે શું કામ પડયું કે, તારી શેઠાણી અમને બોલાવે છે ! અમે ત્યાં આવીને શું કરીએ ! અમારી વસ્તુઓ તમારા રાજા પણ ખરીદવાને શક્તિમાન થયા નહિ, તો તારી શેઠાણી શું ખરીદવાની હતી ?'

દાસીએ કહ્યું; ' તમારા જેવા ઘણા વ્યાપારીઓ અમારા ભદ્રા શેઠાણીના મહેલમા આવ્યા છે, અને આવે છે તે બધાયે પોતપોતાનાં ભાગ્ય પ્રમાણે લાભ મેળવીને જાય છે, કોઈ ખાલી હાથે પાછા જતા નથી. તમે તો કોઈ નવી જાતના વ્યાપારી દેખાઓ છો; વ્યાપારની રીત પણ જાણતા નથી. અનેકને દેખાડીએ, ત્યારે કોઈ એક ઘરાક મળે, પણ માલ ન દેખાડીએ તો કોઈ ઘરાક મળતુંજ નથી' તે સાંભળીને તેમાંથી એક બીજો વ્યાપારી પેલા વ્યાપારી પ્રત્યે બોલ્યો; ' ભાઈ ! આમ નિરર્થક શું બકબક કરે છે? આપણે તો વ્યાપારી છીએ, વેચવા કાઢેલી ચીજો સેંકડો માણસો જુએ ત્યારેજ કોઇ ઘરાક મળે, તેમાં રોષ શો !'

પછી તેણે દાસીને કહ્યું; 'બહેન! આગળ ચાલ! તારી શેઠાણીની પાસે આવીએ છીએ.'

આમ કહીને દાસી સાથે તેઓ ભદ્રા શેઠાણીનાં ઘેર આવ્યા. તેઓ શેઠાણીના મહેલમાં પેઠા અને અહીંતહીં સુવર્ણ, રૂપું તથા રત્નાદિકના ગૃહને શોભાવનારા તોરણો તથા પુતળીઓ વગેરે જોઇને આશ્ચર્યચકિત થઈ ગયા.

તેઓ વિચારવા લાગ્યા; 'શું આ તે માનવોને રહેવાનો મહેલ છે કે શું આ દેવમંદિર છે? ઘરના પ્રવેશદ્વારમાંજ આવી ઋદ્ધિનો વિસ્તાર કરેલો છે, તો પછી ઘરની અંદરના ભાગમાં કેવી શોભા હશે? ખરેખર આ શેઠાણી રત્નકંબળો જરૂર ખરીદશે.'

આમ વિચારતાં તેઓ બીજે માળે ગયા. સ્થળે સ્થળે સૂર્યના તાપની જેમ રત્નથી શોભતું ઘર જોતાં જોતાં તેઓ ભદ્રા માતા પાસે પહોંચ્યા.

ભદ્રાએ પણ આદરપૂર્વક શિષ્ટાચાર કરીને તેમને બેસાડ્યા અને પૂછ્યું; 'તમે શું માલ લાવ્યા છો?'

'રત્નકંબળો'

'તે કેવી છે?'

એટલે તે વ્યાપારીઓએ પોતાના માણસોના ખભેથી ગાંસડીઓ ઉતારીને તે રત્નકંબલો ભદ્રા શેઠાણીને દેખાડી. તે જોઇ ભદ્રા માતાએ પૂછ્યું; 'આના કેવા ગુણો છે?'

જવાબમાં વ્યાપારીઓએ પૂર્વની જેમ વિસ્તારથી રત્નકાંબળીના ગુણો વર્ણવી બતાવ્યા.

ભદ્રાએ પૂછ્યું; 'આની કિંમત શું છે?'

તેઓએ કહ્યું; 'એકેકની સવાલાખ સોનામહોર કિંમત છે.'

'મારા પુત્રને બત્રીશ પત્નીઓ છે, તે દરેકને એકેક આપવા માટે મારે આવી બત્રીશ જોઈએ છીએ, અને તમે તો સોળજ લાવ્યા છો, તેથી શું કરૂં ? હવે તેને ફાડીને બે બે કકડા કરી આપો, તેથી મારી બધી વહુઓને એકેક આપીશ.'

ભદ્રા શેઠાણીનાં વચનને સાંભળીને નેપાળદેશના વ્યાપારીઓ વિસ્મય પામ્યા અને પરસ્પર કાનને અડીને તેઓ બોલવા લાગ્યા; 'શું આ શેઠાણીને વાયુ થયું હશે કે ચિત્તભ્રમ થયો હશે ? મગધદેશના રાજા શ્રેણિક જેવા જ્યારે એક પણ રત્નકંબલ ખરીદવાને સમર્થ થયા નહિ, ત્યારે આ શેઠાણી તો કહે છે બત્રીશ કેમ ન લાવ્યા ? અને આ રત્નકંબલના બે ટુકડા કરવાનું ઉપરથી કહે છે પણ આપણે આમ કેમ કરી શકીએ ? તે કદાચ આપણો માલ ન ખરીદે તો શું થાય ?

બીજા વ્યાપારીએ કહ્યું; 'તેમાં ચિંતા શું કરો છો ? તેના કહેવા માત્રથીજ આપણે ક્યાં કકડા કરી નાંખીએ છીએ ? પ્રથમ તો પૈસા ક્યાં છે ! તેઓ જ્યારે આપણને મૂલ્ય જેટલા પૈસા આપશે; એટલે પછી જેમ તેઓ કહેશે તેમ આપણે કરીશું." આમ નક્કી કરીને તેઓએ ભદ્રા શેઠાણીને કહ્યું; 'માતાજી ! અમે પરદેશી છીએ, ઘેર જવાને આતુર છીએ, તેથી ઉધારે વ્યાપાર કરતા નથી, રોકડે રૂપિયેજ વ્યાપાર કરીએ છીએ, તેથી અમને એનું મૂલ્ય આપો; પછી તમને જેમ અનૂકુળતા હશે તેમ કકડા કરી આપીશું.' તે સાંભળીને વ્યાપારીઓની અધીરાઈ જાણી ભદ્રા શેઠાણી જરાક હસ્યા અને ભંડારીને આદેશ કર્યો.

'વ્યાપારીઓ પ્રસન્ન થાય તે પ્રમાણે આ સોળ રત્નકંબલોના વીશ લાખ સોનામહોરો તેમને આપો.'

આથી ભંડારીએ તે વ્યાપારીઓને બોલાવ્યા, તેમને લઈને તેણે લક્ષ્મીગૃહમાં જઈને લક્ષ્મીગૃહનું દ્વાર ઉઘાડયું. વ્યાપારીઓ અંદર જઈને આસપાસ જોવા લાગ્યા.

તે વ્યાપારીઓએ ભદ્રા શેઠાણીના ધનભંડારમાં જોયું તો તેઓ અપાર આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. તે ભંડારમાં એક તરફ રૂપિયાના અગણિત ઢગલા પડેલા હતા, બીજી બાજુ સોનામહોરોના ઢગલા હતા. ત્રીજી બાજુ રત્નોના ઢગલા આમ તેમ પડેલા હતા, વળી ઠેકાણે ઠેકાણે માણિકયાદિકના અનેક ઢગલા પડેલા હતા, વળી એક બાજુ મોતીના કોઠારો ભરેલા હતા, બીજી બાજુ સોનાના, એક બાજુ નીલમ–માણિક્યાદિ રત્નોના તથા એક બાજુ વૈડુર્ય, વિદ્રુમ, પીરોજા તથા મરકત મણિના કોઠારો ભરેલા હતા. આ પ્રમાણે ચોરાશી જાતિનાં રત્નોની અગણિત સંખ્યા દેખીને વિસ્મય પામેલા તેઓ વિચારવા લાગ્યા; 'શું આ તે સાચું છે કે સ્વપ્ન છે? ઇંદ્રજાળ છે કે દેવ માયા છે? આ શું છે? આ લક્ષ્મીનો જે સ્વામી હશે તે કેવો હશે? અહો! તેનું પુણ્ય કેટ–કેટલું પ્રબળ હશે? આ ધનનો સ્વામી જે વિચારે તે કરી શકે તેમ છે આ રાજગૃહી નગરીને ધન્ય છે કે જ્યાં આવા ધનકુબેર શ્રેષ્ઠીવર્યો વસે છે. આ નગરનું 'રાજગૃહ' એવું નામ સાર્થક છે.'

પછી તેઓને સોળ રત્નકંબલોનું વીસ લાખ સુવર્ણમુદ્રા ધન ભંડારીએ આપ્યું. ધન લઇને તેઓ મનમાં વિચારવા લાગ્યા; 'આપણે અજ્ઞાનતાથી નાણાની અધીરાઈ બતાવી તે સારૂં કર્યું નહિ.'

આ પ્રમાણે મનમાં શરમાતા તેઓ ભદ્રામાતા પાસે ગયા. ભદ્રાએ પૂછ્યું; 'તમને ઇચ્છિત દ્રવ્ય મળ્યું?'

તેઓએ કહ્યું; 'તમારી કૃપાથી શું મળતું નથી!' ભદ્રાએ ફરીથી કહ્યું; 'એકેક રત્નકંબળના બબ્બે સરખા ખંડ કરી આપો, કારણ કે મારા પુત્રને બત્રીશ પત્નીઓ છે, અને રત્નકંબળ સોળ છે, તેથી તેઓ સર્વને કેવી રીતે થઇ રહે? તેથી હું તેના બબ્બે ખંડ કરાવું છું'

તે સાંભળીને વ્યાપારીઓ ચિત્તમાં ચમત્કાર પામ્યા અને વિચારવા લાગ્યા; 'અહો આનું પુણ્યબળ કેવું છે! જો કોઈ મહા મહેનતે એક

રત્નકંબળ ખરીદે, તો જીવની માફક તેને સાચવી રાખે અને ઉત્સવાદિકના પ્રસંગે તે વાપરે. આ તો પહેલેથીજ ટુકડા કરાવી નાંખે છે, તેમાં તેને કાંઇ વિચાર પણ થતો નથી ! ! અહો ! આ સંસારમાં દ્રવ્યાર્જન કરનાર તથા દ્રવ્ય ભોગવનાર બન્ને વચ્ચે જે મોટું અંતર રહેલુ છે, તે યથાર્થ છે, તેમજ 'બહુરત્ના વસુંધરા' એ ઉક્તિ ખરેખર સાચી છે.'

આમ વિચારી તે વ્યાપારીઓએ બધી રત્નકંબળોના બે બે ખંડ કરી લઇને ભદ્રા શેઠાણીને આપ્યા, ને તેઓ શાલિભદ્રનાં પુણ્યનું વર્ણન કરતાં પોતાના આવાસસ્થાને ગયા.

ભદ્રાએ ન્હાવાના સમયે બત્રીશ રત્નકંબળનાં બત્રીશ ખરી બત્રીશ વહુઓ માટે દાસીના હાથમાં આપ્યા. દાસી તે કટકાઓ લઇને ન્હાવાના સ્થળે ગઇ. દરેક વહુને એકેક કટકો આપ્યો. તેઓએ પૂછ્યું; 'આ શું છે ? આને અમે શું કરીએ ?'

દાસીએ કહ્યું; 'આજે પરદેશી વ્યાપારીઓ સવા સવા લાખ સોનામહોરોની કિંમતવાળા સોળ રત્નકંબળો લઇને માતાની પાસે આવ્યા હતા. તેઓએ આ કંબળો માતાને દેખાડી; માતાએ પૂછ્યું; 'બત્રીશ લાવી આપો' તેઓએ કહ્યુ કે, 'માતા ! આ કાંઈ જ્યાં ત્યાં બનતી નથી. નેપાળ દેશમાં બળતા લાકડાઓમાં કોઈ વખત ઉષ્ણ યોનિવાળા ઉંદરો ઉત્પન્ન થાય છે. તેઓની રૂંવાટીઓ ગ્રહણ કરીને આ બનાવાય છે. ત્રણે ઋતુઓમાં તે સુખ આપે છે, માટે માતાજીએ એકેકના સવાલાખ સોનૈયા આપીને તે સોળ ગ્રહણ કરી છે, ને તેના ટુકડા તમને મોકલાવેલ છે.' આ વચનો સાંભળી તેઓએ કહ્યું; 'આ અમે પહેરી શકીશું નહિ'' કહીને ટુકડાઓથી પગ લૂંછી તે બધાયને નિર્માલ્યના કુવામાં ફેંકી દીધા.

ભદ્રાએ આ હકીકત જાણી ત્યારે કહ્યું; 'દેવદૂષ્ય જેવા સુકોમલ વસ્ત્રોની પાસે આ કાંબળો શા હિસાબમાં ?'

## ૨૦ : શાલિભદ્રને મગધેશ્વરનું આમંત્રણ

મગધનરેશ શ્રેણિકરાજાની ચિલ્લણા પટ્ટરાણીએ રત્નકંબળની વાત જ્યારે જાણી, ત્યારે તેણે રીસપૂર્વક રાજાને કહ્યું; 'તમારો સ્નેહસંબંધ જોયો ? જે જે નવી વસ્તુ પરદેશથી તમારી પાસે આવે છે તે તમે જોઇને દ્રવ્ય ખર્ચવાના ભીરૂપણાથી બહારથીજ તેને પાછી મોકલી આપો છો, અહીં અંતઃપુરમાં તો જોવા માટે પણ મોકલતા નથી. આમ કરવાનું તાત્પર્ય હું જાણું છું. તમે એમ ધારો છો કે 'જો અંતઃપુરમાં દેખાડીશ તો અંતઃપુરની સ્ત્રીઓ તે માગશે, ત્યારે વળી ખર્ચ કરવો પડશે.' આ પ્રમાણે કૃપણતાના દોષથી બહારથીજ તમે તેવી વસ્તુઓ પાછી મોકલાવી આપો છો; પણ સ્નેહની આ રીત નથી! કારણ કે છએ ઋતુમાં સુખ આપનાર રત્નકંબળો વેચાવા આવી હતી, તે પણ તમેજ જોઇને પાછી મોકલાવી દીધી. તેમાંથી અમારે માટે એક પણ કંબલ વેચાતી લીધી નહિ, તેથી તમારો મારા ઉપરનો સ્નેહ કૃત્રિમજ છે એમ જણાય છે.'

રાજાએ કહ્યું; 'અરે! એમાં કૃપણતા બિલકુલ નથી. મેં તો એમ વિચાર્યું કે 'તે વસ્તુ નવી છે તે સાચું છે, પણ તેનો સ્પર્શ કર્કશ હોવાથી રાણીને પહેરવામાં અને ઉપભોગ લેવામાં તે કંબળ ચિત્તને પ્રસન્નકારી નહિ થાય તે હેતુથી મેં તે પાછી વાળી હતી, દ્રવ્યવ્યયના ભીરૂપણાથી પાછી મોકલી નહોતી.'

રાણીએ તે સાંભળીને કહ્યું; 'જો તમારાં અંતઃકરણમાં તેમજ હોય તો એક તો મંગાવીને મને આપો. તે નહિ આવે ત્યાં સુધી હું ભોજન કરીશ નહિ.'

આ પ્રમાણે પટરાણી ચિલ્લણા હઠથી આગ્રહ ધરીને રીસાઇને બેઠી.

રાજાએ પણ તેનો અત્યાગ્રહ જાણીને રાજસભામાં આવી અભયકુમારને કહ્યું; 'બાળક તથા સ્ત્રીની હઠ દુર્નિવાર્ય હોય છે, તેથી ગમે તેમ કરીને એક રત્નકંબળ મંગાવી આપ.'

આ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી તેમણે એક વાક્ચાતુર્યવાળા પ્રતિહારીને તે વ્યાપારીઓ પાસે મોકલ્યો.

તે કંબળના વ્યાપારીઓ પાસે જઇને બોલ્યો 'મહાનુભાવો! મગધાધિપ સ્વમુખે આજ્ઞા કરે છે, કે 'સવા લાખ દ્રવ્ય લઇને એક રત્નકંબળ અમને આપો. હું રોકડું મૂલ્ય લઇને જ લેવા આવ્યો છું.' તે સાંભળીને સન્માનપૂર્વક વ્યાપારીઓએ ઉત્તર આપ્યો; 'અરે ભદ્ર! રાજાને અમારા બહુમાનપૂર્વક પ્રણામ કહેજો અને વિનંતિપૂર્વક જણાવજો કે 'સ્વામીએ જે એક રત્નકંબળ મંગાવી તે અમારા ઉપર મોટી કૃપા કરી છે, પરંતુ અમે સ્વામીને નમન કરીને ઉતારે જતા હતા, ત્યારે શાલિભદ્ર શ્રેષ્ઠીના મહેલની નીચે થઇને જતાં 'અમો પરદેશી વ્યાપારીઓ છીએ' તેમ જાણીને શાલિભદ્રની માતાએ અમને બોલાવ્યા અને પૂછ્યું કે, 'તમે શુ વસ્તુઓ વેચવા આવ્યા છો?' તેમના પૂછવાથી અમે તેમને રત્નકંબળો દેખાડી. તે શેઠાણીએ અમે માગ્યું તેટલું મૂલ્ય આપીને તે સર્વે ખરીદી લીધી છે. હવે અમારી પાસે એક પણ કામળ રહી નથી, તેથી શું આપીએ? આ સેવકો તો પહેલેથીજ આશા રાખીને આપનાં ચરણ પાસે આવ્યા હતા, તે વખતે આપે જરા પણ ઇચ્છા દેખાડી નહિ, તેથી અમે તે કંબળો

તેમને વેચાતી આપી દીધી; પરંતુ આવા રાજાની છત્રછાયાને પણ ધન્ય છે કે જ્યાં આવાં મોટા શ્રેષ્ઠીઓ વસે છે; કારણ કે એમાંના ફક્ત એક શ્રેષ્ઠીએ પરદેશથી અમારી લાવેલી મહામૂલ્યવાન બધી રત્નકંબળો ખરીદી લઇને અમારો પ્રયાસ સફળ કર્યો. બીજી જે કાંઈ મહારાજા આજ્ઞા કરે તે અમે સ્વીકારવાને તૈયાર છીએ.'

આમ પ્રત્યુત્તર આપીને અને સન્માન કરીને તે પ્રતિહારીને તેઓએ વિસર્જન કર્યો.

પ્રતિહારીએ રાજા પાસે જઇને સાંભળેલી બધી હકીકત નિવેદન કરી. તે સાંભળીને શ્રેણિક મહારાજ અને અભયકુમારે એક પ્રધાનને શાલિભદ્રની માતા પાસે મોકલ્યો.

દેવવિમાન જેવું શાલિભદ્રનું ભવન જોતો તે પ્રધાન ભદ્રાશેઠાણી પાસે ગયો. ભદ્રાએ અતિ આદર અને સન્માનપૂર્વક યોગ્ય આસન ઉપર તેને બેસાડ્યો અને આવવાનું કારણ પૂછ્યું.

તેણે કહ્યું, 'તમે જે રત્નકંબળો ખરીદી છે, તેમાંથી એક કંબળ 'જે દ્રવ્ય બેઠું હોય તે લઇને આપો' તેમ મહારાજે કહેવરાવ્યું છે. મહારાણી ચિલ્લણાદેવીની ઇચ્છાને વશ થઇ મહારાજાએ તેમના માટે રત્નકંબળ મંગાવી છે.'

મહારાજા શ્રેણિકના પ્રધાનની આ વાત સાંભળી ભદ્રાએ વિનયપૂર્વક મધુરભાષામાં જણાવ્યું; કે 'આ ધન, ધાન્ય, ગૃહાદિક બધું મહારાજાનુંજ છે, તેથી મૂલ્યનું શું પ્રયોજન છે? મૂલ્ય માગવું તે પણ અનુચિત છે. જો કોઇ પારકા હોત તો તો મૂલ્ય કહેવાપણું રહે. જો મહારાજાના કામમાં અમારી કોઈ પણ વસ્તુ આવે તો અમારો મોટો ભાગ્યોદય કહેવાય. મહારાજાની આજ્ઞાને અનુકૂળ રહીનેજ જો સેવકો કાર્ય સાધે, તો તેનાં સર્વ કાર્યો સફળ થાય છે. આવી સેંકડો રત્નકંબળો મહારાજાને લુંછણું કરીને ફેંકી દેવાય. સેવકના ઘરમાં

રહેલી કોઇ પણ વસ્તુ જો સ્વામીના ઉપયોગમાં આવે, તો તેથી વધારે સારૂં શું ? તે દિવસ ધન્ય છે કે જે દિવસે અમારી વસ્તુ સ્વામીનાં ચિત્તને પ્રસન્ન કરનારી થાય, પણ હું શું કરૂં ? આ રત્નકંબળનો મહારાજને ખપ પડશે એવું મેં પૂર્વે જાણ્યું નહોતું. તે સોળે રત્નકંબળોનાં દરેકનાં બબ્બે ખંડ કરીને મેં શાલિભદ્રની બત્રીશ સ્ત્રીઓને આપી દીધા છે. તેઓએ પણ 'આ રત્નકંબળમાં શું શોભા છે !' એમ જાણી તેનો અનાદર કરીને જ્યારે સ્નાન કરીને તેઓ ઉઠી ત્યારે તે કટકાઓવડે પગ લુંછીને તેઓએ ફેંકી દીધા છે. આપ આવો અને જુઓ, નિર્માલ્ય કુઇમાં તે હજુ પણ પડેલા છે. હજુ પણ જો તેને અગ્નિમાં તપાવીએ, તો તે મળ રહિત શુદ્ધ થાય તેમ છે, પરંતુ નિર્માલ્યપણાને પામેલી–ભોગથી ઉતરેલી વસ્તુની હું મહારાજાને ભેટ કેમ કરી શકું ? જે ચીજ વાપરેલી ન હોય તેજ રાજા પાસે ધરાય, વાપરેલી વસ્તુ ધરવી તે યોગ્ય નથી; વળી પ્રણામપૂર્વક રાજા પાસે મેં કહેલી વિજ્ઞપ્તિ કરજો. અને બીજી જો કોઇ વસ્તુનો મહારાજાને ખપ હોય, તે ખુશીથી મંગાવે; બધી વસ્તુ મહારાજાનેજ આધીન છે.'

ભદ્રા શેઠાણીનાં મુખેથી પ્રસન્ન હૃદયની મધુર ભાષાની આ હકીકત સાંભળીને મંત્રી આનંદ પામ્યો. ત્યારબાદ ભદ્રાએ ઉત્તમ તાંબુળ વસ્ત્રાદિકવડે મંત્રીનું સન્માન કરી તથા શિષ્ટાચારપૂર્વક તેને પ્રસન્ન કરી વિસર્જન કર્યો.

પ્રધાને મહારાજા શ્રેણિક તથા મંત્રીશ્વર અભયકુમાર પાસે જઇને વિનયપૂર્વક બધી હકીકત નિવેદન કરી.

તે સાંભળીને રાજા અને અભયકુમાર વિસ્મિત થયા અને ચિત્તમાં ચમત્કાર પામ્યા. શ્રેણિક રાજા પોતાનાં મનમાં વિચારવા લાગ્યા; 'અહો ! કેવી અનિર્વચનીય પુણ્યની ગતિ છે ! પુણ્યપુણ્યમાં પણ મોટું અંતર છે. હું સ્વામી રાજા છું, આ મારા સેવક છે, પણ મારા ને તેના પુણ્યમાં મોટું અંતર છે; કારણ કે આ સેવક થઇને પણ એક

દિવસ માત્રમાં જે ભોગવી શકે છે, તે આખા વરસે પણ હું ભોગવવા સમર્થ નથી. મારે એક રત્નકંબળ લેતાં વિચાર થઇ પડતો હતો અને આ શ્રેષ્ઠીએ સોળે રત્નકંબળો ખરીદીને જીર્ણ વસ્ત્રની જેમ તેનાં પગલૂં-છણાં કરીને તે ફેંકી પણ દીધાં; પરંતુ એક વાતે હું પણ ધન્ય છું, કૃતાર્થ છું કે મારા રાજ્યમાં આવા અનુપમ ભોગપુણ્યને ભોગવનારા ભાગ્ય-શાળીઓ રહે છે, અને સુખ વિલાસ કરે છે, તેથી મારૂં જીવન સફલ છે, આવું ભોગેશ્વરપણું તો પૂર્વ જન્મમાં કરેલી શ્રી જિનમાર્ગને અનુસર-નારી શુદ્ધ તપશ્ચર્યા અને દાનાદિકના ફળરૂપ હોય છે, તેથી એવી આરાધના કરનારનાં હું દર્શન કરૂં, તે કેવો છે તેને જોઉં. અતિ-પુણ્યવંતનાં દર્શન કરવાથી પણ દિવસ સફળ થાય છે,'

આ પ્રમાણે વિચારીને મહારાજાએ અભયકુમારને કહ્યું; 'તું ભદ્રામાતાનાં ઘેર જા, અને મિષ્ટ વચનો વડે તેને આનંદિત કરીને સન્માનપૂર્વક બહુ પ્રયત્ન વડે, તેના પુત્ર શાલિભદ્રને સુખ ઉપજે તેવા સુખાસનમાં બેસાડીને દિવ્ય વાજિંત્ર આગળ વાગતાં હોય તેમ આડંબરપૂર્વક અહીં તેડી લાવ, કે જેથી પુણ્યશાલી એવા તેના હું દર્શન કરૂં' રાજાની આજ્ઞા થવાથી કેટલાક પરિવારને સાથે લઇને અભયકુમાર હર્ષપૂર્વક શાલિભદ્રનાં ઘેર ગયા.

સેવકોએ અભયકુમારનાં આવાગમનની હકીકત ભદ્રા શેઠાણીને જણાવી હતી. ભદ્રા પણ પોતાના આવાસની નજીકમાં તરત જ ઘણી સખીઓ તથા દાસીઓથી પરવરેલા પોતાના ઘરના આંગણાથી સો ડગલા સામા ગયા. ત્યાં જઇ અતિ આદરપૂર્વક લૂંછણા કરીને અભ-યકુમારને ઘરમાં તેડી ગયા.

પછી ભવ્ય આસન ઉપર બેસાડીને અદ્‌ભુત એવી જુદા જુદા દેશોમાં બનેલી વસ્તુઓ ભેટણામાં ધરી અને પુષ્પ, તાંબુલ, અત્તર વગેરેથી શિષ્ટાચાર દેખાડીને બે હાથ જોડી ભદ્રાએ કહ્યું; કે 'આજે

અમારો મહાન પુણ્યનો ઉદય થયો છે, આજનો દિવસ સુંદર છે, આજે અમારા મનોરથો પૂર્ણ થયા છે, કારણ કે આપ મહામંત્રીશ્વરે પોતે પોતાનાં ચરણોના સ્પર્શથી અમારું ઘર પાવન કર્યું છે. આપે આટલો શ્રમ શામાટે લીધો ? ત્યાં રાજદ્વારે રહીને જ આજ્ઞા કેમ ન કરી ?'

ભદ્રાના આવા વિનય, ઔચિત્ય તેમજ ભક્તિભાવ ભર્યા કથનને સાંભળીને અભયકુમારે કહ્યું; 'તમે કહ્યું તે સાચું, હું જાણું છું કે તમારા જેવા કુલીન પ્રજાજનોની તેજ રીત છે, પરંતુ મારે પણ મહારાજાનો આદેશ પ્રમાણે કરવાનો છે. મહા પ્રસન્ન ચિત્તવાળા મહારાજાએ મને કહ્યું છે કે, 'તું પરિવાર સહિત શાલિભદ્રને ઘેર જા, ત્યાં જઇને કુશળ સમાચાર પૂછીને અતિ આદર તથા પ્રયત્નપૂર્વક તેને અહીં તેડી લાવ, કે જેથી હું પુણ્યવંત એવા તે શાલિભદ્રનાં મુખને જોઉં.' આ પ્રમાણે રાજાનો આદેશ મળવાથી શાલિભદ્રને તેડવા માટે હું આવ્યો છું. તો શાલિભદ્રને આપ મારી સાથે મોકલો, કે જેથી અતિ ઉત્સુક એવા મહારાજાનો મનોરથ સફળ થાય. પ્રસન્ન થયેલા રાજા તેની મહત્તા વધારશે અને મોટી કૃપા દેખાડશે; વળી તેમ થવાથી સમગ્ર નગરમાં તમારાં ઘરની કીર્તિ અને પ્રતિષ્ઠામાં ઘણો વધારો થશે અને દુર્જનોનાં મુખ કાળાં થશે. હું અશ્વાદી સુખાસનમાં મારી સાથેજ તેને બેસાડીને લઇ જઇશ, અને રાજા તરફનું સન્માન અપાવીને હું જ અહીં લાવીશ, તેથી સત્વર મારી સાથે તેને મોકલો. બીજા ઘણા દ્રવ્યનો વ્યય કરે છે, વારંવાર આવીને પાછા જાય છે, પણ રાજાનાં દર્શન તેઓ મેળવી શકતા નથી. અમારા જેવાને વિજ્ઞપ્તિ કરે છે, તથાપિ કોઇકને જ મેળાપ થાય છે, અને કોઇને નથી પણ થતો. પુણ્યવંત એવા તમારા પુત્રને મળવા માટે તો ઊલટું મહારાજા અતિ આતુર છે, તેથી તેમાં તમારે કોઇ જાતની શંકા કરવા જેવું નથી.'

અભયકુમારે કહેલી આ વાત સાંભળીને ભદ્રાએ કહ્યું; 'આપે જે કહ્યું તે બરાબર સાચું જ છે. સંસારમાં રત્ન સમા મનાતા આપ

મંત્રીશ્વરનાં વચનમાં અશ્રદ્ધા શાની હોય? કોણ મૂર્ખ તેમાં વિકલ્પ કરે? હું પણ આપની કૃપાથી જાણું છું કે આ લોકમાં મહત્તા, પ્રતિષ્ઠા, માન, મોટાઇ, યશ, ખ્યાતિ, શોભા, સમૃદ્ધિ, સુખ, સૌભાગ્ય અને શત્રુનો જય તે સર્વમાં રાજાનું સન્માન તે અવશ્ય મુખ્ય કારણરૂપ છે. રાજ્યદ્વારમાં જવાથી સ્વભાવિક રીતે ઘણા વિઘ્નોનો નાશ થઇ જાય છે. કહ્યું છે કે.'

'રાજસભામાં જવું, અને રાજ સન્માનિત લોકોને મળવું તેમના મેળાપથી દ્રવ્ય નિષ્પત્તિ કદાચ ન થાય, તોપણ અનર્થોનો નાશ તો જરૂર થાય જ છે.'

અને જ્યારે મહારાજા સ્વયં કૃપા કરીને બોલાવે ત્યારે શું કહેવું? તે તો પરમ પુણ્યના ઉદયને સૂચવનાર અને સકળ ઇચ્છિત આપનાર થાય છે તે હું જાણું છું. પણ આ મારો શાલિભદ્ર રાજસભાનો વ્યવહાર જાણતો નથી. તે કોઇ દિવસ રાજસભામાં ગયો નથી. રાજસભામાં છત્રીશ રાજકુળનાં માણસો હોય છે, તેમાં આ શાલિભદ્ર જાણતો નથી કે પહેલાં કોને નમવું? પછી કોને નમવું? વળી રાજ-સભામાં આમ બોલાય, આમ ન બોલાય, અહીં ન બેસાય, તેવું કાંઇ પણ તે જાણતો નથી. વળી ત્યાં ઘણા ધનવંત શ્રેષ્ઠીઓ, ઘણા મંત્રીઓ ઘણા ઉત્તમ કુળોવાળા ક્ષત્રિયો બેઠા હોય છે, તેમાં આગળ બેઠેલા કોણ? પાછળ બેઠેલા કોણ? દક્ષિણ દિશામાં બેઠેલા કોણ? મોટા કોણ? નાના કોણ? તેમની વચ્ચે કેવી રાતે બેસવું? આ સર્વનો અભ્યાસ નહિ હોવાથી મારો શાલિભદ્ર તેવું કાંઇ જાણતો નથી, તેથી ત્યાં આવીને તે પ્રશંસનીય કેવી રીતે થાય? મહારાજાની કૃપાથી આજ સુધીમાં એક ઘડી માત્ર પણ પરતંત્રપણામાં તે રહેલો નથી. વળી રાજ્યદ્વારે આવવામાં જ એક હજાર કોશ જવામાં થાય તેટલો તેને પરિશ્રમ થશે, તેથી જો અમારા ઉપર મહારાજાની કૃપા હોય, તો સેવકની માનવૃદ્ધિ માટે તેઓ પોતેજ શ્રમ લઇને અહીં

પધારે અને પોતાનાં ચરણની રજ વડે અમારું ઘર પવિત્ર કરે. તેમ થશે તો જ અમારા બધા મનોરથો સંપૂર્ણ થશે, અને આ સેવક સર્વ શ્રેષ્ઠીઓમાં વિશેષ પ્રશંસનીય થશે. સ્વામીના માત્ર ચાર ઘડીના શ્રમ માત્રથી જ અમને બહુ સુખ પ્રાપ્ત થશે અને તેના માનની વૃદ્ધિ થશે. આ મેં વિનંતિ કરી છે તે આપની કૃપા વડે જ પાર પડશે; નહિ તો પાર નહિ પડે; કારણ કે રાજાઓ તો મંત્રીને જ આધીન હોય છે. આપના જેવા પરદુઃખભંજન કૃપાળુ સજ્જનો તો પરની ઇચ્છાનુસાર જ વર્તે છે. આ મહાન નગરમાં સર્વ પુરુષો મધ્યે હાલ બે જ પુરુષો ઉત્તમ છે, એક મારા જમાઇ અને આપના ભગીનીપતિ ધન્યકુમાર અને બીજા આપ, કે જેઓ પારકા મનોરથોને પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ જેવા છો તેથી જો આપ કૃપા કરીને 'આ કરવા યોગ્ય જ છે' એટલું હૃદયમાં ધારણ કરશો, તોજ તે કાર્ય થશે, નહિ તો થશે નહિ. અમારા જેવાનાં ઘેર મહારાજનાં આગમનનો સંભવ ક્યાંથી હોય ? તેથી અમારા ઘરની પ્રતિષ્ઠા પણ તમારે જ આધીન છે, પછી જેમ ઠીક પડે તેમ કરો."

આ પ્રમાણે ભદ્રાનાં વચનો સાંભળીને અભયકુમારે કહ્યું: 'તમે જે કહ્યું તે સત્ય છે. તમારો મનોરથ પૂર્ણ કરવામાં હું વિલંબ કરીશ એવી બિલકુલ અશ્રદ્ધા કરશો નહિ; કારણ કે તમારી સાથે અમારે ઘણો સંબંધ છે. પહેલાં તો આપણે બન્ને શ્રી જિનેશ્વરનાં ચરણના ઉપાસક છીએ. શાલિભદ્રની બ્હેન અને મારી બ્હેન એક જ ઘેર પરણેલ છે તે બીજો સંબંધ છે. વળી ત્રીજો સંબંધ એ છે કે મહારાજા ને ગોભદ્ર શ્રેષ્ઠી પરમપ્રિય મિત્ર હતા. તેથી તમારાં ઘર ઉપર તો મહારાજાની પ્રથમથીજ કૃપા છે, વળી તમારું કાર્ય તે હું મારું જ જાણું છું. તેમાં જરાપણ આંતરો હું ગણતો નથી; પરંતુ જો હું એકદમજ જઇને ત્યાં વિજ્ઞપ્તિ કરીશ તો સભામાં કેટલાક નાદાન લોકો પણ હોય છે તેઓ એમ બોલશે કે, 'મંત્રીને કોઈ પ્રકારે

ભદ્રાએ વશ કર્યા જણાય છે, તેથી તેને ઘેર જવાની તે પ્રેરણા કરે છે, તેના ઘરનો કોઇ પ્રધાન માણસ તો કહેવા માટે પણ આવ્યો નથી, વળી કોઈ વાચાળ બોલશે કે, 'મહારાજાની આજ્ઞાનું પાલન આવું થાય છે કે? તેમની આજ્ઞા સાંભળીને તે તો ઇચ્છાપૂર્વક અહીં આવ્યા નહિ, પણ ઊલટું રાજાને ત્યાં બોલાવે છે! જો રાજા પોતે ત્યાં જશે, તો પછી મહારાજાની મહત્તા ક્યાં રહેશે?' વળી કોઇ બોલશે કે 'જો મહારાજા થઇને વાણિયાને ઘેર જશે, તો પછી અમારાં જેવાનાં ઘેર તેઓ કેમ નહિ આવે? અને પ્રત્યેકને ઘેર જવાથી રાજાની હલકાઈ દેખાશે.' આ પ્રમાણે જુદા જુદા લોકોની જુદી જુદી વાણી સાંભળવાથી જો કે રાજાની તમારી ઉપર મોટી કૃપા છે તોપણ કોને ખબર પડે કે શું થશે? રાજાઓનાં મન ક્ષણ-સ્થાયી અને અસ્થિર હોય છે, તેથી કદાચ તેમનાં મનમાં જુદો ખ્યાલ આવી જાય તો મારૂં કથન સિદ્ધ થાય અગર ન પણ થાય. તેથી જો ધાર્યા પ્રમાણેજ કરવાની ઈચ્છા હોય તો મારી સાથે સુખાસનમાં બેસીને તમેજ રાજા પાસે ચાલો. ત્યાં આવીને જેવી રીતે મારી પાસે વિજ્ઞપ્તિ કરી છે તેવીજ રીતે તેમની પાસે પણ કરજો. તે વખતે હું તમારાથી જુદો પડીને અવસર યોગ્ય કથનવડે તમારૂં કાર્ય કરી આપીશ. ધન્યકુમાર પણ ત્યાંજ બેઠેલા હશે, તે પણ તે કાર્યમાં પ્રેરણા કરનાર થશે. ત્યાં આવવાથી તમારૂં કાર્ય અવશ્ય સિદ્ધ થશે એમજ જાણજો.'

## ૨૧ : મહારાજા શ્રેણિક શાલિભદ્રને ત્યાં :

મંત્રીશ્વર અભયકુમારનાં વચનો સાંભળીને, અતિ અદ્ભુત ભેટણું સાથે લઇને ભદ્રા સુખાસનમાં બેસી સાથે ઘણા દાસ દાસીઓને લઇ અભયકુમારની સાથે રાજ્યદ્વારે ગયા.

જેવા સુખાસનમાંથી ઉતરીને સભામાં તે પ્રવેશ કરતા હતા તેટલામાં તો અભયકુમારે આગળ થઇને મહારાજાને કહ્યું. 'સ્વામિન્! શાલિભદ્રની માતા વિજ્ઞપ્તિ કરવાને આવે છે. તે સ્વામીએ સ્વીકારવી.'

પછી ભદ્રા રાજા પાસે આવ્યા, અને ભેટણું ધરીને પ્રણામ કરી ઉભા રહ્યા.

રાજાએ આદરપૂર્વક હાથની સંજ્ઞાથી ભદ્રા શેઠાણીને બેસવા માટે ઉચિત સ્થાન દેખાડીને કહ્યું; "ભાગ્યવંત શેઠાણી! તમે ભલે આવ્યા, લીલાપતિ એવો તમારો પુત્ર ક્ષેમકુશળ છે ને?

ભદ્રાએ કહ્યુ; સ્વામીની કૃપા વડે જ સુખ અને ભોગેંદ્રપણું મેળવી શકાય છે. જેના ઉપર આપ સ્વામીની મીઠી દૃષ્ટિ થાય તેનું અશુભ કરવાને કોણ સમર્થ છે? વળી જેના ઉપર આપની સંપૂર્ણ કૃપા દૃષ્ટિ થાય તેને ઐહિક સુખવિલાસ પ્રાપ્ત થાય તેમાં શું આશ્ચર્ય! તેને કોણ વિઘ્ન કરનાર થાય?

ફરીથી રાજાએ પૂછ્યું; ' ભદ્રા ! તેડાવ્યા છતાં તમારો લીલાપતિ પુત્ર કેમ ન આવ્યો ?

ભદ્રાએ કહ્યું; ' મહારાજ ! જન્મથી આજ સુધી આપની કૃપાથી તેણે લીલાપતિપણું જ કર્યું છે. તે ક્રીડા કરવાનું જ માત્ર જાણે છે, બીજું કાંઈ જાણતો નથી, તેનાં સ્વરૂપનું સર્વ રહસ્ય બુદ્ધિનિધાન અભયકુમાર મંત્રીશ્વર પાસે મેં કહી દીધેલું છે. હવે સ્વામીની કૃપા તો અમારી ઉપર છે જ, પણ વિશેષ કૃપા કરીને આપ અમારાં ભવનમાં પધારો અને સેવકને પવિત્ર કરો. જ્યારે સ્વામીની સંપૂર્ણ કૃપા થાય છે, ત્યારે કાંઈ વિચારવાનું રહેતુંજ નથી. આપના જેવા મહાન પુરૂષો હોય છે તે પારકાના મનોરથ પૂર્ણ કરવા સિવાય બીજો કાંઈ વિચાર કરતા જ નથી. અમારા જેવા પરમાણુ તુલ્ય સેવકના મનોરથ પૂર્ણ થવાથી આપના જેવાની ગુરૂતામાં ઘણી વૃદ્ધિ થશે, કાંઈ પણ હાનિ થશે નહિ. ' અહો ! આનું કૃપાળુપણું ! અહો ! આની સરલતા ! અહો ! આનું પ્રજાનું લાલનપાલન ! ' આ પ્રમાણે અનેક યુગ સુધી આપની કીર્તિ સ્થિર થશે; તેથી કૃપા કરીને મારી વિનંતિ સ્વીકારો આપનાં ચરણની સ્થાપનાવડે મારૂં ભવન આપને જેમ સુખ ઉપજે તેવી રીતે પાવન કરો. આપના અમારા ઘેર પધારવાથી આપના સેવક લીલીપતિને યથાર્થ ફળની પ્રાપ્તિ થશે. તેને અહીં આવતાં હજારો કોશનો પંથ કરવાના શ્રમતુલ્ય શ્રમ થશે, પછી તો આપની ઇચ્છા પ્રમાણે છે. આપની આજ્ઞા કોણ માનતું નથી ? આપ જેમ સુખ ઉપજે તેમ કરો. અમારે તો આપની આજ્ઞા શિરોમાન્ય છે.'

આ પ્રમાણે ભદ્રાનાં વચનોને સાંભળીને રાજાએ અભયની સામે જોયું.

તે જોઇને અભયકુમાર બોલ્યા; ' પ્રજાપાલનમાં તત્પર એવા આપના જેવાએ તેમનાં ઘેર જવું યુક્તાજ છે, તેમાં કાંઈ લઘુતા નથી.

## ૨૧ : મહારાજા શ્રેણિક શાલિભદ્રને ત્યાં :

મંત્રીશ્વર અભયકુમારનાં વચનો સાંભળીને, અતિ અદ્‌ભુત ભેટણું સાથે લઇને ભદ્રા સુખાસનમાં બેસી સાથે ઘણા દાસ દાસીઓને લઇ અભયકુમારની સાથે રાજ્યદ્વારે ગયા.

જેવા સુખાસનમાંથી ઉતરીને સભામાં તે પ્રવેશ કરતા હતા તેટલામા તો અભયકુમારે આગળ થઇને મહારાજાને કહ્યું, 'સ્વામિન્ ! શાલિભદ્રની માતા વિજ્ઞપ્તિ કરવાને આવે છે. તે સ્વામીએ સ્વીકારવી.'

પછી ભદ્રા રાજા પાસે આવ્યા, અને ભેટણું ધરીને પ્રણામ કરી ઉભા રહ્યા.

રાજાએ આદરપૂર્વક હાથની સંજ્ઞાથી ભદ્રા શેઠાણીને બેસવા માટે ઉચિત સ્થાન દેખાડીને કહ્યું; "ભાગ્યવંત શેઠાણી ! તમે ભલે આવ્યા, લીલાપતિ એવો તમારો પુત્ર ક્ષેમકુશળ છે ને ?

ભદ્રાએ કહ્યું; સ્વામીની કૃપા વડે જ સુખ અને ભોગેંદ્રપણું મેળવી શકાય છે. જેના ઉપર આપ સ્વામીની મીઠી દૃષ્ટિ થાય તેનું અશુભ કરવાને કોણ સમર્થ છે ? વળી જેના ઉપર આપની સંપૂર્ણ કૃપા દૃષ્ટિ થાય તેને ઐહિક સુખવિલાસ પ્રાપ્ત થાય તેમાં શું આશ્ચર્ય ! તેને કોણ વિઘ્ન કરનાર થાય ?

ફરીથી રાજાએ પૂછ્યું; 'ભદ્રા ! તેડાવ્યા છતાં તમારો લીલાપતિ પુત્ર કેમ ન આવ્યો ?

ભદ્રાએ કહ્યું; 'મહારાજ ! જન્મથી આજ સુધી આપની કૃપાથી તેણે લીલાપતિપણું જ કર્યું છે. તે ક્રીડા કરવાનું જ માત્ર જાણે છે, બીજું કાંઈ જાણતો નથી, તેનાં સ્વરૂપનું સર્વ રહસ્ય બુદ્ધિનિધાન અભયકુમાર મંત્રીશ્વર પાસે મેં કહી દીધેલું છે. હવે સ્વામીની કૃપા તો અમારી ઉપર છે જ, પણ વિશેષ કૃપા કરીને આપ અમારાં ભવનમાં પધારો અને સેવકને પવિત્ર કરો. જ્યારે સ્વામીની સંપૂર્ણ કૃપા થાય છે, ત્યારે કાંઈ વિચારવાનું રહેતુંજ નથી. આપના જેવા મહાન પુરૂષો હોય છે તે પારકાના મનોરથ પૂર્ણ કરવા સિવાય બીજો કાંઈ વિચાર કરતા જ નથી. અમારા જેવા પરમાણુ તુલ્ય સેવકના મનોરથ પૂર્ણ થવાથી આપના જેવાની ગુરૂતામાં ઘણી વૃદ્ધિ થશે, કાંઈ પણ હાનિ થશે નહિ. 'અહો ! આનું કૃપાળુપણું ! અહો ! આની સરલતા ! અહો ! આનું પ્રજાનું લાલનપાલન !' આ પ્રમાણે અનેક યુગ સુધી આપની કીર્તિ સ્થિર થશે; તેથી કૃપા કરીને મારી વિનંતિ સ્વીકારો આપનાં ચરણની સ્થાપનાવડે મારૂં ભવન આપને જેમ સુખ ઉપજે તેવી રીતે પાવન કરો. આપના અમારાં ઘેર પધારવાથી આપના સેવક લીલીપતિને યથાર્થ ફળની પ્રાપ્તિ થશે. તેને અહીં આવતાં હજારો કોશનો પંથ કરવાના શ્રમતુલ્ય શ્રમ થશે, પછી તો આપની ઇચ્છા પ્રમાણે છે. આપની આજ્ઞા કોણ માનતું નથી ? આપ જેમ સુખ ઉપજે તેમ કરો. અમારે તો આપની આજ્ઞા શિરોમાન્ય છે.'

આ પ્રમાણે ભદ્રાનાં વચનોને સાંભળીને રાજાએ અભયની સામે જોયું.

તે જોઇને અભયકુમાર બોલ્યા; 'પ્રજાપાલનમાં તત્પર એવા આપના જેવાએ તેમનાં ઘેર જવું યુક્તજ છે, તેમાં કાંઈ લઘુતા નથી.

આપ ત્યાં પધારશો તો તેમના મનોરથ પૂર્ણ થશે, તેઓને અનિર્વચનીય આનંદ થશે અને લોકોમાં પ્રજાવત્સલપણાની આપની કીર્તિનો ઘણો પ્રભાવ ફેલાશે. પછી તો આપને જેમ રૂચે તેમ કરો.'

તે વખતે ધન્યકુમારે પણ અભયકુમારનાં વચનને ટેકો આપ્યો ને કહ્યું કે, 'મહારાજ! મંત્રીશ્વર બરાબર કહે છે. આપ ત્યાં જશો તો પ્રજાનું વાત્સલ્ય કરવાથી આપની કીર્તિમાં ઘણી વૃદ્ધિ થશે.'

આમ સાંભળીને મહારાજા શ્રેણિક તે અવસરે ભદ્રાને કહ્યું; 'ભદ્રા માતા! તમે સુખેથી ઘેર જાઓ, અમે તમારાં ભવનમાં આવીશું.'

આવાં મહારાજાનાં વચનો સાંભળીને હર્ષપૂર્વક સુવર્ણ તથા રત્નો વડે રાજાનું લુંછણું કરી સુખાસનમાં બેસીને ભદ્રા ઘેર ગયા.

પોતાના મુખ્ય-મુખ્ય પુરૂષોને બોલાવીને ભદ્રાએ આજ્ઞા કરી; 'આપણાં ઘરથી રાજ્યદ્વાર સુધીના માર્ગમાંથી કચરો સાફ કરાવી નાંખો, સુગંધી જળ છંટાવો, વિચિત્ર પુષ્પાદિક પથરાવીને રસ્તાઓ મનોહર કરો, ત્રિપથ, ચતુષ્પથ તથા મહામંડપને ધ્વજા, પતાકા ને તોરણાદિક વડે અતિ રમણીય બનાવો, માર્ગમાં રહેલી દુકાનની શ્રેણીઓને સુવર્ણના કસબી વસ્ત્રોવડે અલંકૃત કરો! સ્થળે સ્થળે કૃષ્ણાગરૂ, મૃગમદ, અંબર વગેરેથી ધુપની શ્રેણીઓ કરીને આખો રસ્તો સુગંધવાસિત કરો, વળી સ્થાને સ્થાને રાજરસ્તા પરની દુકાનો ઉપર ફૂલનાં લાંબાં તોરણો બંધાવો.'

ભદ્રા શેઠાણીનો ઉપરોક્ત આદેશ થવાથી તેઓ તે પ્રમાણે કરવા પ્રવર્ત્યા, તેટલામાં તો પુત્રના મોહથી શાલિભદ્ર પર સદા મમત્વ રાખનાર ગોભદ્રશેઠે પોતાની દિવ્ય શક્તિથી જ ભૂમિ ઉપર રહેલ રાજગૃહ નગરને સ્વર્ગના નગરતુલ્ય એવું બનાવી દીધું કે બધા લોકો ઘણા દિવસ સુધી જુએ તોપણ તૃપ્તિ પામે નહિ.

પછી રાજા શ્રેણિક મંત્રી અભય અને અન્ય માનનીય પ્રધાનો

### મહારાજા શ્રેણિક શાલિભદ્રને ત્યાં :

તથા રાજ્યના માનનીય સામંતો તેમજ મોટી સેનાથી પરિવરેલા, ગીત વાજિંત્રના નાદ તથા બંદિજનોની બિરૂદાવળી વગેરેના આડંબર સહિત રાજ્યદ્વારથી નીકળ્યા, અને માર્ગમાં કરેલી નગરશોભા જોવા લાગ્યા.

એ શોભા જોઇને તેઓ ચિત્તમાં અતિશય ચમત્કાર પામ્યા અને સંભ્રમપૂર્વક પાસે રહેલાને પૂછવા લાગ્યા; 'અહો ! આવું અતિશય સુંદર નગર કોણે બનાવ્યું ?'

તે સાંભળીને પ્રતિહારી પુરૂષો બોલ્યા; 'આપ સ્વામીને પોતાનાં ઘેર આવવાનું નિમંત્રણ કરેલું હોવાથી ભદ્રા શેઠાણીએ આ પ્રમાણે કરાવ્યું છે. આમાં કાંઇ નવાઇ જેવું નથી. હજુ આગળ તો ન વર્ણવી શકાય તેવી રચના કરેલી છે, તે તો જુએ તેજ જાણે તેમ છે. મોઢેથી તેનું વર્ણન થઇ શકે તેમ નથી.'

રાજા શ્રેણિક આ સર્વે હકીકત સાંભળીને અતિશય વિસ્મય પામ્યા અને બોલ્યા; 'આટલા ટુંક સમયમાં કોણ આ પ્રમાણે કરી શકે ? આ તો દૈવી શક્તિ જ દેખાય છે.'

પછી જેમ જેમ તેઓ આગળ ચાલવા લાગ્યા તેમ તેમ પૂર્વે નહિ જોયેલી, અનિર્વચનીય નગરની તેમજ નગરના રાજમાર્ગોની શોભા તેઓ જોવા લાગ્યા.

ક્ષણે ક્ષણે સૈન્યના લોકો અને પૌરજનો અતિ અદ્ભુત રચના દેખવાના કૌતુકથી ચિત્ત ખીંચાઇ જવાને લીધે આશ્ચર્યમાં નિમગ્ન થયેલા સ્તંભિત થયા હોય તેમ આગળ ચાલવાને સમર્થ થતા નહોતા.

જ્યારે કોઇ આવીને પ્રેરતું કે, 'ચાલો, ચાલો, આગળ આથી પણ વિશેષ રમણિકતા છે.'' ત્યારે તેઓ આગળ ચાલતા હતા. આગળ ચાલતાં ચિત્તમાં અતિ ચમત્કાર ઉપજાવે તેવી રચના જોતા ત્યારે અનિમેષ દૃષ્ટિ થઇ જવાથી તેઓ મનુષ્યો છતાં દેવતા જેવા લાગતા હતા.

હસ્તિના સ્કંધ ઉપર બેઠેલ રાજા પણ આમ તેમ જોતા હતા. અને સર્વ સ્થાને નિરૂપમ અને પૂર્વે નહિ જોયેલી કે નહિ સાંભળેલી રચના જોઇને ચિત્તમાં અત્યંત આશ્ચર્યને ધારણ કરતા આગળ ચાલતા હતા. વળી જ્યારે એક બાજુની રચના તેઓ જોતા, ત્યારે બીજી બાજુની જોયા વગર રહી જતી, ત્યારે પાસે રહેલ સેવક કહેતા કે, 'મહારાજ ! આ બાજુ તો જુઓ, અહીં બહુ જોવા જેવું છે." તે સાંભળીને વાંકું મોઢું કરીને રાજા તે બાજુ જોતા, ત્યારે સેવક કહેતા;

"મહારાજ ! આ આગળ રહેલું કૌતુક તો જુઓ."

ત્યારે વળી રાજા આગ્રહથી દૃષ્ટિને સીધી કરીને આગળ જોતા હતા.

આ પ્રમાણે ક્ષણે ક્ષણે ગોભદ્રદેવે કરેલી શોભા જોતા, વારંવાર આશ્ચર્યમાં નિમગ્ન થતા અને ઉંચા ચક્ષુ કરીને આમ તેમ નિહાળતાં સર્વ વિભ્રમમાં પડી જતા હતા.

'આ કેવી રીતે બનાવ્યું હશે ?' તેની પગલે પગલે શંકા કરતા વળી આગળ નવું આશ્ચર્ય જોતા ત્યારે તે કરતાં પણ વિશેષ બુદ્ધિ વાપરીને વિચાર કરતા, પણ તેઓ કાંઈ રહસ્ય મેળવી શકતા નહોતા. આ પ્રમાણેનો વૈભવ જોતાં રાજાને વિચાર આવતો કે, 'શું આ સત્ય છે કે શું આ સ્વપ્ન છે? કે શું આ ઇંદ્રજાળ છે? આવી આશ્ચર્યકારી વસ્તુઓ કોણે બનાવી હશે? કેવી રીતે બનાવી હશે ? કેટલો દ્રવ્યવ્યય થયો હશે? આશ્રય વિના તે રહી કેમ શકતી હશે? અહો ! પુદ્ગળની વિચિત્રતા પણ કેવી છે? જિનેશ્વર દેવનાં સિદ્ધાંત સિવાય આનું રહસ્ય કોણ જાણી શકે તેમ છે ? તેથી જિન વચન જ સત્ય છે. કારણ કે આગમમાં કહ્યું છે કે, 'જીવોની ગતિની વિચિત્રતા, પુદ્ગળના પર્યાયોના આવિર્ભાવ તથા તિરોભાવ સંબંધી વિચિત્રતા. અને કર્મનાં બંધ તથા ઉદયની વિચિત્રતા; આ સર્વ વિચિત્રતાનું રહસ્ય જિનેશ્વર

અગર જિનેશ્વરના આગમોજ જાણે છે, બીજું કોઈ જાણતું નથી, તેથી ખરેખર તેજ સત્ય છે."

આ પ્રમાણે વિચારતા અને સ્થાને સ્થાને નવી નવી રચનાઓ, મંડપો, તથા પૂતળીઓથી કરાતાં નૃત્યાદિ મહા આશ્ચર્યો જોતા 'શું આ સચેતન દેવીનું રૂપ છે કે અચેતન દેવીનું રૂપ છે ?' તેમ વારંવાર વિચારતા, વારંવાર જિનેશ્વરના માર્ગ અને જ્ઞાનને સત્યપણે સદ્દહતા મગધેશ્વર મહારાજા શ્રેણિક આનંદ પામતા હતા.

'જો હું આ શ્રેષ્ઠીને ઘેર ન આવ્યો હોત તો આવાં વિચિત્ર અને કોઇ વખતે નહિ જોયેલા અને નહિ સાંભળેલા કૌતુકો કયાંથી જોવા મળતં?' આ પ્રમાણે અનંદપૂર્વક કલ્પના કરતાં પરિવાર સહિત શ્રેણિક મહારાજા ઉત્તમ દૈવી શોભાથી શોભતાં શાલિભદ્રનાં મહેલે પહોંચ્યા. ત્યાં પહેલા દ્વારમાં પ્રવેશ કરતાં લીલાં રત્નનાં દળોથી શોભતા સુવર્ણકળશોથી કાંતિવાળા થયેલા, અનેક ઉત્તમ રત્નો જેમાં આંતરે આંતરે ટાંગ્યા હતાં તેવાં ત્રણ તોરણો રાજાએ દીઠા.

મગધેશ્વર શાલિભદ્રના 'ભવનમાં પ્રવેશ કરીને આગળ જતા હતા તે વખતે પાણીનો ભ્રમ કરાવતું સ્ફટિક રત્નથી બનાવેલું ભૂમિતળ જોઇને કેટલાક ભોળા માણસો પાણીના ભ્રમથી વસ્ત્ર સંકોરવા લાગ્યા, ત્યારે બુદ્ધિમાન અભયકુમારે પોતાની નિપુણતા દેખાડવા માટે તથા અજ્ઞાનતાનું હાસ્ય નિવારવા માટે હાથમાંથી સોપારી નીચે નાખી, તે સોપારી ભૂમિ ઉપર પડી તેનો શબ્દ થતાંજ 'આ સ્ફાટિક રત્નનું ભૂમિતળ છે' તેમ ખાત્રી થવાથી તેઓ તેના ઉપર થઇને આગળ ચાલ્યા.

આગળ દિવ્ય એવા મણિનિર્મિત સ્તંભોવાળું અતિ સુંદર સ્થાન જોઇને રાજા ચિત્તમાં ચમત્કાર પામ્યા, અને ત્યાં તેઓ બેસવા જાય છે તેવામાં તેમનો તેવો આશય ઇંગિતાકારથી જાણીને પ્રણામ કરીને

હસ્તિના સ્કંધ ઉપર બેઠેલ રાજા પણ આમ તેમ જોતા હતા, અને સર્વ સ્થાને નિરૂપમ અને પૂર્વે નહિ જોયેલી કે નહિ સાંભળેલી રચના જોઇને ચિત્તમાં અત્યંત આશ્ચર્યને ધારણ કરતા આગળ ચાલતા હતા. વળી જ્યારે એક બાજુની રચના તેઓ જોતા, ત્યારે બીજી બાજુની જોયા વગર રહી જતી, ત્યારે પાસે રહેલ સેવક કહેતા કે, 'મહારાજ ! આ બાજુ તો જુઓ, અહીં બહુ જોવા જેવું છે." તે સાંભળીને વાંકું મોઢું કરીને રાજા તે બાજુ જોતા, ત્યારે સેવક કહેતો;

"મહારાજ ! આ આગળ રહેલું કૌતુક તો જુઓ."

ત્યારે વળી રાજા આગ્રહથી દૃષ્ટિને સીધી કરીને આગળ જોતા હતા.

આ પ્રમાણે ક્ષણે ક્ષણે ગોભદ્રદેવે કરેલી શોભા જોતા, વારંવાર આશ્ચર્યમાં નિમગ્ન થતા અને ઉંચા ચક્ષુ કરીને આમ તેમ નિહાળતાં સર્વ વિભ્રમમાં પડી જતા હતા.

'આ કેવી રીતે બનાવ્યું હશે ?' તેની પગલે પગલે શંકા કરતા વળી આગળ નવું આશ્ચર્ય જોતા ત્યારે તે કરતાં પણ વિશેષ બુદ્ધિ વાપરીને વિચાર કરતા. પણ તેઓ કાંઈ રહસ્ય મેળવી શકતા નહોતા. આ પ્રમાણેનો વૈભવ જોતાં રાજાને વિચાર આવતો કે, 'શું આ સત્ય છે કે શું આ સ્વપ્ન છે ? કે શું આ ઇંદ્રજાળ છે ? આવી આશ્ચર્યકારી વસ્તુઓ કોણે બનાવી હશે ? કેવી રીતે બનાવી હશે ? કેટલો દ્રવ્યવ્યય થયો હશે ? આશ્રય વિના તે રહી કેમ શકતી હશે ? અહો ! પુદ્ગળની વિચિત્રતા પણ કેવી છે ? જિનેશ્વર દેવનાં સિદ્ધાંત સિવાય આનું રહસ્ય કોણ જાણી શકે તેમ છે ? તેથી જિન વચન જ સત્ય છે, કારણ કે આગમમાં કહ્યું છે કે, 'જીવોની ગતિની વિચિત્રતા, પુદ્ગળના પર્યાયોના આવિર્ભાવ તથા તિરોભાવ સંબંધી વિચિત્રતા. અને કર્મનાં બંધ તથા ઉદયની વિચિત્રતા; આ સર્વ વિચિત્રતાનું રહસ્ય જિનેશ્વર

અગર જિનેશ્વરના આગમોજ જાણે છે, બીજું કોઈ જાણતું નથી, તેથી ખરેખર તેજ સત્ય છે."

આ પ્રમાણે વિચારતા અને સ્થાને સ્થાને નવી નવી રચનાઓ, મંડપો, તથા પૂતળીઓથી કરાતાં નૃત્યાદિ મહા આશ્ચર્યો જોતા 'શું આ સચેતન દેવીનું રૂપ છે કે અચેતન દેવીનું રૂપ છે?' તેમ વારંવાર વિચારતા, વારંવાર જિનેશ્વરના માર્ગ અને જ્ઞાનને સત્યપણે સદ્દહતા મગધેશ્વર મહારાજા શ્રેણિક આનંદ પામતા હતા.

'જો હું આ શ્રેષ્ઠીને ઘેર ન આવ્યો હોત તો આવા વિચિત્ર અને કોઇ વખતે નહિ જોયેલા અને નહિ સાંભળેલા કૌતુકો કયાંથી જોવા મળત?' આ પ્રમાણે અનંદપૂર્વક કલ્પના કરતાં પરિવાર સહિત શ્રેણિક મહારાજા ઉત્તમ દૈવી શોભાથી શોભતાં શાલિભદ્રનાં મહેલે પહોંચ્યા. ત્યાં પહેલા દ્વારમાં પ્રવેશ કરતાં લીલાં રત્નનાં દળોથી શોભતા સુવર્ણકળશોથી કાંતિવાળા થયેલા, અનેક ઉત્તમ રત્નો જેમાં આંતરે આંતરે ટાંગ્યા હતાં તેવાં ત્રણ તોરણો રાજાએ દીઠા.

મગધેશ્વર શાલિભદ્રના 'ભવનમાં પ્રવેશ કરીને આગળ જતા હતા તે વખતે પાણીનો ભ્રમ કરાવતું સ્ફટિક રત્નથી બનાવેલું ભૂમિતળ જોઇને કેટલાક ભોળા માણસો પાણીના ભ્રમથી વસ્ત્ર સંકોરવા લાગ્યા, ત્યારે બુદ્ધિમાન અભયકુમારે પોતાની નિપુણતા દેખાડવા માટે તથા અજ્ઞાનતાનું હાસ્ય નિવારવા માટે હાથમાંથી સોપારી નીચે નાખી, તે સોપારી ભૂમિ ઉપર પડી તેનો શબ્દ થતાંજ 'આ સ્ફાટિક રત્નનું ભૂમિતળ છે' તેમ ખાત્રી થવાથી તેઓ તેના ઉપર થઇને આગળ ચાલ્યા.

આગળ દિવ્ય એવા મણિનિર્મિત સ્તંભોવાળું અતિ સુંદર સ્થાન જોઇને રાજા ચિત્તમાં ચમત્કાર પામ્યા, અને ત્યાં તેઓ બેસવા જાય છે તેવામાં તેમનો તેવો આશય ઇંગિતાકારથી જાણીને પ્રણામ કરીને

ભદ્રા શેઠાણી કુળવધૂઓ સહિત મણિ તથા મુક્તાફળથી તેમને વધાવી અને મહામૂલ્ય લક્ષાધિક સુવર્ણ તથા રત્નોથી તેમનું લુંછણું કરીને વિજ્ઞપ્તિ કરવા લાગ્યા; 'મહારાજ ! ઉપરનો માળ પવિત્ર કરો. આ સ્વામીને બેસવા લાયક સ્થળ નથી. આ તો દ્વારપાળને બેસવાનું તથા પશુઓને બાંધવાનું સ્થાન છે."

તે સાંભળીને રાજા વિચારવા લાગ્યા; 'અહો ! પુણ્યપ્રકૃતિમાં કેવો ભેદ છે ? આવું સુંદર તો મારૂં શયનાલય પણ નથી ! શુદ્ધ આશય તથા બહુમાન યુક્ત સત્પાત્ર દાનાદિ ધર્મ સેવવાનું આ ફળ છે. પાપપુણ્યના વિચિત્ર ભેદો જિનેશ્વરે કહેલા છે, તેથી તેમનું વચન જ સત્ય છે."

આ વિચારી શુધ્ધ ઉપયોગવાળા થઈને નિસરણીવડે રાજા ઉપરના માળે પરિવાર સહિત ચઢ્યા.

તે માળ વિવિધ પ્રકારના રત્નોથી જડેલા ગોખોવાળો, મોતીઓથી ગુંથેલી જાળીઓવાળો સ્થાને સ્થાને સુગંધી ધૂપાદિકથી વાસિત, વિવિધ પ્રકારના વાજિંત્રોથી ગાજી રહેલો અને બહુ જોવા લાયક હતો.

ત્યાં આવ્યા એટલે ફરી ભદ્રાએ વિજ્ઞપ્તિ કરી; 'આપ મહારાજાએ તો કૃપા કરીને હજુ ઉપરના માળે પધારવું, આ સ્થાન દાસી, દાસ, સિપાઇ, તલવાર, ભાલા વગેરે આયુધો રાખનારાઓ અને વાજિંત્રો વગાડનારાઓ માટે છે. આ સ્થાન સ્વામીને બેસવા લાયક નથી."

આથી મગધેશ્વર ચિત્તમાં અતિશય ચમત્કાર પામીને વિચારવા લાગ્યા; "અહો ! આનો પુણ્યવિલાસ તો જુઓ ! મારા સ્થાનથી પણ અધિક સુંદર દાસી વગેરેને બેસવાનું સ્થાન છે. અહો ! આ બધો અતિ આદરપૂર્વક આપેલ સત્પાત્ર દાનાદિકનો જ ચમત્કાર છે."

આમ વિચારતાં મહારાજા ત્રીજે માળે પધાર્યાં.

તે સ્થાનનું ભૂમિતળ જુદા જુદા દેશમાં બનેલ રેશમી વસ્રો વગેરેથી ચંદ્રના ઉદય સમયે સંધ્યાના રંગની જેવું અતિ રમ્ય, મનો. હર, સ્ફટિક વગેરેના વિવિધ તેજથી શોભતું અતિ સુંદર અને ઘણું દેદીપ્યમાન હતું.

તે જોઇને રાજાને ત્યાં બેસવાની ઇચ્છા થઇ, તે જાણીને ભદ્રાએ કહ્યું; "સ્વામિન્ ! આપ ચોથે માળ પધારો. આ સ્થાન સ્વામીને બેસવા યોગ્ય નથી. આતો વ્યાપારીઓ, મુનિમો, ગ્રાહકો તથા નોકરોને બેસવાનું સ્થાન છે."

તે સાંભળીને રાજા વિચારવા લાગ્યા; "અહો ! કેવું આનું પુણ્યબળ ? હું રાજા છું, આ મારી પ્રજા છે, પણ બંનેના પુણ્યમાં મોટું અંતર છે. આમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. પૂર્વે કરેલ વિશેષ ભાવયુકત દાનાદિકનું વિશેષ ફળ શ્રી જિનેશ્વરોએ અપૂર્વ કહેલું છે તે સત્યજ છે."

આ પ્રમાણે વિચારીને રાજા ચોથે માળે ચઢયા.

તે સ્થળ રત્નોથી બનાવેલ અતિ સુંદર સ્તંભોની શ્રેણીથી શોભતું, આસપાસની ભીંતો ઉપર જડેલ રત્નના સમૂહનું અરસપરસ પ્રતિબિંબ પડવાથી માર્ગની ભ્રાંતિ કરાવનાર, અને સ્થાને સ્થાને બાવનાચંદન, અગર, કસ્તુરી અંબર વગેરેથી અતિશય સુગંધિત હોવાને લીધે ઘ્રાણેંદ્રિયને પ્રસન્ન કરનાર હતું.

તે સ્થાન જોઇને સર્વે માણસો વારંવાર મસ્તક ધૂણાવવા લાગ્યા.

વળી મંદારના પુષ્પોથી ગુંથેલી માળાઓવડે ત્યાં જાળીઓ પાડેલી હતી, તેને સ્પર્શીને આવતો મંદ મંદ પવન બહુ સુગંધી લાગતો હતો. ઉંચે છત ઉપર લગાડેલા ચંદ્રના ઉદય તુલ્ય રત્નની વલ્લીના વલયવાળા રત્નમય પત્ર તથા પુષ્પોનું વર્ણન કોણ કરવા સમર્થ હતું ? વળી

ઝુમખામાં લટકતા મણિ અને મુક્તાફળ વગેરેના વિચિત્ર રંગો જોતી ચક્ષુ તે સ્થળેથી પાછીજ ફરતી નહોતી. સ્થાને સ્થાને અનેક પ્રકારની નવી નવી રચનાઓ હતી, તેમાં શું જોવું અને શું ન જોવું તેમ થતું હતું. જ્યાં જ્યાં જે જે જોતાં ત્યાં ત્યાં દૃષ્ટિ સ્થિર થઈ જતી હતી.

તે સુંદર, મનોહર, સ્થાનને જોઇને શ્રેણિક મહારાજાએ કહ્યું; "અમે તો અહીંજ બેસીશું, અને અહીં સ્થિરતાથી બેસીને બધું જોઇશું."

ત્યારે ભદ્રા શેઠાણીએ રાજાનો આશય જાણીને રત્નમય ભવ્ય સિંહાસન મંગાવી ઉંચે સ્થાને તે મૂકાવીને ઉત્તમ ગાલમસુરીઆ વગેરેથી તે શોભાવી રાજાને વિનંતિ કરી; "દેવ! આ આસન ઉપર આપ વિરાજો."

રાજાએ તે સિંહાસન દેખીને વિચાર્યું; "આ તે ઈંદ્રનું આસન છે કે ચંદ્રનું આસન છે?"

આમ વિચારતાં તે સિંહાસન ઉપર બેસીને રાજાએ પૂછયું; "માતા! તમારો ભાગ્યશાળી પુત્ર ક્યાં છે? તેને અહીં બોલાવો, કે જેથી પુણ્યવંત એવા તેનું હું દર્શન કરૂં."

રાજાનો આદેશ થવાથી ભદ્રાએ સાતમે માળે જઇને શાલિભદ્રને કહ્યું; "પુત્ર! નીચે ચાલ અને આપણા ઘરમાં આવેલા શ્રેણિકને ઓળખ."

આવાં માતાનાં વચન સાંભળીને શાલિભદ્રે કહ્યું; "માતા! તેમાં મને શું કહેવા આવ્યા છો? દેવા લાયક ધન આપીને શ્રેણિકને તમે ખરીદી લ્યો. તમારાથી શું હું વધારે નિપુણ છું?"

માતાએ તે સાંભળીને કહ્યું; "વત્સ! તે કાંઇ પૃથ્વીપર વેચાતી મળે તેવી મૂલ્યવાન વસ્તુ નથી, તે તો અમૂલ્ય છે, ભાગ્યથીજ તે વસ્તુ તો મળે તેમ છે."

શાલિભદ્રે કહ્યું; "જો તેમ હોય તો મુખે માગે તેટલું ધન આપીને તે ખરીદો કે જેથી તે બીજાનાં હાથમાં જાય નહિ."

આ પ્રમાણે તેની વાણીથી આખા જગતમાં અદ્દભુત એવી પુત્રની ઐશ્વર્ય લીલા જોઇને માતા વિચારવા લાગી, "અહો ! આ મારો લીલાપતિ પુત્ર શું બોલે છે ?"

આમ વિચારતી ભદ્રામાતા મનમાં બહુજ આનંદ પામવા લાગી.

વળી તેને વિચાર આવ્યો; "આ પ્રમાણે એકલું અતિ ભદ્રકપણું અને સરલતા શોભા આપનાર નથી. જે અવસરોચિત જાણે તેજ નિપુણ ગણાય છે; તેથી આને કાંઇક નીતિનાં વચનો સંભળાવીને હું જાગ્રત કરૂં."

આથી ભદ્રાએ કહ્યું; 'વત્સ ! શ્રેણિક તે કાંઈ કરિયાણું નથી, પણ તે તો આપણો સ્વામી છે, ને સમગ્ર દેશનો અધિપતિ છે. આપણા જેવા અનેક તેની સેવામાં હંમેશાં તત્પર રહે છે. અનેક માંડળિક રાજા, સામંતો, શ્રેષ્ઠી વગેરે આઠે પહોર જાગૃત રહીને તેની આજ્ઞા ઉઠાવવાને તત્પર રહે છે. તે શું બોલે છે તે સાંભળવાને તેની સેવામાં તત્પર એવા લોકો બે હાથ જોડીને ઉભા રહેલા દેખાય છે. તું પણ તેની કૃપા દૃષ્ટિવડેજ યથેચ્છ સુખવિલાસ કરી શકે છે. જો તેની દૃષ્ટિ ફરે તો કોઇ તારી છાયા નજીક પણ ઉભો રહે નહિ. તે તુષ્ટમાન થાય તો સર્વે તુષ્ટમાન થયેલા જાણવા અને તે જો કોપે તો કોઇ સ્વજન સંબંધી વાત સાંભળવાને પણ ઉત્સાહવંત રહે નહિ. તેથી તું પોતે નીચે આવીને વિનયપૂર્વક પ્રણામ કરી તેને પ્રસન્ન કર. તે અહિં આપણે ઘેર પધાર્યા, તેથી તારા ઘરની શોભા ઘણી વૃદ્ધિ પામી છે, તેથી તું નીચે આવીને વિનયાદિ ગુણ દેખાડી તેમને નમીને તારી ઉન્નતિ કર. તેઓ પણ તારાં દર્શન

મારેજ ઉત્સુક છે; તારા આવાગમનથી તેમનું ચિત્ત બહુ પ્રસન્ન થશે. અને જગતને અનુકૂળ એવું તે તને બહુમાન આપશે માટે સત્વર ચાલ."

માતાનાં આવાં વચનો સાંભળીને શાલિભદ્ર હૃદયમાં બહુ ખેદ પામ્યા, અને વિચારવા લાગ્યા; 'અહો ! મારે માથે પણ શું સ્વામી છે ? અહો ! હું તો આટલા દિવસથી અરિહંતનેજ સ્વામીપણે જાણું છું. તે વિના બીજા કોઇને હું સ્વામીપણે જાણુતોજ નથી. તેમનું નામજ હમેશાં સવારે ઉઠીને હું ગ્રહણ કરૂં છું, અને ભક્તિ તથા સ્તુતિપૂર્વક હું તેમનેજ પ્રણામ કરૂં છું. જો માતાએ કહ્યું તેમ મારા જેવાજ હાથ પગવાળો છતાં મારાથી મોટો એવો મારે માથે સ્વામી હોય તો તેનું પુન્ય મારા પુણ્યથી ઘણું વધારે ગણાય, અને મારૂં પુન્ય તેનાથી હીન ગણાય; તો પછી એવા પરાધીનપણામાં શું સુખ ? આ સંસારમાં પરાધીનપણા જેવું બીજું એકે દુઃખ નથી. મેં પૂર્વ જન્મમાં થોડું પુન્ય ઉપાર્જન કર્યું, કે જેથી પરાધીનપણે અન્યને નમનાદિક કરવાનું મારે પ્રાપ્ત થયું. હવે મારે એવું કરવું કે જેથી કોઇ પણ અંશે પરાધીનપણું પ્રાપ્ત નજ થાય.'

આ પ્રમાણે વિચારીને 'માતાની આજ્ઞા અનુલ્લંઘનીય છે' તેવી કુળવાન્ પુરૂષની રીતને અનુસરીને 'માતાની ભક્તિમાં હાનિ ન થાઓ' તેમ ધારી આસનથી ઉઠીને શાલિભદ્ર માતાની સાથે સાતમે માળથી નીચે ઉતરવા લાગ્યા.

તે સમયે શ્રેણિક મહારાજા, તથા મંત્રીશ્વર અભયકુમાર વગેરે ઉંચે મુખે જોવા લાગ્યા, અને વિચારવા લાગ્યા; 'અરે ! આ તે શું ઇંદ્ર છે ! કે દોગંદુક દેવ છે ! કે મૂર્તિમાન્ પુન્યનો સમૂહજ છે !'

એ વખતે દેહની કાંતિથી ગૃહને ઉજ્જવળ કરતા, ચળાયમાન કુંડળાદિક આભરણોથી સેંકડો વિજળીના જેવું તેજ વિસ્તારતા અને

વાણી, નેત્ર તથા મનની ચપળતાને નિવારતા શાલિભદ્રે રાજા પાસે આવીને વિનયપૂર્વક લીલાવડે તેમને પ્રણામ કર્યો; કારણ કે ઉત્તમ પુરૂષોનો તે ક્રમજ છે.

શાલિભદ્રનું આગમન થતાંજ રાજાએ અતિ આદરપૂર્વક પરમ પ્રીતિવડે તેનો હસ્ત ઝાલીને પોતાની પાસે તેને સિંહાસન ઉપર બેસાર્યો. શાલિભદ્રનું રૂપ, આભરણ, સુકુમારતા, મધુર વાણી, હાથના અભિનય વગેરેથી તેનો ઉત્કૃષ્ટ પુણ્યોદય જોઇને સૌ વિભ્રમમાં પડી ગયા, અને બધા ચિત્રમાં ચિત્રેલ હોય તે પ્રમાણે નિશ્ચેષ્ટ થઈ ગયા.

પરસ્પર વાતો કરવાને પણ શકિતવંત ન રહ્યા. માથું હલાવવા જેટલીજ ક્રિયા કરતા તેઓ બધા શાંત બેસી રહ્યા.

રાજા પણ કેટલોક સમય તેને જોતાં સ્તંભિત થઇ ગયા.

પછી શિષ્ટાચાર પાળવા માટે ધીરજ ધરીને હૃદય દ્રઢ કરી પ્રીતિપૂર્વક શાલિભદ્રને કુશળસમાચાર પૂછવા લાગ્યા; 'વત્સ! તારો લીલાવિલાસ અવિચ્છિન્ન સુખરૂપ યથેપ્સિત રીતે હંમેશાં વર્તે છે?'

શાલિભદ્રે કહ્યું; "શ્રી દેવગુરૂની પ્રસન્નતાથી તથા આપ પૂજ્યપાદની કૃપાથી કેમ ન વર્તે?"

આ પ્રમાણે ચંદન જેવું શીતળ મધુર વાકય સાંભળીને ઉલ્લાસપૂર્વક રાજાએ કહ્યું; 'વત્સ! તારે અમારી કોઇ પણ જાતની શંકા રાખવી નહિ. યથેચ્છ તારાં મનને અનુકૂળતા ઉપજે તેવા વિલાસો ભોગવવા; કારણ કે તું અમને પ્રાણથી પણ વધારે પ્રિય છે. તું નેત્રની જેમ રક્ષણ કરવા લાયક છે. મારૂં રાજ્ય, મારૂં નગર, અને મારા ઐશ્વર્યનો સાર માત્ર તુંજ છે. રંકના હાથમાં આવેલ રત્નની માફક તું પ્રતિક્ષણે સ્મરવા લાયક છે; તેથી તું ઇચ્છિત વિલાસ કરજે; કોઇ પણ જાતની અધીરતા રાખીશ નહિ. જો કાંઈ કામ હોય તો મને

જણાવજે. જે એક ઘડીએ સધાય તેવું કાર્ય હશે તે એક ક્ષણ માત્રમાં હું સાધી આપીશ. મારા ઘરને તારા ઘરની જેવુંજ ગણજે, કાંઇ પણ અંતર ગણીશ નહિ. તારા ઇચ્છિત વિલાસમાં જો કાંઇ વિઘ્ન આવે તો મને ઘણું દુઃખદાયી થશે, તેથી નિઃશંકપણે વિલાસ કરજે.'

આ રીતે સદ્‌ભાવ પ્રદર્શિત કરીને પોતે કહેલી વાતની પ્રતીતિ ઉપજાવવા માટે શાલિભદ્રની પીઠ ઉપર રાજાએ હાથ મૂકયો.

રાજા જેના ઉપર મોટી કૃપા બતાવે છે, તેની પીઠ થાબડે છે તેવી રાજ્યનીતિ છે. રાજાના કર્કશ હસ્તસ્પર્શથી ડુંગરના નિર્ઝરણાની માફક શાલિભદ્રના શરીરમાંથી પરસેવાના બિંદુ ટપકવા લાગ્યા અને તેનું શરીર મુષ્ટિમાં રાખેલા શતપત્રના પુષ્પની માફક ગ્લાનિ પામી ગયું.

તે દેખીને ભદ્રાએ રાજાને વિનંતિ કરી; 'સ્વામિન્ ! મારા શાલિભદ્ર ચંપકના ફુલ જેવો સુકોમલ છે, માખણના પિંડ જેવો મૃદુ છે. સ્વામીના પ્રતાપરૂપી અગ્નિનો તાપ સહન કરવાને તે સમર્થ નથી. તેથી તેને અનુજ્ઞા આપો; એટલે તે તેના વિલાસભવનમાં જાય.'

તે સાંભળીને રાજાએ હર્ષપૂર્વક બહુમાન આપીને તેને અનુજ્ઞા આપતાં કહ્યું; 'વત્સ ! સુખેથી ઉપરના માળે જા !'

તે પ્રમાણે મગધેશ્વરનો આદેશ મળવાથી શાલિભદ્ર તે ક્ષણેજ મોહથી છુટેલો ભવ્યાત્મા લોકાંતમા જાય તેવી રીતે સાતમે માળે ચાલ્યો ગયો; ત્યાં જઇને વૈરાગ્યના રંગથી હૃદયને રંગતો તે શય્યામાં સ્વસ્થતાથી બેઠો અને વૈરાગ્ય રંગથી ભાવિત થઇ. તે વિચારવા લાગ્યો.

ભદ્રાએ અંજળી જોડીને બહુમાનપૂર્વક પરિવાર સહિત રાજાને ભોજન માટે આમંત્રણ કર્યું.

રાજાએ પણ અતિ આદર અને ભક્તિ દેખીને આમંત્રણ સ્વીકાર્યું. પછી શત, સહસ્ર અને લક્ષ સંસ્કારોએ બનાવેલા તથા શત, સહસ્ર અને લક્ષ દ્રવ્યોના વ્યયથી નિર્માણ થયેલા શતપાક, સહસ્રપાક, અને લક્ષપાક તેલોવડે મજ્જનશાલામાં લઈ જઈને નિપુણ અભ્યંગ કરવાવાળાઓએ રાજાદિ સર્વને અભ્યંગ કર્યું.

ત્યારપછી સુવાસિત ઉષ્ણ તીર્થજળ વડે રાજસ્નાનની વિધિવડે રાજાએ સ્નાન કર્યું.

ન્હાતાં ન્હાતાં રાજાના હાથમાંથી રીસાયેલી સ્ત્રીની માફક મણિ-મુદ્રિકા નિર્માલ્ય કુઇમાં પડી ગઇ.

સ્નાન કરીને શુદ્ધ રક્ત વસ્ત્ર વડે અંગ લુંછી બાવનચંદનના રસવડે રાજાનાં શરીર ઉપર સેવકોએ વિલેપન કર્યું; પછી શૃંગાર કરવાના અવસરે આભૂષણ પહેરતાં રાજાએ આંગળી ઉપર મુદ્રિકા દેખી નહિ, ત્યારે તે શોધવા માટે આમ તેમ જોવા લાગ્યા.

વારંવાર હાથની આંગળી સામું જોતા હતા, અને વિચારતા હતા કે, 'રાજ્યનાં સારભૂત મારૂં મુદ્રારત્ન ગુમ થઇ ગયું. હવે શુ કરૂં? કોની આગળ વાત કરૂં? પારકાને ઘેર આવીને આળ આપવું યુક્ત નથી.'

આ પ્રમાણે તે વિચારતા હતા ત્યાં ભદ્રાએ નિપુણતાથી તે જાણી લીધું કે, 'રાજાનું મુદ્રાદિક કાંઇ આભૂષણ ખોવાયું લાગે છે.'

તેથી ભૂકુટીની સંજ્ઞાવડે દાસીને કહ્યું; "જા જળયંત્રવડે કુઇમાંથી આભૂષણો બધા બહાર કાઢ, જેથી રાજાની મુદ્રિકા નીકળશે." દાસીએ તે પ્રમાણે કર્યું, એટલે મોટા નગરના શ્રીમંતો પાસે આવેલ નિર્ધન ગામડીઆની જેમ સર્વ ઊંચા અલંકારોમાં રહેલા પોતાનાં નિર્માલ્ય મુદ્રારત્નને જોઇને રાજાએ દાસીને પૂછ્યું કે, "આ બધા ઉત્તમ અલં-કારો કોનાં છે?"

દાસીએ કહ્યું; "મહારાજ ! અમારા સ્વામી શાલિભદ્રનાં હમેશાં ત્યજી દીધેલા આ નિર્માલ્ય અલંકારો છે."

તે સાંભળીને વિસ્મિત થયેલા રાજા ચિંતવવા લાગ્યા, "અહો ! પુન્યની ગતિ અનિર્વચનીય છે. અહો ! સ્વામી સેવકના પુન્યનું અંતર જુઓ. પોતપોતાના વિચિત્ર અધ્યવસાયની પ્રબળતાથી કરેલી ધર્મકરણીના વિચિત્ર ફળ મળે છે, એવી જૈન આગમની વાણી મિથ્યા થતી નથી."

ત્યારબાદ પોતાની મુદ્રિકા ગ્રહણ કરીને શુદ્ધ વસ્ત્રો પહેરી પૂર્વે તૈયાર કરી રાખેલ ઉત્તમ આસનોવાળા રમણીય ભોજનમંડપમાં શ્રેણિક મહારાજા ઉત્તમ આસન ઉપર બિરાજ્યા. તે અવસરે ગોભદ્રદેવે આપેલ તથા વિવિધ વસ્તુઓવાળી હુશિયાર રસોઈયાઓએ બનાવેલી અઢાર ભેદોવાળી નવી જાતની અને દિવ્ય રસવતી પરિવાર સહિત રાજાને ભદ્રાએ પીરસી; રાજાદિક સર્વે તે ઉત્તમ, નવીન પ્રકારની, સુસંસ્કારિત, વિવિધ રચનાવાળી નવીન રસોઈ આસ્વાદતાં હૃદયમાં બહુ વિસ્મત થયા.

અને 'આ શું ? આ શું ?' એમ વારંવાર રસોઇયાને પૂછવા લાગ્યા.

ખાતાં ખાતાં રસવતીના સ્વાદની પ્રશંસા કરતાં તેઓએ ઇચ્છાનુસાર ઉદરપૂર્તિ કરી. જમીને ઉઠયા, એટલે પાછા તેઓ બધા જ્યાં પ્રથમ બેઠા હતા ત્યાં આવીને બેઠા. પછી રત્ને જડેલી સુવર્ણની રકેબીમાં પાંચ સુગંધીવાળા તાંબુલનાં બીડાં તેમની પાસે મૂકવામાં આવ્યા તે તેઓએ લીધા.

પછી દિવ્ય અત્તરાદિકથી તેમને છાંટણા કરીને વિવિધ પ્રકારના વસ્ત્ર અને આભરણો વડે સર્વનો સત્કાર કરવામાં આવ્યો; વળી રાજાને વિવિધ દેશોમાં ઉત્પન્ન થયેલાં ઉત્તમ વસ્ત્રો, રત્નોથી ખીચોખીચ ભરેલાં વિવિધ આભરણો, અને અનેક દિવ્ય રત્નોએ ભરેલાં થાળોની

ભેટ કરી. તથા એલચી, લવીંગ, જાયફળ વગેરે સ્વાદિમ પદાર્થો; દ્રાક્ષ, અખોડ, બદામ, પિસ્તા વગેરે ખાદિમ પદાર્થો તથા બીજી પૂર્વે નહિ જોયેલી અનેક વસ્તુઓનું ભેટણું કરીને ભદ્રાએ રાજાને તૃપ્ત કર્યા.

રાજાએ પણ પ્રસન્ન ચિત્તથી ભદ્રાને કહ્યું; કે, ' ભદ્રે ! તમારા લીલાપતિ પુત્રનું બહુ યત્નથી રક્ષણ કરજો. મારા જેવું કોઇ કામ હોય તો સુખેથી કહેજો, જરાપણ અંતર ગણશો નહિ. મારૂં રાજભવન તે તમારૂં ઘર છે તેમજ ગણજો. તમારી સાથે મારે સેવ્ય સેવકનો સંબંધ નથી. સમગ્ર રાજ્ય તમારૂં જ છે તેમ ગણજો, કોઇ જાતની શંકા કરશો નહિ. શાલિભદ્ર તો મારા દેશ, નગર અને રાજ્યનું મંડન ( આભૂષણ ) છે, તેથી તેમને પ્રાણથી પણ અધિક વ્હાલો છે.'' આ પ્રમાણે કહી બહુમાન કરીને મગધેશ્વર પરિવાર સહિત રાજભવનમાં પાછા વળ્યા.

## ૨૨ : શાલિભદ્રને પ્રભુનાં દર્શન :

શાલિભદ્રે મહારાજા શ્રેણિકને સ્વામી તરીકે જાણ્યા, ત્યારથી તે મુખ નીચું રાખી ઉદાસ મનથી વિચાર કરતો થઈ ગયો કે; 'મેં પૂર્વ જન્મમાં પૂરૂ સુકૃત કર્યું નથી. શ્રી જિનેશ્વરની આજ્ઞા પૂર્ણ ભાવથી આરાધી નથી, તેથી જ આ ભવમાં વિષમિશ્રિત મિષ્ટાન્નની જેમ પરાધીનપણા સહિત સુખ પ્રાપ્ત થયું છે. પરતંત્રતા સહિત જે સુખ તે દુઃખતુલ્ય જ જાણવું. મેં તો મુક્તિના સ્થાનરૂપ શ્રી જિનેશ્વર વગર બીજા કોઈને સ્વામી તરીકે જાણ્યા ન હતા, તે આજે જાણ્યું. આવું પરાધીન વૃત્તિથી જીવવુ તે નિરર્થક છે; તેથી હવે હુ મારા આત્માને સ્વાધીન કરીને, સ્વાધીન સુખની સિદ્ધિ માટે શ્રી જિનેશ્વરની આજ્ઞાને જ આગળ કરીને, ગુરૂનાં ચરણુની ઉપાસનાપૂર્વક શ્રી રત્નત્રયની પ્રાપ્તિ કરાવનાર ચારિત્રધર્મની જ આરાધના કરીશ. તે ચારિત્રની આરાધનાથી સ્વાધીન અને સ્વરૂપરમણ સુખ મેળવી શકાય છે. હવે તો મારે તેજ કરવું, તેને વિસરવું નહિ. આ બધું ઇંદ્રિજાળ તુલ્ય છે, આ સાંસારિક સુખો તો સુખાભાસ છે. તેમાં મોહ કે મમતા કરવી ન જ જોઈએ.'

શાલિભદ્ર આ પ્રમાણે ભાવના ભાવે છે, તેવામાં તેણે દેવદુંદુભિનો નાદ સાંભળ્યો.

તે સાંભળીને સેવકોને તેણે પૂછયું; 'આ દેવદુંદુભિ ક્યાં વાગે છે?'

તેઓએ કહ્યું; "સ્વામિન્ ! ભવ્ય જીવોના પ્રબળ ભાગ્યના ઉદયવડે વૈભારગિરિ ઉપર મોહતિમિરનો નાશ કરવામાં સૂર્યસમાન શ્રી મહાવીર સ્વામી સમવસર્યા છે; તેથી દેવો દુંદુભિ વગાડે છે.'

તે સાંભળીને પરમપવિત્ર શ્રીવીરપ્રભુનાં આગમન શ્રવણથી વરસાદના ગર્જારવથી મયૂરની જેમ શાલિભદ્ર બહુ આનંદ પામ્યા.

હર્ષપૂર્વક ભક્તિભાવથી ભરેલા અને સારા અલંકારોએ અલંકૃત શાલિભદ્ર પોતાના પરિવારને લઇને સુખાસનમાં બેસી શ્રી વીર જિનેશ્વરને વંદન કરવા માટે વૈભારગિરિ ઉપર ગયા.

શ્રીવીરભગવાનનું દૂરથી દર્શન થયું કે તરત જ સુખાસનમાંથી ઉતરીને પાંચ અભિગમ સાચવી ત્રણ પ્રદક્ષિણા દઇ પંચાંગ નમસ્કાર કરીને યથોચિત સ્થાને દેશના સાંભળવા ઉત્સુક દિલે શાલિભદ્ર બેઠા. શ્રીવીર ભગવંતે સંસારવાસનાથી થયેલા કલેશનો નાશ કરનારી દેશના આપવાની શરૂઆત કરી. દેશનાનો પ્રારંભ કરતાં તેઓએ ફરમાવ્યું;

'સૂર્યના જવા આવવાથી–ઉદયાસ્તથી હમેશાં જીવિત ક્ષીણ થતું જાય છે, બહુ કાર્યથી ભારે થઇ ગયેલા વ્યાપારથી જતા સમયની ખબર પડતી નથી. જન્મ, જરા, વિપત્તિ તથા મરણનાં દુઃખ જોઈને ત્રાસ થતો નથી, અહો ! મોહ અને પ્રમાદરૂપી મદિરા પીને આખું જગત ઉન્મત બની ગયું છે.'

'અનાદિ કાળના શત્રુભૂત પાંચ પ્રમાદને વશ પડેલો જીવ તત્ત્વઅતત્વને કોઈ રીતે જાણતો નથી, જુદીજુદી ગતિમાંથી આવીને એક ઘરમાં ઉપજેલાઓને અજ્ઞાનવશ પ્રાણી પોતાના માને છે, તે મારા છે, તે હિતકારી છે' એવી રીતે આ જીવ તેઓને માને છે. તેમનાં પોષણ માટે અઢારે પાપસ્થાનકો સેવે છે. તેનાં દુઃખથી દુઃખી અને તેના સુખથી સુખી દેખાય છે.'

'આ મારા પુત્ર, બાંધવાદિક ભવિષ્યમાં મને સુખ આપનાર થશે' તેમ માનતો જીવ તેઓનું પોષણ કરવામાં કાળ ગુમાવે છે, કર્મની લાંબી સ્થિતિ બાંધે છે, પરંતુ સુખ-દુઃખની પ્રાપ્તિ તો પોતાના પૂર્વકૃત પુણ્ય-પાપના ઉદયના બળથી જ થાય છે. જો પુન્યનો ઉદય હોય તો સર્વે અજાણ્યા, નહિ ઓળખીતા, જેની ઇચ્છા, તર્ક કે સંભાવના પણ ન કરીએ તેવા આવીને સેવા કરે છે, અને પાપનો ઉદય હોય તો ઘણા સમયના પરિચિત, ઘણા દિવસના પોષેલા અને પ્રાણવ્યયથી જેને પાળેલા હોય તેવા પણ સુખ આપનારા થતા નથી, પરંતુ દુઃખ આપનારાં થાય છે.'

જેવી રીતે સુભૂમ ચક્રવર્તી પાપનો ઉદય થયો ત્યારે છ ખંડનો ભોક્તા, ચૌદ રત્નનો સ્વામી, નવ નિધાનનો અધિપતિ, બે હજાર યક્ષો જેની સેવા કરવામાં તત્પર હતા તેવો છતાં પણ સમુદ્રમાં ડુબી ગયો.

વળી જે સુભૂમ ચક્રવર્તીના એકેક હાથમાં ચાલીસ લાખ અષ્ટાપદ પ્રાણી જેટલું બળ હતું, જે ચક્રવર્તી જેવી રીતે સ્થળ ઉપર તેવીજ રીતે જળ પર પગે વિહાર કરી શકે તેવો હતો, જે હાથમાં આવેલ જળના પણ બે ભાગ કરી શકતો હતો, પોતાની મેળે પક્ષીની માફક જે આકાશમાં ઉડી શકતો હતો, વળી ભૂમિમાં પેસીને ઇચ્છિત સ્થળે જે નીકળી શકતો હતો, મત્સ્યની માફક જળમાં ગતિ કરી શકતો હતો; વળી અનેક પ્રકારના વિવિધ મહિમાવાળા રત્નૌષધાદિક તથા મંત્ર, યંત્ર, તંત્રાદિક જેના ભંડારમાં રહેલા હતા, જેને દક્ષિણ અને ઉત્તર શ્રેણિની સ્વામિની ગૌરી, રોહિણી, પ્રજ્ઞપ્તિ વગેરે મહાવિદ્યાઓ સિદ્ધ થયેલી હતી, જેનું વાહન ચલાવનારા દેવો સદા સેવકની માફક તેના આદેશ માત્રથીજ કાર્ય કરનારા હતા; જેની પાસે જળમાં ગતિ કરવામાં કુશળ અનેક ઘોડા હતા તથા વહાણાદિક યાન-

પાત્રથી પણ અધિક સમુદ્રજળ તરવામાં સમર્થ ચર્મરત્ન હતું, જે હમેશાં ચૌદ રત્ન, નવનિધાન વગેરેના મળીને પચીશ હજાર દેવતાઓથી સેવાતો હતો.

આવી ઋદ્ધિવાળો તથા બળથી ગર્વિત થયેલો સુભૂમિ ચક્રવર્તી પાપનો ઉદય થયો ત્યારે સમુદ્રમાં પડીને ડુબી ગયો. તેનું જ જ્યારે પુન્યનું બળ હતું તે વખતે અતર્કિત રીતે, નહિ બોલાવેલ ચક્ર પણ ઉત્પન્ન થઇને તેના હાથમાં આવ્યું હતું અને તેનાવડે જેણે આખું ભરત જીત્યું હતું; તેનેજ જ્યારે પાપોદય થયો ત્યારે તે ચક્ર વિદ્યમાન હતું તોપણ તેનું કાર્ય સાધવામાં તત્પર થયું નહિ.

કૃષ્ણ વાસુદેવના પ્રશ્નથી શ્રી નેમિનાથ પ્રભુએ કહ્યું હતું કે, "જરાકુમારના હસ્તથી તમારૂં મરણ છે." તે સાંભળીને અતિ દૂભાયેલો જરાકુમાર 'એવું અકાર્ય પોતાથી ન થાય તો ઠીક' એવા વિચારથી રાજ્યસુખ ત્યજીને વનમાં ચાલ્યો ગયો હતો.

પરંતુ જ્યારે કૃષ્ણના પાપનો ઉદય થયો ત્યારે જરાકુમારનાજ બાણથી કૃષ્ણ મરાયા; તેથી કુટુંબ ઉપર વાત્સલ્યભાવ રાખનાર પણ કાંઇ કરી શકતો નથી.

અનાદિ કાળથી મોહરાજાનો મોટો ભાઇ કર્મપરિણામ રાજા નટના હાથમાં રહેલ માંકડાની માફક જીવને નચાવે છે, એક ક્ષણ માત્ર પણ નિવૃત્તિ આપતો નથી. તેને સહાય કરનાર મોહ, મિથ્યાત્વ અજ્ઞાનાદિક વિવિધ પ્રકારના બંધ, ઉદય, ઉદીરણા ઇત્યાદિરૂપ પાંજરામાં નાંખીને સંસારી જીવોને દુઃખ આપે છે.'

કર્મ કલેશની વિચિત્રતાનો પૂર્ણ પ્રબંધ સર્વજ્ઞ શ્રી કેવળી ભગવંત જાણે છે, પણ તે કહેવાને સમર્થ નથી. તેથી અનંત, અવ્યાબાધ સુખની ઇચ્છાવાળાએ શ્રી જિનાગમનો અભ્યાસ કરીને કર્મના બંધ ઉદય ઇત્યાદિની વિચિત્રતાને સારી રીતે સમજવી. એક જ પુન્ય પાપના

બંધરૂપ આશ્રવદ્વાર સેવતાં વિચિત્ર પ્રકારનાં ફળો મળે છે. અધ્યવસાયના બળવાનપણાથી, યોગસ્થાન તથા વીર્યસ્થાન અસંખ્યાત હોવાથી સમ વિષમરૂપે વિચિત્ર કર્મવિપાક જીવને પ્રાપ્ત થાય છે.

સર્વ સંસારી જીવો જે સુખ–દુઃખ અનુભવે છે તેને આપનાર કર્મ જ છે, બીજું કોઇ નથી. કર્મના સ્વરૂપને નહિ જાણનાર જે જીવો બીજા કોઇને સુખ–દુઃખનાં આપનાર માને છે' તે તેના મિથ્યાત્વ અને અજ્ઞાનનાજ વિલાસરૂપ છે.

તેઓએ ધર્મનાં સાચાં સ્વરૂપને ઓળખેલ નથી, તેમજ આવા જીવો અનાદિ કાળથી ભ્રમમાંજ પડેલા છે; તેથી ધર્મદત્તની જેમ પહેલા કર્મનું સ્વરૂપ જાણીને પછી જેમ આત્માનું હિત થાય તેમ વર્તવું જોઇએ !

શ્રી મહાવીર ભગવતે આ પ્રમાણે ફરમાવ્યું, એટલે સભાજનોએ પૂછ્યું; 'સ્વામિન્ ! તે ધર્મદત્ત કોણ હતો, જેણે કર્મકદર્થના જાણીને પોતાનું હિત આચર્યું !'

શ્રોતા સમૂહનો આ પ્રશ્ન સાંભળીને ભગવતે ફરી ફરમાવ્યું; 'તે ધર્મદત્તની કથા હુ તમને કહું છું તે ધ્યાનપૂર્વક તમે સાંભળો !

## ૨૩ : સુવર્ણ પુરુષ લૂંટાયો :

આ ભરતક્ષેત્રમાં કાશ્મીર નામનો દેશ છે. તેમાં ચંદ્રપુર નામે નગર હતું.

તે નગરમાં ન્યાયમાં એકનિષ્ઠ યશોધવલ નામે રાજા રાજ્ય કરતો હતો.

તેને યશોમતી નામની રાણી હતી. તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલ ઘણા ગુણવાળો ચંદ્રધવળ નામે પુત્ર હતો.

તે સર્વ શાસ્ત્રમાં પ્રવીણ, સર્વ શાસ્ત્રનાં રહસ્યને જાણનાર અને સર્વે ધનુર્વેદાદિ કળામાં નિપુણ હતો અને ખાસ કરીને શુકનશાસ્ત્રમાં બહુ વિચક્ષણ હતો.

એક દિવસે રાત્રે પોતાના આવાસના ઉપરના માળે તે સુખ-નિદ્રાથી સૂતો હતો તે વખતે પાછલી રાત્રીએ એક શિયાળણીનો શબ્દ તેણે સાંભળ્યો.

શૃગાલીના શબ્દો સમજવામાં તે કુશળ હોવાથી હૃદયમાં વિચાર કરતાં તેને એવું રહસ્ય પ્રાપ્ત થયું કે 'આ શૃગાલી કહે છે તે મુજબ મને મહાન લાભ થવાનો છે.'

આ પ્રમાણે હૃદયમાં વિચાર કરીને તે ઉભો થયો અને ખડ્ગ હાથમાં લઇને તેના શબ્દના અનુસારે તે સ્મશાનમાં ગયો.

તે સ્થળે એક અગ્નિકુંડની વચ્ચે બળતા શબથી ઉત્પન્ન થયેલો સુવર્ણપુરુષ તેણે જોયો. તેને દેખીને અવસર જાણનાર તે કુમારે પાસે રહેલા સરોવરમાંથી પાણી લાવીને, તે સુવર્ણપુરુષ ઉપર પાણી સીંચી અગ્નિકુંડમાંથી તેને બહાર કાઢયો, અને અન્ય સ્થળે ભૂમિમાં તેને દાટીને તે સ્થળે નિશાની કરી, ઘેર આવીને સુખેથી સૂઇ ગયો.

પ્રભાત થયું એટલે વાજિંત્રોના નાદ તથા ભાટ–ચારણોના આશિર્વચનથી તે જાગી ગયો. દેવગુરુના સ્મરણપૂર્વક ઉઠીને પ્રાતઃ કૃત્યો કરી તે રાજકુમાર રાજસભાને યોગ્ય વસ્ત્રો તથા અલંકારો પહેરીને સીપાઈઓની સાથે પિતાને નમવા માટે રાજસભામાં ગયો.

રાજસભાને યોગ્ય અભિગમ સાચવીને રાજાને તેણે નમસ્કાર કર્યા. પછી સર્વે સભ્યોએ પણ યથાયોગ્ય વિનયપૂર્વક તેને નમસ્કાર કર્યો.

રાજા અતિ સ્નેહયુક્ત વાક્યોવડે સન્માન આપીને તેને પોતાની પાસેના આસન ઉપર બેસાડીને કુશળક્ષેમ પૂછવા લાગ્યા.

આ સમયે પ્રતિહારી સભામાં આવી બે હાથ જોડીને ઉભો રહ્યો.

ત્યારે રાજાએ ભૃકુટીની સંજ્ઞાવડે પૂછયું; 'તું કેમ આવ્યો છે ?' પ્રતિહારીએ વિનયપૂર્વક વિજ્ઞપ્તિ કરી, 'સ્વામિન્ ! કોઇ ભવ્ય આકૃતિવાળો પુરૂષ માથે રાખવાળો ટોપલો મૂકીને બહુ ગાઢ સ્વર વડે 'હું લૂંટાયો, હું લૂંટાયો' એમ પોકાર કરતો આવ્યો છે બહુ વિહ્વળ દેખાય છે, તેથી અહીં આવતાં મૂળદ્વાર પાસે મેં તેને અટકાવ્યો છે, તેથી હે સ્વામિન્ ! તેને માટે આપનો શું આદેશ છે ?'

આ પ્રમાણે પ્રતિહારીનાં વચનો સાંભળીને રાજાએ વિચાર્યું;

'દુર્બળ, અનાથ, બાળ, વૃદ્ધ, તપસ્વી અને લુચ્ચાઓથી ઠગાયેલા સર્વની ગતિ–સર્વનાં સ્થાન રાજા છે.'

આ કારણથી જે કોઈ અતિ દુઃખ કે સંકટમાં પડેલ હોય તે મારી પાસેજ આવે, બીજે ક્યાં જાય ?'

આમ વિચારીને ભૃકુટીની સંજ્ઞાવડે પ્રતિહારીને તેને અંદર આવવા દેવાની સમ્મતિ આપી.

પ્રતિહારીને આજ્ઞા મળવાથી મૂળદ્વાર પાસે ઉભેલા માણસને તેણે કહ્યું; 'તમે અંદર જાઓ.'

તે પણ આદેશ મળવાથી રાજસભામાં આવીને નમસ્કારપૂર્વક પ્રથમની જેમજ પોકાર કરવા લાગ્યો.

ત્યારે રાજાએ કહ્યું; 'ભદ્ર ! તું સ્વસ્થ થઇને તારૂં દુઃખ નિવેદન કર. શું તારૂં કાંઈ ગયું છે ? અથવા કોઇ દુષ્ટે તારો પરાભવ કર્યો છે ? અથવા ખાતર પાડીને લુંટારાઓએ તારૂં સર્વસ્વ લૂટી લીધું છે ? અથવા રસ્તે આવતાં તારૂં દ્રવ્ય ચોરોએ ચોરી લીધું છે ? અથવા તારાં ઘરમાં રહેલા કોઇ ઘરનાજ માણસે અતિ પ્રિય એવું તારૂં આજીવિકા દ્રવ્ય વિશ્વાસઘાત કરીને હરણ કરી લીધું છે ? આ બધા દુઃખમાંથી તને શું દુઃખ આવી પડ્યું છે કે જેથી તું પોકાર કરે છે ? તે કહે.'

યશોધવલ રાજાનાં આવાં વચનોથી તે કાંઇક શાંત્વન પામી, બોલ્યો; 'દેવ ! આજે રાત્રે મારો સુવર્ણપુરૂષ ચોરાણો છે. હવે હું શું કરૂં ? કોણે હરી લીધો તે હું જાણતો નથી. હું કોની પાસે જાઉં ? તેથી પુન્યના નિધાન એવા મહારાજાની પાસે તે કહેવાને આવ્યો છું. કહ્યું છે કે; આ પૃથ્વીતળમાં કૃપાળુ રાજા પાંચમા લોકપાળ છે, દૈવથી પરાભવ પામેલા એવા મને તમારૂંજ શરણ છે.'

રાજાએ તે કૃશાંગ અને મલિન વસ્ત્રોવાળા પુરૂષની સામે ફરી દષ્ટિ નાંખીને કહ્યું; 'અરે તું ખરેખરૂં બોલ. તારો આવો આકાર

અને દારિદ્રયમૂર્તિરૂપ તને જોતાં સુવર્ણપુરૂષને તું લાયક દેખાતો નથી. જેને સુવર્ણપુરૂષ પ્રાપ્ત થયો હોય તેની આવી અવસ્થા ન હોય; કારણ કે મહાભાગ્યવંતને જ તેની પ્રાપ્તિ થાય છે. જેને સુવર્ણપુરૂષ મળ્યો હોય તેનાં લક્ષણો તો બધા પ્રગટપણે જ દેખાય છે.' કહ્યું છે કે:

'ખરાબ વસ્ત્રવાળો, દાંત ઉપર મેલ રાખનારો, નિષ્ઠુર વાક્ય બોલનારો, સૂર્યોદય પછી અને સૂર્યાસ્ત પહેલાં શયન કરનારો આવા લક્ષણવાળો ચક્રવર્તી હોય તોપણ લક્ષ્મી તેને ત્યજી દે છે.' તેમ જ

'દક્ષિણ સામે માથું રાખીને સૂનારો, પગવડે પગ ધોનારો; ઉભો ઉભો મૂતરનારો અને ચાર રસ્તા પર થૂંકનારો તેને પણ લક્ષ્મી ત્યજી દે છે.'

'આ પ્રમાણે હીન પુન્યવંતનાં ઘણા લક્ષણો શાસ્ત્રમાં કહેલા છે. વળી જે પુરૂષ બે હાથે શરીર ખંજવાળે, દાંત અને મુછ ચાવ્યા કરે, આવા દરિદ્રતા સૂચવનારા લક્ષણો જેનાં અંગ ઉપર દેખાય તેને મહાલબ્ધિ અને સિદ્ધિ વગેરે મળે નહિ અને તેની પાસે બહુ ધન ન હોય.'

'તારામાં તેવાં લક્ષણો સ્પષ્ટ દેખાય છે, તે ધન સૂચવનારા નથી. તેથી સાચું કહે. જે કાઇ બીજું સાચું દુઃખ હોય તે કહે, નકામી બડાઇ મારવાથી શું ?'

તે સમયે સભ્યોએ કહ્યું; 'મહારાજ ! આપે જે કહ્યું તે સાચું છે, પણ આને પ્રથમ પૂછવું જોઇએ કે 'કેવા ઉપાયવડે તેને સુવર્ણ પુરૂષ મળ્યો ? તેના ઉત્તરથી સર્વ જણાઈ આવશે.'

આ પ્રમાણે સભ્યોનું કથન સાંભળીને રાજાએ તે દરિદ્રને પૂછયું; 'બોલ ! કયા ઉપાયવડે અને કોની સહાયથી તને સુવર્ણપુરૂષ પ્રાપ્ત થયો તે કહે'

તે સાંભળી તે પુરૂષે કહ્યું; 'મહારાજ ! સાંભળો ! આજ નગરમાં શ્રીપતિ નામે શેઠ રહેતો હતો. તેને ઘેર લક્ષ્મીનો વિલાસ હતો

લક્ષ્મીનો તે આવાસ થવાથી લક્ષ્મીનો 'કમળાવાસ' ભૂલાઇ ગયો હતો. તેને શ્રીમતી નામની પત્ની હતી. તેની સાથે શ્રીપતિ સુખેથી રહેતો હતો. એક દિવસ તે શ્રીમતી પોતાનાં ઘેર આવેલી પોતાની સખીને પોતાના પુત્રનાં લાલનપાલનમાં તત્પર દેખી પોતાનાં અપુત્રપણાનાં દુઃખથી તે શ્રીમતી દુઃખી થઇ.

ભોજનના સમયે શ્રેષ્ઠી ઘેર આવ્યા, ત્યારે તેને દુઃખી જોઈ તેનાં દુઃખનું કારણ પૂછ્યું. તેણે ભોજન પછી દુઃખનું કારણ કહ્યું; તે સાંભળી શ્રીપતિ પણ દુઃખી થયો અને શ્રેષ્ઠી વિચારવા લાગ્યો;

'જેના ઘરમાં ધૂળથી મલીન થયેલા બે ત્રણ બાળકો ઉઠતા નથી, રડતા નથી તે ઘર સ્મશાન તુલ્ય છે. વહાલી પત્નીનું મુખકમળ, ધૂલિથી મલીન થયેલ શરીરવાળું બાળકનું મુખ, કોમળ અને સુપ્રસન્ન એવું સ્વામીનું મુખ આ ત્રણે પુન્યથી જ પ્રાપ્ત થાય છે.'

આ પ્રમાણે વિચારીને તેણે કહ્યું; 'પ્રિયા! વિષાદ કરીશ નહિ. પુત્ર પ્રાપ્તિ માટે હું પ્રયાસ કરીશ.'

ત્યાર પછી શ્રેષ્ઠી મંત્ર, તંત્ર, યંત્ર, દેવ-દેવી પૂજન વગેરે મિથ્યાત્વના કાર્યમાં પ્રવર્ત્યો, વિવેકહીન દુઃખી માણસો શું શું કરતા નથી?

પણ 'આ લોક સબંધી કાર્યમાં જેટલો પ્રયાસ લોકો કરે છે, તેનો લક્ષાંશ પ્રયાસ પણ જો પરલોકનાં સુખનું કારણ ધર્મ માટે કરે તો તે સર્વત્ર સુખી થાય.'

એક દિવસ તે શેઠના મિત્ર અને ધર્મભાવિત વિવેકી ધનમિત્રે તેને કહ્યું; 'ભદ્ર! તું મિથ્યાત્વ આચરીશ નહિ. મિથ્યાત્વ આચરવાથી આપણે ભવરૂપી અંધારામાં પડીએ છીએ. વળી આપણી પછી આપણા પુત્રાદિક પણ આપણને અનુસરીને ગાઢ મિથ્યાત્વ સેવે છે, તેથી તેઓ પણ પરંપરાએ સંસારમાં ડૂબે છે.' કારણ કે,

અને દારિદ્રયમૂર્તિરૂપ તને જોતાં સુવર્ણપુરૂષને તું લાયક દેખાતો નથી. જેને સુવર્ણપુરૂષ પ્રાપ્ત થયો હોય તેની આવી અવસ્થા ન હોય; કારણ કે મહાભાગ્યવંતને જ તેની પ્રાપ્તિ થાય છે. જેને સુવર્ણપુરૂષ મળ્યો હોય તેનાં લક્ષણો તો બધા પ્રગટપણે જ દેખાય છે.' કહ્યું છે કે:

'ખરાબ વસ્ત્રવાળો, દાંત ઉપર મેલ રાખનારો, નિષ્ઠુર વાક્ય બોલનારો, સૂર્યોદય પછી અને સૂર્યાસ્ત પહેલાં શયન કરનારો આવા લક્ષણવાળો ચક્રવર્તી હોય તોપણ લક્ષ્મી તેને ત્યજી દે છે.' તેમ જ

'દક્ષિણ સામે માથું રાખીને સૂનારો, પગવડે પગ ધોનારો; ઉભો ઉભો મૂતરનારો અને ચાર રસ્તા પર થૂંકનારો તેને પણ લક્ષ્મી ત્યજી દે છે.'

'આ પ્રમાણે હીન પુન્યવંતનાં ઘણા લક્ષણો શાસ્ત્રમાં કહેલાં છે. વળી જે પુરૂષ બે હાથે શરીર ખંજવાળે, દાંત અને મુછ ચાવ્યા કરે, આવા દરિદ્રતા સૂચવનારાં લક્ષણો જેનાં અંગ ઉપર દેખાય તેને મહાલબ્ધિ અને સિદ્ધિ વગેરે મળે નહિ અને તેની પાસે બહુ ધન ન હોય.'

'તારામાં તેવાં લક્ષણો સ્પષ્ટ દેખાય છે, તે ધન સૂચવનારા નથી. તેથી સાચું કહે. જે કાંઇ બીજું સાચું દુઃખ હોય તે કહે, નકામી બડાઇ મારવાથી શું?'

તે સમયે સભ્યોએ કહ્યું; 'મહારાજ! આપે જે કહ્યું તે સાચું છે, પણ આને પ્રથમ પૂછવું જોઇએ કે 'કેવા ઉપાયવડે તેને સુવર્ણ પુરૂષ મળ્યો? તેના ઉત્તરથી સર્વ જણાઈ આવશે.'

આ પ્રમાણે સભ્યોનું કથન સાંભળીને રાજાએ તે દરિદ્રને પૂછ્યું; 'બોલ! કયા ઉપાયવડે અને કોની સહાયથી તેને સુવર્ણપુરૂષ પ્રાપ્ત થયો તે કહે.'

તે સાંભળી તે પુરૂષે કહ્યું; 'મહારાજ! સાંભળો! આજ નગરમાં શ્રીપતિ નામે શેઠ રહેતો હતો. તેને ઘેર લક્ષ્મીનો વિલાસ હતો

લક્ષ્મીનો તે આવાસ થવાથી લક્ષ્મીનો 'કમળાવાસ' ભૂલાઇ ગયો હતો. તેને શ્રીમતી નામની પત્ની હતી. તેની સાથે શ્રીપતિ સુખેથી રહેતો હતો. એક દિવસ તે શ્રીમતી પોતાનાં ઘેર આવેલી પોતાની સખીને પોતાના પુત્રનાં લાલનપાલનમાં તત્પર દેખી પોતાનાં અપુત્રપણાનાં દુઃખથી તે શ્રીમતી દુઃખી થઇ.

ભોજનના સમયે શ્રેષ્ઠી ઘેર આવ્યા, ત્યારે તેને દુઃખી જોઈ તેનાં દુઃખનું કારણ પૂછ્યું. તેણે ભોજન પછી દુઃખનું કારણ કહ્યું; તે સાંભળી શ્રીપતિ પણ દુઃખી થયો અને શ્રેષ્ઠી વિચારવા લાગ્યો;

'જેના ઘરમાં ધૂળથી મલીન થયેલા બે ત્રણ બાળકો ઉઠતા નથી, રડતા નથી તે ઘર સ્મશાન તુલ્ય છે. વહાલી પત્નીનું મુખકમળ, ધૂલિથી મલીન થયેલ શરીરવાળું બાળકનું મુખ, કોમળ અને સુપ્રસન્ન એવું સ્વામીનું મુખ આ ત્રણે પુન્યથી જ પ્રાપ્ત થાય છે.'

આ પ્રમાણે વિચારીને તેણે કહ્યું; 'પ્રિયા! વિષાદ કરીશ નહિ. પુત્ર પ્રાપ્તિ માટે હું પ્રયાસ કરીશ.'

ત્યાર પછી શ્રેષ્ઠી મંત્ર, તંત્ર, યંત્ર, દેવ-દેવી પૂજન વગેરે મિથ્યાત્વના કાર્યમાં પ્રવર્ત્યો, વિવેકહીન દુઃખી માણસો શું શું કરતા નથી ?

પણ 'આ લોક સબંધી કાર્યમાં જેટલો પ્રયાસ લોકો કરે છે, તેનો લક્ષાંશ પ્રયાસ પણ જો પરલોકનાં સુખનું કારણ ધર્મ માટે કરે તો તે સર્વત્ર સુખી થાય.'

એક દિવસ તે શેઠના મિત્ર અને ધર્મભાવિત વિવેકી ધનમિત્રે તેને કહ્યું; 'ભદ્ર! તું મિથ્યાત્વ આચરીશ નહિ. મિથ્યાત્વ આચરવાથી આપણે ભવરૂપી અંધારામાં પડીએ છીએ. વળી આપણી પછી આપણા પુત્રાદિક પણ આપણને અનુસરીને ગાઢ મિથ્યાત્વ સેવે છે, તેથી તેઓ પણ પરંપરાએ સંસારમાં ડૂબે છે.' કારણ કે,

'સમ્યક્ત્વને ઉચ્છેદીને જે પોતાનાં કુળમાં મિથ્યાત્વનું આરોપણ કરે છે, તેણે તેનો આખો વંશ દુર્ગતિની સન્મુખ કર્યો એમ સમજવું.'

'જે પુરુષે મિથ્યાત્વને ઉચ્છેદીને પોતાના કુળમાં સમ્યક્ત્વનું આરોપણ કર્યું, તેણે પોતાનાં સમગ્ર વંશને સિદ્ધિપુરીની સન્મુખ કર્યો એમ સમજવું.'

'વળી જો કદી મિથ્યાત્વ આચરણથી પુત્ર થાય તોપણ દેવશર્મા બ્રાહ્મણની જેમ પરિણામે તે દુઃખી જ થાય છે. તેની કથા આ પ્રમાણે; છે, તેને તું સાંભળ !'

ભૂવલય ગામમાં દેવશર્મા નામે બ્રાહ્મણે પુત્રપ્રાપ્તિ માટે પાદર-દેવતાની આરાધના કરી, અને તેને કહ્યું; કે, 'દેવી ! જો મારે પુત્ર થશે તો તારા દેવકુળનાં ભવ્ય દ્વારો કરાવીશ, મંદિરની પાસે અનેક વૃક્ષોથી શોભતું તળાવ કરાવીશ. અને પ્રતિવર્ષ એક બોકડાનું બલિદાન આપીશ.'

આ પ્રમાણે યાચન અને નિયમ કર્યા પછી દૈવસંયોગથી તેને પુત્ર થયો.

હર્ષથી ભરેલા હૃદયવડે તેણે મહોત્સવ કરીને તે પુત્રનું 'દેવીદત્ત' એવું નામ પાડ્યું. પછી દેવશર્માએ ભક્તિવડે દેવીનાં ભવનનો ઉદ્ધાર કરાવ્યો. તેની નજીકમાં તળાવ કરાવ્યું, તેની ફરતી પાળ ઉપર વૃક્ષો રોપાવ્યા. અને બ્રાહ્મણોને બોલાવીને મોટી પૂજા કરાવી, દેવીની આગળ એક બોકડાનો વધ કર્યો અને બ્રાહ્મણોને જમાડ્યા.

આમ તે પ્રતિવર્ષ કરતો હતો.

અનુક્રમે તે પુત્ર યૌવન વય પામ્યો, એટલે તેને પરણાવ્યો.

અનુક્રમે આયુષ્યનો ક્ષય થતાં ગૃહ અને પુત્રાદિની ચિંતામાં

આર્ત્તધ્યાનથી મરીને તે દેવશર્મા તેજ નગરમાં બોકડો થયો. તેના પુત્રે વર્ષના અંતે તેજ બોકડાને દ્રવ્યથી ખરીદ્યો અને ઘેર આણ્યો. તે બોકડાને પોતાનું ઘર જોઇને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પૂર્વનું બધું સ્વરૂપ તેણે જાણ્યું.

પછી મનમાં ભયભીત થયેલા તે બોકડાને જ્યારે વધ કરવા દેવી પાસે લઈ જવા લાગ્યા ત્યારે તે ચાલતો નહોતો. તેનો પુત્ર બળાત્કારે ખેંચતો હતો, પણ તે ચાલતો નહોતો.

તે સમયે માર્ગે જતાં ધર્મનીધિનામના જૈન શ્રમણ તેનું સ્વરૂપ જાણી તે બોકડાને પ્રતિબોધવા એક ગાથા બોલ્યા;

ખડ ખણાવિય તેં છગલ, તેં આરોવિય રૂખ્ખ;
પવત્તિઅ જન્નવહ, અહ કાં બુંબરૂં મુક્ક ॥ ૧ ॥

'હે બોકડા ! તેં જ ખાડો ખણાવ્યો, તેં જ વૃક્ષો આરોપણ કર્યા અને તેં જ બોકડાનો વધ પ્રવર્તાવ્યો. હવે તું બૂંબારવ શા માટે કરે છે ?'

આ રીતનું મુનિનું વાક્ય સાંભળીને સાહસ ધારણ કરી તે બોકડો ચાલ્યો.

તે દેખીને સર્વે લોકો ચમત્કાર પામ્યા.

વિસ્મિત ચિત્તવાળા દેવીદત્તે મુનિમહારાજની પાસે જઇ તેમને પૂછ્યું; 'મને બોકડાને ચલાવવાનો મંત્ર શીખવો.'

'શા માટે ?'

'આવા કાર્યમાં કોઇ વખત કામ આવે.'

'ભો ભદ્ર ! અજ્ઞાન વશ થઇને તું શું બોલે છે ?'

'અજ્ઞાનવશ કેમ ?'

'આ બોકડો તારો પિતા છે, જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થવાથી પોતાનું મરણ જાણીને તે ચાલતો નહોતો. પૂર્વે આ બોકડાના જીવે જ

મિથ્યાત્વની શ્રદ્ધાથી અનેક બોકડા હણ્યા છે. તે કર્મના ઉદયથી તે પણ બોકડો થયો છે; જો મારાં વચનમાં શંકા રહેતી હોય તો આ બોકડાને છૂટો મૂક, એટલે તારા પિતાએ જે વાત કહેલ નથી, તેથી જે દ્રવ્ય તેં મેળવ્યું નથી તે આ બોકડો દેખાડશે. પછી આ વાત સાચી માનજે.'

આ પ્રમાણે સાંભળીને દેવીદત્તે તે પ્રમાણે કર્યું એટલે તરતજ તે બોકડો દ્રવ્યનાં સ્થાન પાસે જઇને પોતનાં પગની ખરીવતી ખણવા લાગ્યો, અને દ્રવ્ય બતાવવા લાગ્યો. તે દેખીને દેવીદત્તને સાધુનાં વચનમાં વિશ્વાસ આવ્યો; પછી મિથ્યાત્વને ત્યજીને તે પરમ શ્રાવક થયો અને ધર્મની આરાધના કરવા લાગ્યો.

ધનમિત્ર કહે છે કે 'માટે શ્રીપતિ ! તુ પણ દેવશર્મા દ્વિજની જેમ મિથ્યાત્વ સેવવાથી મહા ઉંડા ભવકૂપમાં પડીને સંસારભ્રમણ કરીશ. "

આ પ્રમાણે ધનમિત્રની વાણી સાંભળીને શ્રીપતિએ મિથ્યાત્વ છોડી દઇને મિત્રને પૂછયું; 'મિત્ર ! હુ શું ઉપાય કરૂં ? તે તું કહે.' તેણે કહ્યું; 'વીતરાગ જેવો કોઇ દેવ નથી, જૈનધર્મ જેવો કોઇ ધર્મ નથી, કલ્પવૃક્ષ જેવું કોઈ વૃક્ષ નથી અને કામધેનુ જેવી કોઇ ગાય નથી. આ કારણથી તું જૈનધર્મને દઢપણે આરાધ, જેથી તારાં વાંચ્છિત માત્ર પૂર્ણ થશે.'

મિત્રનાં વચનો સાંભળીને શ્રીપતિએ શ્રાવક ધર્મ અંગીકાર કર્યો.

ત્રણ કાળ જિનેશ્વરદેવની તે પૂજા કરવા લાગ્યો. ઉભય કાળ પ્રતિક્રમણ તથા સામાયિક કરવા લાગ્યો. હમેશાં પંચપરમેષ્ઠી મહામંત્રનું સ્મરણ કરવા લાગ્યો, સાતે ક્ષેત્રમાં ધન વ્યય કરવા લાગ્યો અને દીન તથા હીનનો ઉદ્ધાર કરવા લાગ્યો.

આમ કરતાં છ માસ વ્યતીત થયા એક દિવસે શય્યામાં સૂતેલ શ્રીપતિ પાછલી રાત્રે જાગીને વિચારવા લાગ્યો; 'અહો! જૈનધર્મને સેવતાં પણ કાંઈ ફળ સિદ્ધિ દેખાઈ નહિ. શું આ ધર્મનું આરાધન પણ નિષ્ફળ જશે?'

આમ તે વિચારતો હતો તેવામાં શાસનદેવીએ તેને કહ્યું; 'અરે મૂઢ! મેળવેલ ફળને હાર નહિ. ધર્મના ફળમાં શંકા ન કર. કહ્યું છે કે; "આરંભમાં દયા નથી. મહિલાના સંગથી બ્રહ્મચર્ય નાશ પામે છે, શંકા કરવાથી સમ્યકત્વ નાશ પામે છે અને ધન રાખવાથી પ્રવ્રજ્યાનો નાશ થાય છે." વળી "ધર્મ સર્વોત્કૃષ્ટ મંગલ છે; તે મનુષ્યની અને દેવતાની લક્ષ્મી તથા ભોગવિલાસ અને મોક્ષસુખ આપે છે પિતાની જેમ પાલન કરે છે, વત્સલપણાથી માતાની જેમ પોષે છે, ગુરૂની માફક સદ્‌ગુણનો સંગ્રહ કરાવે છે, સ્વામીની જેમ રાજ્ય આપે છે, બંધુની જેમ સ્નેહ દેખાડે છે અને કલ્પવૃક્ષની જેમ વાંછિત માત્રને આપે છે."

'તેથી હે વિચારમૂઢ! દીન હીનનો ઉદ્ધાર કરવા રૂપ લૌકિક ધર્મ પણ જો નિષ્ફળ જતો નથી, તો પછી અગણ્ય પુણ્ય હોય તોજ પ્રાપ્ત થાય તેવો સર્વજ્ઞભાષિત લોકોત્તર ધર્મ આરાધ્યો હોયતે નિષ્ફળ કેમ જાય? કદિ પણ જાયજ નહિ. તારે એક ગુણવાન પુત્ર થશે, પરંતુ ધર્મમાં શંકા કરવાથી તું પુત્રનું સુખ જોઇશ નહિ, તેથી હવે ધર્મમાં સ્થિર બુદ્ધિ કર.'

આમ કહીને શાસનદેવી અદૃશ્ય થઈ.

## ૨૪ : ધર્મદત્ત જુગારીઓની સોબતમાં

શ્રીપતિ શ્રેષ્ઠી તે સાંભળીને હૃદયમાં હર્ષ પામ્યો. અને વિચારવા લાગ્યો; 'જો પુત્ર થશે તો જ્યારે તે મોટો થશે ત્યારે સુખ–દુઃખનો આપનાર થશે તે જોઈ લઈશું. પણ તે પહેલાં તો જન્મોત્સવ, લાલનપાલન, તેનાં કાલાં કાલાં વાક્યોનું શ્રવણ, વિવિધ પ્રકારનાં આભુષણ વસ્ત્રાદિક તેને પહેરાવવાના મનોરથનું સુખ–તે તો હું અનુભવીશ.'

'વળી હું 'વાંઝિયો છું' તેવી ગાળ તો ઉતરશે. ઉત્તમ ગૃહમાં વિવાહાદિક કરવાથી પરસ્પર લેવું–દેવું વગેરે ઉત્સવોમાં મારા મનોરથો તો સફળ થશે. અવિચ્છિન્ન સંતાનની પરંપરા પણ વધશે. સુખ કે દુઃખ દેવાની વાર્તા તો ત્યારપછી યૌવન વય પ્રાપ્ત થશે ત્યારે જણાશે. પ્રથમનું ફળ તો હાથમાં આવશે.'

આમ વિચારતાં બાકીની રાત્રી પૂરી થઈ.

સવારે ઉઠી શ્રી જિનેશ્વરદેવનાં નામગ્રહણપૂર્વક ચૈત્યવંદનાદિક કરીને તથા પચ્ચક્ખાણ ધારીને તે ઘરમાં નીચે ગયો

તે સમયે શ્રીમતીએ આવીને પ્રણામપૂર્વક કહ્યું; 'સ્વામિન્ ! આજે રાત્રે હું સુખનિદ્રાએ સુતી હતી તે વખતે સ્વપ્નમાં પૂર્ણ ભરેલા કળશને મારા મુખમાં પેસતો મેં દીઠો છે.'

શ્રેષ્ઠીએ તે સાંભળીને કહ્યું; 'ગુણથી પૂર્ણ એવો તારે પુત્ર થશે. અને પણ આજે શાસનદેવતાએ તેજ અર્થને સૂચવનારી હકીકત કહી છે, તેથી કોઇ ઉત્તમ જીવ તારી કુક્ષિમાં અવતરેલ છે.'

આ પ્રમાણે શ્રેષ્ઠીનાં વચન સાંભળીને તે હર્ષપૂર્વક ગર્ભને ધારણ કરવા લાગી.

પૂરા દિવસ થતાં એક પુત્રને તેણે જન્મ આપ્યો. શ્રેષ્ઠીએ બાર દિવસનો મહોત્સવ કરીને સ્વજન કુટુંબીઓને જમાડી સર્વની સમક્ષ 'ધર્મદત્ત' એવું તેનું નામ પાડ્યું.

અનુક્રમે બીજના ચંદ્રની માફક તે વધવા લાગ્યો, અને સાત આઠ વરસની ઉમરનો થયો, ત્યારે પિતાએ લેખશાળામાં ભણવા મોકલ્યો.

તેણે સ્વકુળને ઉચિત સર્વ કળા શીખી લીધી.

ધર્મકળામાં કુશળ થાય તેવા હેતુથી તેના પિતાએ સાધુઓની પાસે તેને ભણવા માટે રાખ્યો. કારણ કે, બહોંતેર કળામાં કુશળ એવા પંડિત પુરુષો સર્વ કળામાં કુશળ હોય પણ જો તેઓ ધર્મકળાને જાણતા નથી તો તેઓ મૂર્ખજ છે..

ધર્મદત્ત અનુક્રમે યૌવન વય પામ્યો. પિતાએ શ્રીદેવી નામની શ્રેષ્ઠીપુત્રી સાથે તેને પરણાવ્યો; પરંતુ શાસ્ત્રમાં ઘણો કુશળ અને શાસ્ત્રરસમાં અત્યંત મસ્ત થયેલો હોવાથી તે એક ક્ષણ પણ પુસ્તક હાથમાંથી મૂકતો નહોતો.

નવાં નવાં શાસ્ત્રનાં વિનોદમાં જતા કાળને પણ તે જાણતો નહોતો. કોઈ દિવસ સ્ત્રીવિલાસ તથા ઉપભોગાદિ તેના સ્મરણમાં પણ આવતા નહિ.

સ્વપ્નામાં પણ સ્ત્રીનું નામ તે સંભારતો નહીં. સ્ત્રી ઉપર તેની દ્વેષબુદ્ધિ નહોતી, પણ શાસ્ત્રરસના આસ્વાદમાં તે અતિ મગ્ન થઇ જવાથી તેની સ્ત્રી તેને સાંભરતી નહોતી.

આ પ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયો; એટલે તેની માતાએ તે સર્વ જાણ્યું. પછી એકાંતમાં તેને બોલાવીને કહ્યું; 'આપણું ઘર મોટું છે, તેમ જાણીને તારા સસરાએ પોતાની પુત્રીનો સાંસારિક સુખ મેળવવા માટે તારી સાથે વિવાહ કર્યો છે, આપણે પારકી પુત્રી લાવ્યા છીએ; છતાં તું તો તેની સંભાળ પણ લેતો નથી. સ્ત્રીને તો સર્વ સુખમાં સ્વામીનું માન તેજ પરમ સુખ છે; તે સુખ વિનાનાં બીજા બધાં સુખ તે બાહ્ુતી સુખ જેવા માને છે.'

આ પ્રમાણે બહુ રીતે વિનવ્યો પરંતુ મૌન ધારણ કરી સર્વ સાંભળીને 'સારૂં, સારૂં,' કહીને તે તો પાછો વાંચવાના ઉદ્યમમાં જ લાગી ગયો.

તેથી શ્રીમતીએ તે બધી હકીકત પોતાના સ્વામી શ્રીપતિ શેઠને નિવેદન કરી અને કહ્યું; 'આ તમારો પુત્ર સર્વ શાસ્ત્રમાં કુશળ છે, પણ ગૃહવ્યવહારમાં મૂર્ખ હોવાથી મૂર્ખ જેવો દેખાય છે.' કારણ કે,

"કાવ્ય કરે, અગર સંસ્કૃત બોલે, અને જેટલી છે તે સર્વ કળા શીખે, પણ જો યથાયોગ્ય લોકવ્યવહાર જે જાણતો નથી, તે સર્વ મૂર્ખના સમૂહમાં ચક્રવર્તી છે." આ કારણથી આ ભણેલો મૂર્ખ સાક્ષાત્ શીંગ અને પૂંછ વગરનો પશુજ છે. જેવી રીતે લોકમાં વેદ, વૈદક, વ્યાકરણ, પ્રમાણ, લક્ષણ અને જ્યોતિષ શાસ્ત્રના અભ્યાસી ભણેલામૂર્ખ તરીકે ઓળખાય છે, તેના જેવો આ તમારો પુત્ર છે; તેથી જો તમારા પુત્રને મનુષ્યની ગણનામાં લાવવાની ઇચ્છા હોય તો તેને જુગારીઓને સોંપો, જેથી થોડા દિવસમાંજ તેને તેઓ નિપુણ કરશે, નહિ તો તે હાથમાંથી ગયો તેમ જાણજો.'

શ્રેષ્ઠીએ કહ્યું; 'પ્રિયા આવી બુદ્ધિ સારી નથી. કારણ કે, 'કાકમાં શુચિપણું, દ્યૂતકારમાં સત્યવકતાપણું, સર્પમાં ક્ષમા, સ્ત્રીમાં કામાગ્નિની શાંતિ, નપુંસકમાં ધૈર્ય, મદ્ય પીનારમાં તત્ત્વની વિચારણા અને રાજામાં મિત્રતા કોઇએ દેખી કે સાંભળી છે ?' આ પ્રમાણે જુગારીઓમાં અનેક દોષો કહેલા છે.'

'કારણ કે તે દુષ્ટો પાપી અને કુમાર્ગે જવાવાળા હોય છે. આપણા સ્વચ્છ જળ જેવા સ્વભાવવાળા પુત્રને તેની સોબત કરાવવી તે યોગ્ય નથી. જેવા નિમિત્તમાં જોડી દેશું તેવો તે થશે; પણ પછી આપણે સંતાપ કરવો પડશે, હમણાં આ ગુણવાન છે, પછી આ દોષના સમૂહરૂપ અને આપણાં ઘરને વગોવનાર થશે.'

'જેવો સંસર્ગ હોય છે, તેવો જ આત્મા ગુણ–દોષવાળો થાય છે માટે આપણો સન્માર્ગગામી પુત્ર કુમાર્ગગામી થશે, અને ત્યારબાદ કુસંગતિથી ઉત્પન્ન થયેલા દોષોને દૂર કરવાને કોઈપણ સમર્થ થઇ શકશે નહિ.'

પરંતુ સ્ત્રીની તુચ્છ મતિ હોવાથી તથા તેવી જ ભવિતવ્યતાના યોગેથી શ્રીમતીએ તે માન્યું નહિ. તે વારંવાર તેની તેજ પ્રેરણા કરવા લાગી.

તેના બહુ આગ્રહથી શેઠનું ચિત્ત પણ આખરે ભરમાયું. કહ્યું છે કે;

જેઓ ગૌરવવાળા છે, ગંભીર, સ્થિર, મોટા અને મરડવાળા હોય છે. તેઓને પણ હાથમાં રાખેલી ઘંટીની માફક સ્ત્રીઓ ભમાડે છે.' એક સ્ત્રીના હાથથી ફરતી રેંટ અવાજ કરતી હતી, તેને જોઇને મુંજે કહ્યું હતું કે, 'અરે યંત્ર ! તું રૂદન કર નહિ. માત્ર આંખના

પ્રક્ષેપમાત્રથી પણ સ્ત્રીઓએ કોને કોને ભમાડેલા નથી? તો પછી હાથથી ખીંચાય તો તેમાં શું કહેવું?'

શેઠાણીના અતિ આગ્રહથી શેઠે ગામના જુગારીઓને બોલાવીને કહ્યું;

આ મારો પુત્ર મુનિરાજની સોબતથી માત્ર ધર્મશાસ્ત્રનું શ્રવણ, પઠન, પરાવર્તનાદિકમાં જ કાળ ગુમાવે છે, પરંતુ ખાનપાન, કૌતુક જોવા, સ્ત્રી સાથે વિલાસ ભોગવવા, વસ્ત્રાભૂષણ પહેરવા, વન-ઉપવનમાં જવું, ઉત્તમ રાગવાળા ગાયનો સાંભળવા વગેરે સાંસારિક સુખ લેશમાત્ર પણ જાણતો નથી. આખો દિવસ શાસ્ત્રનો અભ્યાસ જ કર્યા કરે છે; પરંતુ ગૃહસ્થને કાંઈ એક ધર્મવર્ગ સાધવાથી ગૃહસ્થ ધર્મનો નિર્વાહ થઇ શકતો નથી. માટે તમે નિપુણ છો. શાસ્ત્ર અભ્યાસના બ્હાનાથી તમે તેની પાસે રહો; પછી યોગ્ય અવસરે અનુકૂળ વાર્તાઓ વગેરે કહીને તેનું ચિત્ત આકર્ષી વન-ઉપવનમાં લઇ જવામાં રાગરંગાદિ સાંભળવામાં તેને રસિક બનાવો. તેને સર્વ શાસ્ત્રનો બહુ સારી રીતે પરિચય છે, તેથી જે જે સ્થળે તેને લઈ જશો, ત્યાં ત્યાં તેનું ચિત્ત હાર્દ ગ્રહણ કરીને નિપુણ હોવાથી આનંદ અનુભવશે. વળી તમે તમારી કળામાં ઘણા કુશળ છો. આજથી ધર્મદત્તને તમારા હાથમાં સોંપું છું. કોઇપણ પ્રકારથી તેને ભોગરસિક કરજો. દ્રવ્યના ખર્ચની ચિંતા ન કરવી. તે બધો ખર્ચ હું આપીશ."

આ પ્રમાણેનાં શ્રેષ્ઠીનાં વચન સાભળીને તે ભોગદત્ત આદિ યુવાન આનંદ પામ્યા. 'ભાવતું હતું ને વૈદે કીધું' તે ન્યાયથી તેઓને ઈચ્છિત મળ્યું.

પછી તેઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા; "આપણે આ શ્રેષ્ઠી પુત્રને સમસ્ત કળાઓમાં પ્રવીણ એવી વેસ્યાના ઘરમાં લઈ જઇએ; તે આને શ્રેષ્ઠીપુત્ર જાણીને તેના ચિત્તનું રંજન કરવા માટે પોતાની

કળા દેખાડશે. તે વખતે આપણને પણ પારકા દ્રવ્યવડે અપૂર્વ કૌ જોવાનો પ્રસંગ મળશે. દ્રવ્યવ્યય તો શ્રેષ્ઠીનો થશે. આપણે પારકે પૈસે પરમાનંદ કરીશું વળી આપણા ખાનપાનાદિક આપણાં ચિત્તને અનુકૂળ આવે તેવો પ્રબંધ તે શ્રેષ્ઠી પાસે ક વીશું. મહાભંડાર આપણા હાથમાં આવ્યો છે. તેમાં કાંઈ શંકા ક જેવું નથી.'

આમ પરસ્પર વિચાર કરીને શ્રેષ્ઠીનો આદેશ મેળવી ઉ વસ્ત્રાદિકની શોભા કરીને તેઓ ધર્મદત્ત-કુમારની પાસે ગયા.

અને પ્રણામાદિ કરીને તેઓ બેઠા.

તે બધાયમાંથી ભોગદત્તે કહ્યું; 'તમારી શાસ્ત્રમાં અતિ નિપુ તાની ખ્યાતિ સ્થાને સ્થાને સાંભળીને અમને મનોરથ થયો કે 'અમે કુમ રની પાસે જઈએ, અને કાંઈક અભ્યાસ કરીને શાસ્ત્રબોધ પામીએ તેથી કર્ણ પવિત્ર કરવા માટે તમારી પાસે આવ્યા છીએ, માટે આ કૃપા કરીને અમારાં કર્ણોને પવિત્ર કરો.'

આ પ્રમાણે કહીને વિનયપૂર્વક કુમાર પાસે બેઠા.

કુમારે પણ શાસ્ત્રાભ્યાસના અર્થી દેખીને તેમનો બહુ આદ કર્યો, અને કહ્યું કે, 'હમેશાં સુખેથી આવજો.' પછી તે સર્વ દ્યૂતકારે હમેશાં કુમાર પાસે જઈને બેસવા લાગ્યા અને કુમાર જે જે કહે ત તે વિસ્મયતાપૂર્વક માથું ધૂણાવીને સાંભળવા લાગ્યા. તેમજ તેન પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે કરતાં કેટલાક દિવસે તેઓએ કુમા-રનું ચિત્ત તેમના તરફ આકર્ષ્યું.

એક દિવસે સંગીતશાસ્ત્રની વાત નીકળતાં ભોગદત્તે કહ્યું, 'કુમાર ! આ શાસ્ત્રમાં એક અદ્વિતીય કુશળ માણસ અહિં આવેલ છે. અમે તેનું સંગીત સાંભળીને બહુ આનંદ પામ્યા હતા, પરંતુ અમે તેનું

પ્રક્ષેપમાત્રથી પણ સ્ત્રીઓએ કોને કોને ભમાડેલા નથી? તો પછી હાથથી ખીંચાય તો તેમાં શું કહેવું?'

શેઠાણીના અતિ આગ્રહથી શેઠે ગામના જુગારીઓને બોલાવીને કહ્યું;

આ મારો પુત્ર મુનિરાજની સોબતથી માત્ર ધર્મશાસ્ત્રનું શ્રવણ, પઠન, પરાવર્તનાદિકમાં જ કાળ ગુમાવે છે, પરંતુ ખાનપાન, કૌતુક જોવા, સ્ત્રી સાથે વિલાસ ભોગવવા, વસ્ત્રાભૂષણ પહેરવા, વન-ઉપવનમાં જવું, ઉત્તમ રાગવાળા ગાયનો સાંભળવા વગેરે સાંસારિક સુખ લેશમાત્ર પણ જાણતો નથી. આખો દિવસ શાસ્ત્રનો અભ્યાસ જ કર્યા કરે છે; પરંતુ ગૃહસ્થને કાંઈ એક ધર્મવર્ગ સાધવાથી ગૃહસ્થ ધર્મનો નિર્વાહ થઇ શકતો નથી, માટે તમે નિપુણ છો, શાસ્ત્ર અભ્યાસના બ્હાનાથી તમે તેની પાસે રહો; પછી યોગ્ય અવસરે અનુકૂળ વાર્તાઓ વગેરે કહીને તેનું ચિત્ત આકર્ષી વન-ઉપવનમાં લઇ જવામાં રાગરંગાદિ સાંભળવામાં તેને રસિક બનાવો. તેને સર્વ શાસ્ત્રનો બહુ સારી રીતે પરિચય છે, તેથી જે જે સ્થળે તેને લઈ જશો, ત્યાં ત્યાં તેનું ચિત્ત હાર્દ ગ્રહણ કરીને નિપુણ હોવાથી આનંદ અનુભવશે. વળી તમે તમારી કળામાં ઘણા કુશળ છો. આજથી ધર્મદત્તને તમારા હાથમાં સોંપું છું. કોઇપણ પ્રકારથી તેને ભોગરસિક કરજો. દ્રવ્યના ખર્ચની ચિંતા ન કરવી. તે બધો ખર્ચ હું આપીશ."

આ પ્રમાણેનાં શ્રેષ્ઠીનાં વચન સાભળીને તે ભોગદત્ત આદિ યુવાન આનંદ પામ્યા. 'ભાવતું હતું ને વૈદે કીધું' તે ન્યાયથી તેઓને ઈચ્છિત મળ્યું.

પછી તેઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા; "આપણે આ શ્રેષ્ઠી પુત્રને સમસ્ત કળાઓમાં પ્રવીણ એવી વેસ્યાના ઘરમાં લઈ જઇએ; તે આને શ્રેષ્ઠીપુત્ર જાણીને તેના ચિત્તનું રંજન કરવા માટે પોતાની

કળા દેખાડશે. તે વખતે આપણને પણ પારકા દ્રવ્યવડે અપૂર્વ કૌતુકો જોવાનો પ્રસંગ મળશે. દ્રવ્યવ્યય તો શ્રેષ્ઠીનો થશે. આપણે તો પારકે પૈસે પરમાનંદ કરીશું વળી આપણા ખાનપાનાદિક તો આપણાં ચિત્તને અનુકૂળ આવે તેવો પ્રબંધ તે શ્રેષ્ઠી પાસે કરાવીશું. મહાભંડાર આપણા હાથમાં આવ્યો છે. તેમાં કાંઈ શંકા કરવા જેવું નથી.'

આમ પરસ્પર વિચાર કરીને શ્રેષ્ઠીનો આદેશ મેળવી ઉત્તમ વસ્ત્રાદિકની શોભા કરીને તેઓ ધર્મદત્ત-કુમારની પાસે ગયા.

અને પ્રણામાદિ કરીને તેઓ બેઠા.

તે બધાયમાંથી ભોગદત્તે કહ્યું; 'તમારી શાસ્ત્રમાં અતિ નિપુણતાની ખ્યાતિ સ્થાને સ્થાને સાંભળીને અમને મનોરથ થયો કે 'અમે કુમારની પાસે જઈએ, અને કાંઈક અભ્યાસ કરીને શાસ્ત્રબોધ પામીએ.' તેથી કર્ણ પવિત્ર કરવા માટે તમારી પાસે આવ્યા છીએ, માટે આપ કૃપા કરીને અમારાં કર્ણોને પવિત્ર કરો.'

આ પ્રમાણે કહીને વિનયપૂર્વક કુમાર પાસે બેઠા.

કુમારે પણ શાસ્ત્રાભ્યાસના અર્થી દેખીને તેમનો બહુ આદર કર્યો, અને કહ્યું કે, 'હમેશાં સુખેથી આવજો.' પછી તે સર્વ દ્યૂતકારો હમેશાં કુમાર પાસે જઈને બેસવા લાગ્યા અને કુમાર જે જે કહે તે તે વિસ્મયતાપૂર્વક માથું ધૂણાવીને સાંભળવા લાગ્યા. તેમજ તેની પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે કરતાં કેટલાક દિવસે તેઓએ કુમારનું ચિત્ત તેમના તરફ આકર્ષ્યું.

એક દિવસે સંગીતશાસ્ત્રની વાત નીકળતાં ભોગદત્તે કહ્યું, 'કુમાર! આ શાસ્ત્રમાં એક અદ્વિતીય કુશળ માણસ અહિં આવેલ છે. અમે તેનું સંગીત સાંભળીને બહુ આનંદ પામ્યા હતા, પરંતુ અમે તેનું

પ્રક્ષેપમાત્રથી પણ સ્ત્રીઓએ કોને કોને ભમાડેલા નથી? તો પછી હાથથી ખેંચાય તો તેમાં શું કહેવું?'

શેઠાણીના અતિ આગ્રહથી શેઠે ગામના જુગારીઓને બોલાવીને કહ્યું:

આ મારો પુત્ર મુનિરાજની સોબતથી માત્ર ધર્મશાસ્ત્રનું શ્રવણ, પઠન, પરાવર્તનાદિકમાં જ કાળ ગુમાવે છે, પરંતુ ખાનપાન, કૌતુક જોવા, સ્ત્રી સાથે વિલાસ ભોગવવા, વસ્ત્રાભૂષણ પહેરવા, વન-ઉપવનમાં જવું, ઉત્તમ રાગવાળા ગાયનો સાંભળવા વગેરે સાંસારિક સુખ લેશમાત્ર પણ જાણતો નથી. આખો દિવસ શાસ્ત્રનો અભ્યાસ જ કર્યા કરે છે; પરંતુ ગૃહસ્થને કાંઈ એક ધર્મવર્ગ સાધવાથી ગૃહસ્થ ધર્મનો નિર્વાહ થઇ શકતો નથી, માટે તમે નિપુણ છો, શાસ્ત્ર અભ્યાસના બ્હાનાથી તમે તેની પાસે રહો; પછી યોગ્ય અવસરે અનુકૂળ વાર્તાઓ વગેરે કહીને તેનું ચિત્ત આકર્ષી વન-ઉપવનમાં લઇ જવામાં રાગરંગાદિ સાંભળવામાં તેને રસિક બનાવો. તેને સર્વ શાસ્ત્રનો બહુ સારી રીતે પરિચય છે, તેથી જે જે સ્થળે તેને લઈ જશો, ત્યાં ત્યાં તેનું ચિત્ત હાર્દ ગ્રહણ કરીને નિપુણ હોવાથી આનંદ અનુભવશે. વળી તમે તમારી કળામાં ઘણા કુશળ છો. આજથી ધર્મદત્તને તમારા હાથમાં સોંપું છું. કોઇપણ પ્રકારથી તેને ભોગરસિક કરજો. દ્રવ્યના ખર્ચની ચિંતા ન કરવી. તે બધો ખર્ચ હું આપીશ."

આ પ્રમાણેનાં શ્રેષ્ઠીનાં વચન સાંભળીને તે ભોગદત્ત આદિ યુવાન આનંદ પામ્યા. 'ભાવતું હતું ને વૈદે કહ્યું' તે ન્યાયથી તેઓને ઈપ્સિત મળ્યું.

પછી તેઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા: "આપણે આ શ્રેષ્ઠી પુત્રને સમસ્ત કળાઓમાં પ્રવીણ એવી વેશ્યાના ઘરમાં લઈ જઇએ; તે આને શ્રેષ્ઠીપુત્ર જાણીને તેના ચિત્તનું રંજન કરવા માટે પોતાની

દત્ત જુગારીઓના સોબતમાં .

દેખાડશે. તે વખતે આપણને પણ પારકા દ્રવ્યવડે અપૂર્વ કૌતુકો
ાનો પ્રસંગ મળશે. દ્રવ્યવ્યય તો શ્રેષ્ઠીનો થશે. આપણે તો
ક પૈસે પરમાનંદ કરીશું વળી આપણા ખાનપાનાદિક તો
પણાં ચિત્તને અનુકૂળ આવે તેવો પ્રબંધ તે શ્રેષ્ઠી પાસે કરા-
ું. મહાભંડાર આપણા હાથમાં આવ્યો છે. તેમાં કાંઈ શંકા કરવા
ું નથી.'

આમ પરસ્પર વિચાર કરીને શ્રેષ્ઠીનો આદેશ મેળવી ઉત્તમ
ત્રાદિકની શોભા કરીને તેઓ ધર્મદત્ત કુમારની પાસે ગયા.

અને પ્રણામાદિ કરીને તેઓ બેઠા.

તે બધાયમાંથી ભોગદત્તે કહ્યું; 'તમારી શાસ્ત્રમાં અતિ નિપુણ-
ાની ખ્યાતિ સ્થાને સ્થાને સાંભળીને અમને મનોરથ થયો કે 'અમે કુમા-
ની પાસે જઈએ, અને કાંઈક અભ્યાસ કરીને શાસ્ત્રબોધ પામીએ.'
ાથી કર્ણ પવિત્ર કરવા માટે તમારી પાસે આવ્યા છીએ, માટે આપ
ૃપા કરીને અમારાં કર્ણોને પવિત્ર કરો.'

આ પ્રમાણે કહીને વિનયપૂર્વક કુમાર પાસે બેઠા.

કુમારે પણ શાસ્ત્રભ્યાસના અર્થી દેખીને તેમનો બહુ આદર
કર્યો, અને કહ્યું કે, 'હમેશાં સુખેથી આવજો.' પછીતે સર્વ ઘૂતકારો
હમેશાં કુમાર પાસે જઈને બેસવા લાગ્યા અને કુમાર જે જે કહે તે
તે વિસ્મયતાપૂર્વક માથું ધૂણાવીને સાંભળવા લાગ્યા. તેમજ તેની
પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે કરતાં કેટલાક દિવસે તેઓએ કુમા-
રનું ચિત્ત તેમના તરફ આકર્ષ્યું.

એક દિવસે સંગીતશાસ્ત્રની વાત નીકળતાં ભોગદત્તે કહ્યું, 'કુમાર !
આ શાસ્ત્રમાં એક અદ્વિતીય કુશળ માણસ અહિં આવેલ છે. અમે
તેનું સંગીત સાંભળીને બહુ આનંદ પામ્યા હતા, પરંતુ અમે તેનું

પ્રક્ષેપમાત્રથી પણ સ્ત્રીઓએ કાને કાને ભમાડેલા નથી ? તો પછી હાથથી ખીંચાય તો તેમાં શું કહેવું ?'

શેઠાણીના અતિ આગ્રહથી શેઠે ગામના જુગારીઓને બોલાવીને કહ્યું;

આ મારો પુત્ર મુનિરાજની સોબતથી માત્ર ધર્મશાસ્ત્રનું શ્રવણ, પઠન, પરાવર્તનાદિકમાં જ કાળ ગુમાવે છે, પરંતુ ખાનપાન, કૌતુક જોવા, સ્ત્રી સાથે વિલાસ ભોગવવા, વસ્ત્રાભૂષણ પહેરવા, વન-ઉપવનમાં જવું, ઉત્તમ રાગવાળા ગાયનો સાંભળવા વગેરે સાંસારિક સુખ લેશમાત્ર પણ જાણતો નથી. આખો દિવસ શાસ્ત્રનો અભ્યાસ જ કર્યા કરે છે; પરંતુ ગૃહસ્થને કાંઈ એક ધર્મવર્ગ સાધવાથી ગૃહસ્થ ધર્મનો નિર્વાહ થઈ શકતો નથી, માટે તમે નિપુણ છો. શાસ્ત્ર અભ્યાસના બ્હાનાથી તમે તેની પાસે રહો; પછી યોગ્ય અવસરે અનુકૂળ વાર્તાઓ વગેરે કહીને તેનું ચિત્ત આકર્ષી વન-ઉપવનમાં લઈ જવામાં રાગરંગાદિ સાંભળવામાં તેને રસિક બનાવો. તેને સર્વ શાસ્ત્રનો બહુ સારી રીતે પરિચય છે, તેથી જે જે સ્થળે તેને લઈ જશો, ત્યાં ત્યાં તેનું ચિત્ત હાર્દ ગ્રહણ કરીને નિપુણ હોવાથી આનંદ અનુભવશે. વળી તમે તમારી કળામાં ઘણા કુશળ છો. આજથી ધર્મદત્તને તમારા હાથમાં સોંપું છું. કોઈપણ પ્રકારથી તેને ભોગરસિક કરજો. દ્રવ્યના ખર્ચની ચિંતા ન કરવી. તે બધો ખર્ચ હું આપીશ."

આ પ્રમાણેનાં શ્રેષ્ઠીનાં વચન સાભળીને તે ભોગદત્ત આદિ યુવાન આનંદ પામ્યા. 'ભાવતું હતું ને વૈદે કીધું' તે ન્યાયથી તેઓને ઈચ્છિત મળ્યું.

પછી તેઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા; "આપણે આ શ્રેષ્ઠી પુત્રને સમસ્ત કળાઓમાં પ્રવીણ એવી વેશ્યાના ઘરમાં લઈ જઈએ; તે આને શ્રેષ્ઠીપુત્ર જાણીને તેના ચિત્તનું રંજન કરવા માટે પોતાની

કળા દેખાડશે. તે વખતે આપણને પણ પારકા દ્રવ્યવડે અપૂર્વ કૌતુકો જોવાનો પ્રસંગ મળશે. દ્રવ્યવ્યય તો શ્રેષ્ઠીનો થશે. આપણે તો પારકે પૈસે પરમાનંદ કરીશું વળી આપણા ખાનપાનાદિક તો આપણાં ચિત્તને અનુકૂળ આવે તેવો પ્રબંધ તે શ્રેષ્ઠી પાસે કરાવીશું. મહાભંડાર આપણા હાથમાં આવ્યો છે. તેમાં કાંઈ શંકા કરવા જેવું નથી.'

આમ પરસ્પર વિચાર કરીને શ્રેષ્ઠીનો આદેશ મેળવી ઉત્તમ વસ્ત્રાદિકની શોભા કરીને તેઓ ધર્મદત્ત કુમારની પાસે ગયા.

અને પ્રણામાદિ કરીને તેઓ બેઠા.

તે બધાયમાંથી ભોગદત્તે કહ્યું; 'તમારી શાસ્ત્રમાં અતિ નિપુણતાની ખ્યાતિ સ્થાને સ્થાને સાંભળીને અમને મનોરથ થયો કે 'અમે કુમારની પાસે જઈએ, અને કાંઈક અભ્યાસ કરીને શાસ્ત્રબોધ પામીએ.' તેથી કર્ણ પવિત્ર કરવા માટે તમારી પાસે આવ્યા છીએ, માટે આપ કૃપા કરીને અમારાં કર્ણોને પવિત્ર કરો.'

આ પ્રમાણે કહીને વિનયપૂર્વક કુમાર પાસે બેઠા.

કુમારે પણ શાસ્ત્રભ્યાસના અર્થી દેખીને તેમનો બહુ આદર કર્યો, અને કહ્યું કે, 'હમેશાં સુખેથી આવજો.' પછીતે સર્વ દ્યૂતકારો હમેશાં કુમાર પાસે જઈને બેસવા લાગ્યા અને કુમાર જે જે કહે તે તે વિસ્મયતાપૂર્વક માથું ધૂણાવીને સાંભળવા લાગ્યા. તેમજ તેની પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે કરતાં કેટલાક દિવસે તેઓએ કુમારનું ચિત્ત તેમના તરફ આકર્ષ્યું.

એક દિવસે સંગીતશાસ્ત્રની વાત નીકળતાં ભોગદત્તે કહ્યું, 'કુમાર ! આ શાસ્ત્રમાં એક અદ્વિતીય કુશળ માણસ અહિં આવેલ છે. અમે તેનું સંગીત સાંભળીને બહુ આનંદ પામ્યા હતા, પરંતુ અમે તેનું

રહસ્ય જાણવાને કે કહેવાને સમર્થ નથી. તે સંગીત શાસ્ત્રમાં કુશળ કલાકારે અમને પૂછ્યું કે, 'આ નગરમાં આ શાસ્ત્રનાં મર્મને જાણનાર કોઇ છે, કે જે મેં કહેલ હાર્દને ગ્રહણ કરીને ઉત્તર આપે?' અમે કહ્યું; "હા છે." તેણે કહ્યું; 'તો તમે મને તેનો મેળાપ કરાવો.'

'તેથી જો આપની ઇચ્છા હોય તો આવતી કાલે ત્યાં પધારો. તમે તો સર્વ શાસ્ત્રના અર્થનો પાર પામેલા છો. તે પણ મહાન સજ્જન છે, મનુષ્યને ઓળખનાર છે, ગુણગ્રાહી છે. ઉત્તમ મનુષ્ય છે, તમને જોઇને તે બહુ પ્રસન્ન થશે. આપ પણ તેને જોશો ત્યારે જાણશો કે તે નિપુણ પુરુષોમાં અગ્રેસર છે.'

તે સાંભળીને શાસ્ત્રવિનોદમાં રસિક કુમારે પૂછ્યું; 'તે કયાં રહે છે?' ભોગદત્તે કહ્યું; 'નગરમાં છે. તેનું સ્થાન નજીક છે.' કુમારે કહ્યું; 'આવતી કાલે આપણે તેની પાસે જઈશું'

તે સાંભળીને તેઓ આનંદ પામ્યા.

પછી શ્રેષ્ઠી પાસે જઇને તેઓએ કહ્યું; 'શ્રેષ્ઠિન્! અમે તેને કાંઇક અનુકૂળ કર્યો છે. સવારે તેને અમે સાથે લઈ જઇશું, તેથી દ્રવ્યનો આદેશ કરો. દ્રવ્ય વગર રસના રંગની વાર્તા થઇ શકતી નથી.'

શ્રેષ્ઠીએ પોતાના ભાંડારિકને બોલાવીને કહ્યું કે, "તેઓ જે માંગે તે આપજો."

પછી તેઓ કેટલુંક ધન લઇને એક રાજમાન્ય ગવૈયો સંગીતશાસ્ત્રમાં કુશળ હતો, તેની સમીપે જઇ કાંઇક ઉત્તમ ભેટ તેની પાસે મૂકીને બોલ્યા; 'આવતી કાલે અમુક સ્થાને તમે આવજો. અમે તે સ્થળે નગરના મુખ્ય શ્રેષ્ઠીનો પુત્ર કે જે સંગીતશાસ્ત્રમાં કુશળ અને પંડિતોને પ્રિય છે તેને સાથે લઈને તમારી પાસે આવીશું. તમારે

તેનાં ચિત્તનું રંજન કરવું; તે રંજીત થશે તો બહુ દ્રવ્ય આપશે. તેની પાસે અપરિમિત ધન છે '

તેણે કહ્યું; ' બહુ સારું, જરૂર લાવજો.'

પછી ભોગદત્ત આદિ રસિક યુવાનો સવારે ધર્મદત્તની પાસે આવ્યા. ત્યાં વિનય-વાર્તાદિકથી કુમારને રાજી કરીને, અવસર મેળવી આગલે દિવસે કરેલો સંકેત યાદ આપ્યો. કુમારે કહ્યું; 'ચાલો જઈએ' સેવકોએ રથ તૈયાર કરીને હાજર કર્યો.

તે રથમાં આ બધાયની સાથે બેસીને અનેક સેવકોથી પરિવરેલો કુમાર નગરચર્ચા જોતો જોતો સંગીતકારનાં ઘેર આવ્યો. તેણે પણ બહુ આદરસત્કાર આપી અતિ રમણીય એવા ઘરની પાછળના ભાગમાં ઉદ્યાનમાં લઇ જઈ ઉત્તમ આસન ઉપર બેસાડીને પુષ્પ અને તાંબુળાદિક આગળ ધરી પરિવાર સહિત તેનું બહુ સન્માન કર્યું.

બાદ વિવિધ પ્રકારના તાલ, તાન, માન, લય, ગ્રહ, માત્રા, મૂર્ચ્છના વગેરે ભેદોથી ભિન્ન ભિન્ન પ્રકારનું અનેક રસો અને અલંકારોવાળું ગીતગાન કરવામાં તે પ્રવર્ત્યો. કુમાર પણ સુંદર આસન ઉપર બેસીને તે સાંભળવા લાગ્યો. વચ્ચે વચ્ચે ગીત, ગાન તથા અલંકાર અને નાયક નયિકાના ભેદ તથા સ્થાયિ, સાત્વિક વગેરે રસ ઉત્પન્ન કરનારા વિભાવ તથા અનુભાવ ઈત્યાદિ ભેદો પ્રગટ કરીને તે સંગીતકાર ધર્મદત્તને રસ વધે તે રીતે કહેવા લાગ્યો, અને તેનું રહસ્ય કુમારને પૂછવા લાગ્યો.

કુમાર પણ સંગીત શાસ્ત્રના દૃઢ અભ્યાસથી તેનું સ્વરૂપ કહી બતાવતો, તે વખતે તે સંગીત કરનાર ઉભો થઇ પ્રણામ કરીને તેના વખાણ કરતો અને કહેતો કે, " અહો ! આપની બુધ્ધિનું કૌશલ્ય કેવું છે !'

રહસ્ય જાણવાને કે કહેવાને સમર્થ નથી. તે સંગીત શાસ્ત્રમાં કુશળ કલાકારે અમને પૂછ્યું કે, 'આ નગરમાં આ શાસ્ત્રનાં મર્મને જાણનાર કોઇ છે, કે જે મેં કહેલ હાર્દને ગ્રહણ કરીને ઉત્તર આપે ?' અમે કહ્યું: "હા છે." તેણે કહ્યું; 'તો તમે મને તેનો મેળાપ કરાવો.'

'તેથી જો આપની ઇચ્છા હોય તો આવતી કાલે ત્યાં પધારો. તમે તો સર્વ શાસ્ત્રના અર્થનો પાર પામેલા છો, તે પણ મહાન સજ્જન છે, મનુષ્યને ઓળખનાર છે, ગુણગ્રાહી છે. ઉત્તમ મનુષ્ય છે, તમને જોઇને તે બહુ પ્રસન્ન થશે, આપ પણ તેને જોશો ત્યારે જાણશો કે તે નિપુણ પુરૂષોમાં અગ્રેસર છે.'

તે સાંભળીને શાસ્ત્રવિનોદમાં રસિક કુમારે પૂછ્યું; 'તે ક્યાં રહે છે?' ભોગદત્તે કહ્યું; 'નગરમાં છે. તેનું સ્થાન નજીક છે.' કુમારે કહ્યું; 'આવતી કાલે આપણે તેની પાસે જઇશું'

તે સાંભળીને તેઓ આનંદ પામ્યા.

પછી શ્રેષ્ઠી પાસે જઇને તેઓએ કહ્યું; 'શ્રેષ્ઠિન્! અમે તેને કાંઇક અનુકૂળ કર્યો છે. સવારે તેને અમે સાથે લઈ જઇશું. તેથી દ્રવ્યનો આદેશ કરો. દ્રવ્ય વગર રસના રંગની વાર્તા થઇ શકતી નથી.'

શ્રેષ્ઠીએ પોતાના ભાંડારિકને બોલાવીને કહ્યું કે, "તેઓ જે માંગે તે આપજો."

પછી તેઓ કેટલુંક ધન લઇને એક રાજમાન્ય ગવૈયો સંગીતશાસ્ત્રમાં કુશળ હતો, તેની સમીપે જઇ કાંઇક ઉત્તમ ભેટ તેના પાસે મૂકીને બોલ્યા; 'આવતી કાલે અમુક સ્થાને તમે આવજો. અમે તે સ્થળે નગરના મુખ્ય શ્રેષ્ઠીનો પુત્ર કે જે સંગીતશાસ્ત્રમાં કુશળ અને પંડિતોને પ્રિય છે તેને સાથે લઇને તમારી પાસે આવીશું. તમારે

તેનાં ચિત્તનું રંજન કરવું; તે રંજીત થશે તો બહુ દ્રવ્ય
તેની પાસે અપરિમિત ધન છે '

તેણે કહ્યું; 'બહુ સારું, જરૂર લાવજો.'

પછી ભોગદત્ત આદિ રસિક યુવાનો સવારે ધર્મદત્ત
આવ્યા. ત્યાં વિનય-વાર્તાદિકથી કુમારને રાજી કરીને, અવસ
આગલે દિવસે કરેલો સંકેત યાદ આપ્યો. કુમારે કહ્યું; 'ચાલો
સેવકોએ રથ તૈયાર કરીને હાજર કર્યો.

તે રથમાં આ બધાયની સાથે બેસીને અનેક સેવકોથી
કુમાર નગરચર્ચા જોતા જોતા સંગીતકારનાં ઘેર આવ્યો.
બહુ આદરસત્કાર આપી અતિ રમણીય એવા ઘરની પાછળના
ઉદ્યાનમાં લઇ જઈ ઉત્તમ આસન ઉપર બેસાડીને પુષ્પ અને
દિક આગળ ધરી પરિવાર સહિત તેનું બહુ સન્માન કર્યું.

બાદ વિવિધ પ્રકારના તાલ, તાન, માન, લય, ગ્રહ,
મૂર્ચ્છના વગેરે ભેદોથી ભિન્ન ભિન્ન પ્રકારનું અનેક રસો અ
કારોવાળું ગીતગાન કરવામાં તે પ્રવર્ત્યો. કુમાર પણ સુંદર
ઉપર બેસીને તે સાંભળવા લાગ્યો. વચ્ચે વચ્ચે ગીત, ગા
અલંકાર અને નાયક નયિકાના ભેદ તથા સ્થાયિ, સાત્વિક વ
ઉત્પન્ન કરનારા વિભાવ તથા અનુભાવ ઈત્યાદિ ભેદો પ્રગટ ક
સંગીતકાર ધર્મદત્તને રસ વધે તે રીતે કહેવા લાગ્યો, અને તેનું
કુમારને પૂછવા લાગ્યો.

કુમાર પણ સંગીત શાસ્ત્રના દ્દઢ અભ્યાસથી તેનું સ્વરૂપ
બતાવતો, તે વખતે તે સંગીત કરનાર ઉભો થઇ પ્રણામ કરી
વખાણ કરતો અને કહેતો કે, "અહો! આપની બુધ્ધિનું
કેવું છે?'

આ પ્રમાણે વારંવાર કુમારની કુશળતાને વખાણીને કુમારના ચિત્તનું તેણે રંજન કર્યું. કુમાર કાન દઈને એકતાનથી હર્ષપૂર્વક સાંભળવા લાગ્યો.

આમ બે પ્રહર સુધી તેણે તેની કલા દેખાડી. કુમાર ધર્મદત્ત પણ પ્રસન્ન થયો. પછી ભોગદત્તે કુમારના કાન પાસે જઇને કહ્યું કે "આને કાંઇક આપવું જોઇએ."

કુમારે કહ્યું; 'બહુ સારું, દાનની તો પ્રથમજ જરૂર છે.'

પછી તે ધુતકારોએ શ્રેષ્ઠીનાં ઘેરથી કુમારનું નામ આપીને ધન લાવી તેની પાસે ધર્યું. ચાતુર્યપ્રિય કુમાર પણ ઉદારતા ગુણ યુક્ત હોવાથી બધું તેને આપીને 'ફરીથી આવીશું' તેમ કહી ત્યાંથી ઉઠયો. અને તે વાડી તેણે ફરીને જોઈ લીધી તે આનંદ પામ્યો.

પછી ઘેર આવીને ભોજનાદિક કરી કુમાર સ્વસ્થાને બેઠો. ધુતકારોએ સંગીતની વાતો કાઢી, કુમારે તેની કલાનાં વખાણ કર્યાં.

ભોગદત્તે કહ્યું; 'કુમાર! એક ઉત્તમ સ્ત્રી છે, તે પણ સંગીત-નાટક વગેરેમાં અતિશય કુશળ છે, ખાસ જોવા લાયક છે.'

કુમારે કહ્યું; 'કોઇ દિવસ તેનાં ઘેર આપણે જઇશું.'

આ પ્રમાણે સાંજ સુધી કુમારની પાસે રહીને સાંજે કુમારની રજા લઇ શેઠાણી પાસે જઇને બધી હકીકત શેઠાણીને કહી સંભળાવી. તે પણ હકીકત સાંભળીને આનંદ પામી અને તેઓને ઘણું ધન આપીને બોલી; 'યથેચ્છ દ્રવ્ય વ્યય કરજો, કોઇ જાતની શંકા રાખશો નહિ, બધું ધન હું આપીશ, પરંતુ મારા પુત્રને ભોગરસિક કરજો.'

તેઓએ કહ્યું; 'તમારા પુણ્યબળથી થોડાજ કાળમાં તમારી

ઇચ્છાનુસાર થઇ જશે, ત્યારે અમારી મહેનતને સફળ કરજો ' આ પ્રમાણે કહીને તેઓ પોતપોતાનાં ઘેર ગયા.

કુમાર પણ સુખશય્યામાં સૂતો સૂતો દિવસે જોયેલ સંભારીને આનંદિત ચિત્તથી સંગીતના ગ્રંથોમાં રહેલા, ઉત્તમ ભાવવાળા ઉલ્લેખોને પોતાના ક્ષયોપશમની પ્રબળતાથી વિચારવા લાગ્યો. આ પ્રમાણે આખી રાત્રી પૂર્ણ કરીને, સવારે પ્રાતઃકર્માદિક કરી પોતાના બેસવાના સ્થળે તે આવ્યો, તે વખતે દ્યૂતકારો પણ એકઠા થઇને ત્યાં આવ્યા.

પછી કુમારને પ્રેરણા કરીને બીજીવાર સંગીતકારને ઘેર લઇ ગયા, અને ત્રણ ચાર ઘડી સુધી ત્યાં રહીને કુમારને પ્રેરણા કરી ત્યાંથી ઉઠાડ્યો, અને કહ્યું; 'સ્વામિન્! આજે અમુક પર્વનો દિવસ છે, અમુક સ્થળે મેળો છે, ત્યાં મોટાં આશ્ચર્યો જોવા લાયક છે, ચાલો ત્યાં જઇએ.'

સંગીતકારે પણકુમારને ઉત્સાહિત કર્યો. એટલે દ્યૂતકાર ભોગદત્ત આદિ સંગીતકારને સાથે લઇને નદીનાં કિનારે લૌકિક દેવાલયોમાં અનેક મનુષ્યોના ટોળાંને જોતા, કોઈ કોઇ સ્થળે હાસ્યરસ ઉપજાવ કરનાર વાર્તાવિનોદ સાંભળતા, કોઇ કોઇ સ્થળે વિવિધ વેષવાળા નાટકો જોતા, કોઇ કોઇ સ્થળે વિવિધ પ્રકારના વાજીંત્રના નાદ સાથે સ્ત્રીઓનો સમૂહ નાચતો હતો તેના હાવભાવાદિ જોતા, કોઈ ઠેકાણે નટ નટીની ક્રીડા જોતા, નદીના પ્રવાહમાં નૌકા ઉપર તેઓ સર્વ બેઠા.

કુમારને ઉચ્ચ સ્થાન ઉપર બેસાડ્યા આસપાસ દ્યૂતકારો વિનયપૂર્વક બેઠા. પછી આગળ સંગીતકારે તાલ, તંત્રી, મૃદંગ, વીણા વગેરે વગાડવાપૂર્વક સંગીતનો આરંભ કર્યો; કાંઠે રહેલા લોકો ચારે તરફથી જોવા લાગ્યા. નદીના પ્રવાહમાં નૌકા આમ તેમ ડોલતી ભ્રમણ કરતી હતી.

તે સમયે એક તરફ વસંતઋતુમાં ખીલેલા વૃક્ષોની શોભા જોતાં એક તરફ રસ રંગ ઉત્પન્ન કરતા કોયલ જેવા મધુર શબ્દો સાંભળતા કુમારનું હૃદય બહુ આનંદિત થયું.

આમ અદ્ભુત રસનો આસ્વાદ અનુભવતાં કુમારને ભોજન સમયે ધૂતકારોએ કહ્યું; 'સ્વામિન્! આજ તો બહુ આનંદરસની નિષ્પત્તિનો દિવસ છે. જો તમારી આજ્ઞા હોય તો ભોજનની સામગ્રી અત્રેજ કરાવીએ.'

કુમારે કહ્યું; 'બહુ સારું, તાકીદે તૈયારી કરાવો.' પછી તેઓએ હર્ષપૂર્વક વિવિધ પ્રકારની રસોઈ રસોયા પાસે તૈયાર કરાવી, અને ઉત્તમ રાજદ્રવ્યો તેમાં મેળવીને તેમજ ઉત્તમ રસો મેળવીને રસોઈ બહુ સ્વાદિષ્ટ બનાવી.

જમવાનો વખત પણ પૂર્ણ ભરાઈ ગયો. મધ્યાહ્ન પછી બે ઘડી દિવસ ચઢયો ત્યારે કુમારાદિ સર્વને ભૂખ પણ બહુ લાગી. ત્યારે કુમારે પૂછયું; રસોઇ તૈયાર થઈ ગઇ છે કે નહિ? મને તો બહુ ક્ષુધા લાગી છે.'

તેઓએ કહ્યુ કે, "સ્વામીના આદેશથી તરત જ તૈયાર થઇ ગઇ છે."

પછી કુમાર બેઠા થયો, અને તે સર્વેની સાથે વિવિધ રસવાળી રસોઈ તેઓ જમ્યા.

# ૨૫ : કામપતાકાના આવાસમાં :

રસોઇ જમ્યા પછી નંદનવનની ઉપમા લાયક ઉદ્યાનમાં જઇને ઉત્તમ સ્થાને બેસી તાંબુળાદિકથી મુખશુદ્ધિ કરીને ફરીથી ગીતાદિકનો તેઓએ આરંભ કર્યો.

આ અવસરે એક નૃત્યકળામાં કુશળ ચંદ્રલેખા નામની નાચ કરનારી ત્યાં આવી. લોકોના સમૂહે તથા ધૂતકારોએ પ્રેરેલી તે નર્તકી ત્યાં આવી કુમારને પ્રણામ કરી તેની પાસે ઉભી રહી, અને નૃત્ય કરવા લાગી. વિવિધ પ્રકારના હાવભાવ, વિભ્રમ, કટાક્ષ, અંગવિક્ષેપાદિકથી અતિ અદ્‌ભુત એવા સ્વર, ગ્રામ, તથા મૂર્ચ્છનાવડે તેણે કુમારનાં મનને બહુ રંજિત કર્યું. કુમાર પણ અનિમેષ દૃષ્ટિથી તેના તરફ જોવાં લાગ્યો.

આમ એક મૂહૂર્ત માત્ર દિવસ બાકી રહ્યો ત્યાં સુધી તેણે નૃત્ય કર્યું.

લોકોએ તેની બહુ પ્રશંસા કરી, અને બોલ્યા; 'આવું ભવ્ય નાટક શ્રેષ્ઠીપુત્ર વગર અમને કોણ બતાવત ?'

આ પ્રમાણે લોકોની પ્રશંસા સાંભળીને આનંદિત ચિત્તવાળા થઇને કુમારે તેને બહુ ધન આપી વિસર્જન કરી. અને વાહનપર સ્વારી કરીને ઘેર આવવા ચાલ્યા.

માર્ગમાં તેઓ કહેવા લાગ્યા; "સ્વામિન્! આજે અમારું ચિત્ત આપની કૃપાથી બહુ આનંદ પામ્યું, પરંતુ તમારાં ચિત્તમાં સારૂં લાગ્યું કે ન લાગ્યું ?"

ધર્મદત્ત કુમારે કહ્યું કે, "આવું નૃત્ય હૃદયને આહ્લાદ કેમ ન કરે ? વળી ફરીથી કોઈ વખત એની પાસે નૃત્ય કરાવીશું." તે સાંભળીને ભોગદત્ત બોલ્યો; 'આ નર્તકીએ નૃત્ય તો સારૂં કર્યું, પરંતુ કામપતાકા ગણિકાના નૃત્ય આગળ તો આ એક આની પણ નહિ.'

કુમારે પૂછ્યું; 'તે ક્યાં રહે છે ?'

"આપણા નગરમાં રાજમંદિર જેવા મોટા મહેલમાં રહે છે. સ્ત્રીમાં જે ગુણો હોય તે સર્વે તેના અંગમાં ખાસ કરીને રહેલા છે. તેનાં દર્શન માત્રથીજ દેવાંગનાનો ભ્રમ ચિત્તમાં થાય છે. તે પણ આપના જેવા ગુણવંતની આગળજ પોતાની કળા દેખાડે છે, જેને તેને દેખાડતી નથી. તેનું બહુ વર્ણન શું કરૂં ? તમારા જેવા જોનારાઓ પાસે જ્યારે તે નૃત્ય કરે છે, ત્યારે જે રસ ઉત્પન્ન થાય છે તેનું વર્ણન કરવાને કોણ સમર્થ છે ? જો તેનો સંગ ક્ષણમાત્ર પણ કરશો તો આપને પણ તે વાતની ખાત્રી થશે."

"પહેલા તમે તેનું નાટક કોઈ વખત જોયું છે ?'

'અમારા જેવા મંદ ભાગ્યવાળાને તે જોવાનો વખત ક્યાંથી આવે ? પરંતુ એક વખતે બે વરસ પહેલાં રાજાએ અતિ આદરપૂર્વક તેનું નૃત્ય કરાવ્યું હતું, તે વખતે આપના જેવા પુન્યવંતની પાછળ પાછળ જઇને અમે જોયું હતું. તે હજુ પણ ભૂલી ગયા નથી. હવે આપનાં ચરણની સેવાની પ્રસાદીથી ઘણા દિવસના અમારા અભિલાષ અને મનોરથ પૂર્ણ થશે એવી આશા છે, આપ સ્વામી અમારો આ મનોરથ પૂરો કરો. તે પણ આપની ચતુરાઈ અને વિદ્વત્તા જોઇને ઘણી પ્રસન્ન થશે જો આપની ઇચ્છા હોય તો આવતી કાલે

તેને ઘેર આપણે જઇએ. આપના જેવાને જવા લાયક સ્થળ છે, પછી જેમ ઇચ્છામાં આવે તેમ કરો.”

ભોગદત્તની ચાલાકીભરી આ વાતને સાંભળીને ધર્મદત્તે કહ્યું; ‘જરૂર કાલે આપણે ત્યાં જઇશું’

‘બહુ સારૂં, મોટી કૃપા કરી. અમારા જેવાનાં મનોરથો પૂર્ણ થશે.’

આ પ્રમાણે વાતચિત કરતાં તેઓ ઘેર ગયા. રાત્રે પણ કુમારની પાસે બેસીને તેનું જ રૂપ, સૌંદર્ય, ચાતુર્ય, ગીતગાનમાં કુશળતા વગેરેનું વર્ણન કર્યું અને કુમારનું ચિત્ત તેને મળવામાં વિશેષ તત્પર કર્યું. “સવારે અવશ્ય આપણે જઈશું” તે પ્રમાણે નિશ્ચય કરીને તેઓ સૂઇ ગયા.

સવાર થઇ એટલે પ્રાતઃકાર્યો કરીને કુમારેજ સ્વયં કહ્યું; “રથ તૈયાર કરાવો.”

કુમારની વિહ્વળતા જોઇને ભોગદત્તે ઘરમાં જઇ શેઠને તે વાત કહી, ને કહ્યું કે, ‘આપ અમારા પરિશ્રમનું પરિણામ જૂઓ ! જે ભોગનું નામ પણ લેતો નહોતો, તે થોડા દિવસમાં તો તમે મેળવેલી આખી સંપદાને સફળ કરશે. તે જોઇને આપની ઇચ્છા પૂર્ણ થશે, તે સમયે અમારી મહેનતને જોજો, ને યોગ્ય બદલો આપજો !’

તે સાંભળીને શેઠ–શેઠાણી હર્ષ પામ્યા.

ભોગદત્તે આગળ જઇને કામપતાકા ગણિકાને જણાવ્યું કે, “આજે નગરશેઠના પુત્રને તારે ઘેર અમે લાવીશું; તારે તેની પાસે તારૂં પૂર્ણ કળાકૌશલ્ય દેખાડીને તેનાં ચિત્તને આકર્ષવું, કુમાર જેવો તેવો નથી; સર્વ કળામાં કુશળ છે, સર્વ શાસ્ત્રનાં હાર્દને જાણનાર છે, તેથી બરાબર ધ્યાન દઇને સર્વ કળા બતાવજે. જો પ્રસન્ન થશે તો એ જંગમ કલ્પવૃક્ષ છે. ઇચ્છિત કરતાં પણ અધિક આપે તેવો છે.”

"તાકીદે લાવો, પછી બધું જણાશે. મુનિમાર્ગમાં રહેલા, મુક્તિપુરમાં પ્રવેશ કરવાને લાયક થયેલા એવા પુરુષોને પણ વેશ્યાઓએ સર્વ ત્યજાવ્યું છે, અને કામભોગમાં એકતાન કર્યા છે, તો તેની પાસે આ કોણમાત્ર છે? આ તો વણિકપુત્ર છે, બધું સારૂં થશે."

આમ કહીને તેને રત્ન આપી.

પછી કુમાર પણ રથમાં બેસીને તે સર્વની સાથે કામપતાકાના આવાસે આવ્યો.

કુમારનું આગમન સાંભળતાં જ તે ઉઠી. સુવર્ણ, રત્ન, મોતી વગેરેથી બંને હાથો ભરીને બારણા સુધી આવી કુમારને તેણે વધાવ્યા અને "અહીં આપનાં ચરણ ધરો, આપ ભલે પધાર્યા, આપનાં ચરણોવડે મારા આ રંકગૃહને પવિત્ર કરો. આપની આજે મારા ઉપર મોટી કૃપા થઇ, આજે મારાં આંગણે વાદળાં વગર અમૃતમેઘની વૃષ્ટિ થઇ, આજે મારાં આંગણે કલ્પવૃક્ષ ફળ્યો, વગર બોલાવેલી સ્વર્ગગંગા આજે મારે ઘેર ઉતરી, કારણ કે નગરશેઠના કુળદીપક કુમારે મારૂં ઘર આજે અલંકૃત કર્યું."

આ પ્રમાણે વચનામૃતથી તેને સંતોષીને "ખમા ખમા" એમ બોલતી કુમારને ઘરના અંદરના ભાગમાં તે લઇ ગઇ.

ત્યાં પણ ફરીથી મધુર વચનોવડે તેને સંતોષીને ઉપરના માળે ચિત્રશાળામાં દેવતાના શયન જેવા પલ્યંક ઉપર બહુમાનપૂર્વક તેને બેસાડ્યો.

કુમાર જ્યાં જ્યાં જોતો હતો ત્યાં ત્યાં કાચ વગેરેની શોભાથી સાક્ષાત્ વિમાન હોય તેવી ભ્રાંતિ થતી હતી. પછી પ્રથમ તો કામપતાકાની માતા કામસેનાએ કસ્તુરી, ચંદન, અત્તર વગેરે બહુ મૂલ્યવાન પદાર્થોથી કુમારનું શરીર સુવાસિત કર્યું, ગુલાબજળ વગેરે

અતિ યત્નપૂર્વક તે તેની રક્ષા કરે છે. એક ક્ષણ પણ તેને છોડતી નથી, માટે તે મારે સ્વાધીન નથી.'

'હે યક્ષરાજ ! મેં તો તે સ્ત્રીને માટે જ તમારું આરાધન કર્યું છે, તેથી ગમે તે રીતે તે સ્ત્રી મને પાછી સોંપો.'

'તેને તો મેં મારી પ્રિયાને આપી દીધી છે, તેથી તેમાં મારું કાંઈ ચાલે નહિ. બીજું જે કાંઇ તું માગ, તે તને હું આપું, પરંતુ તે સ્ત્રીને આપીશ નહિ.'

આ પ્રમાણે કહીને યક્ષ અદ્રશ્ય થઈ ગયો.

કુમાર પણ યક્ષનાં વચન સાંભળીને હર્ષ, વિષાદ, આશ્ચર્યાદિના મિશ્રભાવથી વિચાર કરતો ચિંતવવા લાગ્યો; ધિક ! ધિક ! દેવો પણ સ્ત્રીને આધીન થઈ ગયેલા દેખાય છે, અથવા તો મોહનીય કર્મ કોને મૂંઝવતું નથી ? જે કોઈ જીવો જિનેશ્વરનાં આગમનું તાત્પર્ય જાણતા નથી, તેઓ કર્મને આધીન જ વર્તે છે. તેમાં જરા પણ વિસ્મય પામવા જેવું નથી; પરંતુ હવે મારે કરેલી પ્રતિજ્ઞા પાળવા માટે શો ઉપાય કરવો ?

આ પ્રમાણે એક ક્ષણવાર વિચારીને તેણે નિર્ણય કર્યો; 'તપ કર્યા વિના બીજો કાંઈ ઉપાય નથી, કારણ કે દુઃસાધ્ય તેવું કાર્ય પણ તપથી સિદ્ધ થાય છે.

આ પ્રમાણે વિચારીને તે યક્ષિણીને ઉદ્દેશીને નિશ્ચળ ચિત્તથી તેણે છ ઉપવાસ કર્યા.

પૂર્વની માફક ધીરજ અને બળથી યક્ષિણીનું આસન કંપાયમાન થતાં પ્રત્યક્ષ થઇને તે બોલીઃ 'વત્સ ! આ સાહસ શા માટે કરે છે ?'

'માતાજી ! ધર્મદત્તની પ્રિયાને આપો.'

'તેને તો કલ્પાંતે પણ હું આપું તેમ નહોતું, પરંતુ તારા ઉત્કૃષ્ટ સાહસ આગળ હું અશક્ત છું, તેથી આપ્યા વિના મારો છૂટકો નથી!'

આમ તેને કહીને ઇચ્છા નહોતી તો પણ વસ્ત્રાભરણોથી સત્કારીને ધનવતીને તેને સોંપી.

કુમારે પણ ધર્મદત્તને બોલાવીને કહ્યું; 'આ તારી પ્રિયા ખરી કે નહિ?'

તે પણ દિવ્યાભરણથી ભૂષિત થયેલી રેશમી વસ્ત્રોથી શોભતી પોતાની પત્નીને જોઇને અત્યંત હર્ષ પામ્યો; અને કુમારને કહેવા લાગ્યો; 'આપની કૃપાથી મારું ઇચ્છિત સિદ્ધ થયું.'

પછી કુમારે કહ્યું; 'આગળ ચાલ, તારો સુવર્ણપુરૂષ પણ તને આપું.' આમ કહીને પ્રિયા સહિત ધર્મદત્તને સાથે લઇ તે સ્મશાનમાં ગયો.

પછી નિશાની વડે ઓળખીને એક વૃક્ષ પાસેની ભૂમિ તેણે ધર્મદત્તને દેખાડી અને કહ્યું; 'હે ભદ્ર! અહીં ખોદ.' તેનાં વચનથી તેણે તે જમીનને ખોદી, એટલે ત્યા દાટેલો દેદીપ્યમાન સુવર્ણપુરૂષ નીકળ્યો. ધર્મદત્તે વિચાર્યું; 'અહો, આ પ્રમાણે નિષ્કારણ ઉપકાર કરનાર આ કુમાર સમાન બીજુ કોઇ જણાતું નથી. હવે હું તેના ઉપર સેંકડો ઉપકાર કરું, તોપણ તેનો પ્રત્યુપકાર થાય તેમ નથી; પરંતુ યથાશકિત તેની સેવામાં હું પ્રવર્તીશ, હમેશાં તેને અનુકૂળ વર્તન હું કરીશ. અને વારવાર મારા મુખથી તેની સ્તુતિ કરીશ.'

આમ વિચારીને તે બોલ્યો; 'કુમાર! તમે તો મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે, તેનું વર્ણન મારા એક મુખેથી હજાર વરસો સુધી કરવાને પણ હું અશક્ત છું. હવે હું આપની પાસે શું યાચું?'

કુમારે કહ્યું; કે, 'મારી પ્રતિજ્ઞાનો નિર્વાહ થવાથી મારાં ચિન્તમાં બહુ જ આનંદ થયો છે. પુરુષ પોતાનું વચન પાળે છે ત્યારે જ તેનું પુરુષત્વ વખાણાય છે, તારા મનોરથની પૂર્તિ થઇ તેથી મને બધું મળ્યું છે.'

આમ કહીને કુમાર બોલતો બંધ થયો, એટલે ધર્મદત્તે કહ્યું; 'સ્વામિન ! આ સુવર્ણપુરૂષ તો આપ જ ગ્રહણ કરો. મને મારી પ્રિયા મળી એટલે સેંકડો સુવર્ણપુરૂષો મળ્યા છે.'

કુમારે કહ્યું; 'શું તારૂં ચિન્ત ખસી ગયું છે ? કે વાયુ થઇ ગયું છે ? કે શું તને તારી પ્રિયાનાં દર્શનથી મતિનો ભ્રમ થઇ ગયો છે ? કે જેથી બહુ પ્રયત્નથી સાધ્ય અને દુષ્પ્રાપ્ય એવા સુવર્ણપુરૂષને તું ગ્રહણ કરતો નથી ? અને મને આપી દેવા ધારે છે.'

તે સાંભળીને ધર્મદત્તે કહ્યું; 'સ્વામિન ! હું વણિક છું, તેથી આ સુવર્ણપુરૂષ મારા ઘરમાં શોભે નહિ, તેથી આપજ ગ્રહણ કરો, મારે તો તમારી કૃપાથી સર્વ સારૂં થશે. આ તમારેજ યોગ્ય છે.'

કુમારે તે સાંભળીને કહ્યું; 'એવું કોઇ સ્થળે સાંભળ્યું છે કે કષ્ટ

કોઇ કરે અને તેનું ફળ અન્ય ભોગવે ? તું તેને માટે વનમાં ભટક્યો છે, તેં જ આતપાદિ મહાન કષ્ટો સહન કર્યા છે અને મરણાંત ઉપસર્ગાદિ અતિ કલેશવડે આ સુવર્ણપુરૂષ તેં પ્રાપ્ત કર્યો છે, તે મારાથી કેમ ગ્રહણ થાય ? તે મેળવેલું તું જ ગ્રહણ કર.'

'હે સ્વામિન ! આ સુવર્ણપુરૂષ ગ્રહણ કરવા જેટલું મારૂં ભાગ્ય નથી. મે મારી ભાગ્યની પ્રથમથી જ પરીક્ષા કરેલી છે. જો એ મારા નસીબમાં હોત તો એક ક્ષણવારમાં તે કેમ ચાલ્યો જાત ? તે ગયેલાને તમે તમારા પુરૂષાર્થથી અને પુન્યબળવડે ફરી પ્રગટ કરેલ છે, હું કાંઇ તમને આપતો નથી. તમે પ્રકટ કર્યું તે તમેજ ગ્રહણ કરો, મારે

તો તે લેવામાં આપનાં ચરણના શપથ છે, મેં તો આ તમને ભેટ કરેલ છે.'

આ પ્રમાણે તેણે અતિ આગ્રહ કર્યો, એટલે કુમારે તેનું વચન માન્ય રાખ્યું, અને કહ્યું; 'ભદ્ર ! તેમાંથી ઇચ્છાનુસાર સોનું તું ગ્રહણ કર, જેથી તને વ્યાપાર કરવામાં ઉપયોગમાં આવે, તું સુવર્ણ ગ્રહણ કરીશ, તો મારું ચિત્ત ઘણુ જ આનંદિત થશે.'

તે સાંભળીને ધર્મદત્તે તે સુવર્ણ પુરૂષના બે પગ અને બે હાથ કાપીને તેટલું સોનુ ગ્રહણ કર્યું, અને કુમારને કહ્યું કે, 'આપની કૃપાથી મેં વ્યાપાર માટે જોઇતુ સુવર્ણ ગ્રહણ કર્યું છે, હવે બાકીનું તમે ગ્રહણ કરો અને નગરને શોભાવો.'

પછી કુમાર તેના અત્યાગ્રહથી સુવર્ણપુરૂષનો બાકી રહેલ ભાગ કોઇ સ્થળે છૂપાવીને નગર તરફ ચાલ્યો; અને રાજાને મલ્યો. રાજાએ પૂછ્યું; 'તે દુઃખિતનું ઇપ્સિત સિદ્ધ થયું ?'

કુમારે કહ્યું; 'આપની કૃપાથી તેનું ઇચ્છિત કાર્ય સિદ્ધ થયું છે.'

રાજાએ કહ્યું; 'બહુ સારૂ થયું.'

રાજા નિર્લોભી સ્વભાવવાળો હોવાથી તથા ધન સમૃધ્યાદિકવડે ભરપૂર હોવાથી બીજુ કાંઇ પણ તેણે પૂછ્યુ નહિ.

કુમારે પણ પોતે ગર્વિત દેખાય તેવા ભયથી કાંઇ પણ વિસ્તારથી કહ્યું નહિ. પછી રાજા અને કુમાર પોતપોતાનાં કાર્યમાં પ્રવૃત્ત થયા

ધર્મદત્ત કોઇ નજીકના ગામમાં જઇને ઉત્તમ ઘર ખરીદી ત્યાં રહ્યો. ત્યાં રહીને તે સુવર્ણવડે વ્યાપાર કરવા લાગ્યો. અનેક ગાડા, ઊંટ, બળદો, ગધેડા આદિ કરિયાણાથી ભરીને તેણે દેશાંતરમાં મોકલ્યા.

ત્યાં તેના પુન્યસમૂહના ઉદયથી વીશગણે નફે તે વેચાયા; વળી

તે સ્થળે રહેલા કરિયાણા પોતાનાં ગામ તે લાવ્યો, ત્યાં પણ દશગણા મૂલ્યથી તે વેચાયા. આ પ્રમાણે ગમનાગમન કરતાં તેણે થોડા જ કાળમાં સોળ કરોડ ધન એકઠું કર્યું.

એક દિવસ ધર્મદત્તે વિચાર્યું; 'સોળ કરોડ ધન મળ્યું, હવે અહીં રહેવું યોગ્ય નથી, હવે તો મારા ગામ તરફ જાઉં, અને ત્યાં જઇને મારા બાપનું નામ ઉદ્યોતિત કરૂં. તેમજ પ્રથમની ભાર્યાનાં મનોરથો પૂર્ણ કરૂં. સ્વજનાદિકને સંતોષું. વળી સુપાત્ર દાન અને પૂજા પ્રભાવના વગેરે કરીને પ્રાપ્ત થયેલ નરભવને સફળ કરૂં.'

આ પ્રમાણે વિચારીને તેણે તે સ્થળનો વ્યપાર બંધ કરી મોટા સાર્થ સાથે લઇ પત્નીને સુખાસનમાં બેસાડી પોતે અશ્વ રથાદિ વાહન ઉપર ઇચ્છાનુસાર બેસી સેંકડો સુભટોથી પરિવરેલો તે પોતાના ગામ તરફ ચાલ્યો.

થોડા દિવસમાં તે પોતાના નગર પાસે આવી પહોંચ્યો.

પોતાનાં ઘેર વધામણી મોકલી, 'ધર્મદત્ત શ્રેષ્ઠી ઘણું ધન ઉપાર્જીને મોટી સમૃદ્ધિ સહિત આવે છે.'

તે સાંભળીને પ્રથમની પત્નીએ વધામણી લાવનારને વસ્ત્ર, ધન આભૂષણ વગેરે આપ્યાં; પછી સ્વજનો વિવિધ પ્રકારના સુખાસન, રથ તથા ગાડીઓમાં બેસીને સુંદર વસ્ત્રાલંકારો પહેરીને, વિવિધ પ્રકારનાં વાજીંત્રો વગડાવતાં, એક યોજન સુધી સામે લેવા ગયા.

ધર્મદત્ત સ્વજનાદિકને પ્રણામ કરવા પૂર્વક ગાઢ આલિંગન દઇને મળ્યો. પરસ્પર કુશળક્ષેમની વાર્તા પૂછવા લાગ્યા. પછી કુળવૃદ્ધો તથા અતિપરિચિત સંબંધીઓને સન્માનપૂર્વક પોતાના રથમાં બેસાડયા, બીજાઓને પણ યથાયોગ્ય વાહન, અશ્વ વગેરે ઉપર બેસાડીને, બહુ પ્રકારના આડંબર સહિત, હજારો લોકોથી પરિવરેલો, અનેક વાજીંત્રોના નાદથી સ્વાગત કરાતો, સધવા કુળવધૂઓના ધવળમંગળોથી

ગવાતો, ઘણા ઉત્સાહપૂર્વક યાચક લોકોને દાન આપતો, ત્રિપથ, ચતુષ્પથ તથા રાજ્યપથમાં પગલે પગલે નગરના રહેવાસી શ્રેષ્ઠીઓ સાથે જુહાર કરતો ધર્મદત્ત પોતાનાં ઘેર આવ્યો.

પૂર્વની પત્ની શ્રીમતી અક્ષય પુષ્પાદિકથી વધાવીને તેને ઘરમાં લઇ ગઇ. પછી બેસવાના સ્થાનમાં સૌ બેઠા. તે વખતે સ્વજનોએ તથા બીજા પરિચિત અને અપરિચિત લોકોએ આવીને વસ્ત્ર, આભરણ, સુવર્ણ. રૂપું, રોકડનાણું, રૂપિયા ઇત્યાદિ ભેટ કર્યા.

ધર્મદત્તે ઘરની મર્યાદા પ્રમાણે લેવા લાયક હતી તેની ભેટ સ્વીકારી, પછી ધર્મદત્તે વિવિધ દેશમાં ઉત્પન્ન થયેલા વસ્ત્રાદિકથી યથાયોગ્ય રીતે તે સર્વનો સત્કાર કર્યો.

ધનવતી પણ સુખાસનથી ઉતરીને બહુ પ્રકારના વસ્ત્ર દ્રવ્યાદિ આપવા પૂર્વક પોતાની વડિલ બ્હેનનાં પગમા પડી. તેણે પણ આશિર્વાદ આપીને તેને ગાઢ આલિંગન કર્યું. પરસ્પર કુશળક્ષેમની વાતો પૂછવા લાગી. નગરમાં પૂર્વના આશ્રિત લોકો હતા તેઓ પણ મળવાને આવી ગયા.

ધર્મદત્તે મધુર શબ્દથી તેઓને પણ સન્માનીને તૃપ્ત કર્યા. સમગ્ર નગરમાં ઘણો યશ વિસ્તરી ગયો.

સર્વે લોકો બોલવા લાગ્યા; 'જુઓ શ્રીપતિશ્રેષ્ઠીનો પુત્ર કેવો થયો ? પિતાનું નામ કેવું વધાર્યું ? પૂર્વે તે ક્ષીણ થઇ ગયો હતો, પરંતુ પોતાની ભુજાબળથી ઘણું ધન ઉપાર્જીને તે આવ્યો અને કુળને દીપાવ્યું. જે સુપુત્ર થાય તે જ કુળને અજવાળે છે.'

આ પ્રમાણે દરેક ઘરમાં દરેકને મુખે તેનો યશ બોલાવા લાગ્યો.

બીજે દિવસે સ્વજન, મિત્ર, જ્ઞાતિજનોને નિમંત્રીને અતિ સુંદર સુખડી સહિત રસવતીથી તેમને ભોજન કરાવી પુષ્પ તાંબુલાદિ આપી તેઓનું વસ્ત્રાભરણોથી સન્માન કર્યું.

પછી પૂર્વની પત્ની સમક્ષ વહાણમાં બેઠા ત્યારથી ઘેર પાછા આવ્યા ત્યાં સુધીનો બધો વૃત્તાંત કહ્યો. તે પણ આંખમાં આંસુ લાવીને બોલી; 'સ્વામિન્ ! પૂર્વજોના ધર્મપસાયથી જ આપનાં દર્શન થયા છે. આટલા દિવસો મેં મહાદુઃખમાં પસાર કર્યા છે; તે દુઃખ મારૂં મન જ જાણે છે, અથવા જિનેશ્વર જાણે છે. આવું દુઃખ શત્રુને પણ ન હોજો; પરંતુ આપનાં દર્શનથી તે સર્વ દુઃખ વિસરાઈ ગયું છે. હવે તો ભાગ્યવંતી સ્ત્રીઓમાં હું અગ્રેસર થઈ છું, અને સર્વ સ્વજનોને હર્ષ અને સંતોષ થયો છે.'

ત્યારપછી ધર્મદત્ત તેના પિતાની માફક વ્યાપાર કરવામાં પ્રવર્ત્યો.

યશોધવલ રાજાએ એકદા માથું સાફ કરાવતાં તેમાં પળીયાં આવેલાં દેખીને અદ્ભુત વૈરાગ્યોદય થવાથી ચંદ્રધવળને રાજ્ય આપીને દીક્ષા ગ્રહણ કરી. અને દુસ્તર તપ તપી, ઘાતી કર્મ ખપાવી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, પૃથ્વી ઉપર વિચરી ઘણા ભવ્યજીવોને પ્રતિબોધી, અંતે એક માસની સંલેખના કરી, અઘાતી કર્મોને પણ યોગનું રૂંધન કરવા વડે ખપાવી દઇ મહાનંદ પદને પ્રાપ્ત કર્યું.

ચંદ્રધવળને રાજ્ય મળ્યા પછી તે ન્યાયપૂર્વક રાજ્ય ચલાવવા લાગ્યો. તેણે યુક્તિથી પૂજેલા પેલા સુવર્ણપુરૂષના હાથ, પગ છેદ્યા હતા છતાં તે નવા ઉત્પન્ન થયા આ પ્રમાણે પ્રતિદિવસ થવાથી સુવર્ણવડે તેનો ભંડાર અક્ષય થઇ ગયો.

ગવાતો, ઘણા ઉત્સાહપૂર્વક યાચક લોકોને દાન આપતો, ત્રિપથ, ચતુ
ષ્પથ તથા રાજ્યપથમાં પગલે પગલે નગરના રહેવાસી શ્રેષ્ઠીઓ સા
જુહાર કરતો ધર્મદત્ત પોતાનાં ઘેર આવ્યો.

પૂર્વની પત્ની શ્રીમતી અક્ષય પુષ્પાદિકથી વધાવીને તેને ઘરમ
લઇ ગઇ. પછી બેસવાના સ્થાનમાં સૌ બેઠા. તે વખતે સ્વજનોએ
તથા બીજા પરિચિત અને અપરિચિત લોકોએ આવીને વસ્ત્ર, આભ
રણ, સુવર્ણ. રૂપું, રોકડનાણું, રૂપિયા ઇત્યાદિ ભેટ કર્યા.

ધર્મદત્તે ઘરની મર્યાદા પ્રમાણે લેવા લાયક હતી તેની ભેટ
સ્વીકારી, પછી ધર્મદત્તે વિવિધ દેશમાં ઉત્પન્ન થયેલા વસ્ત્રાદિકથી
યથાયોગ્ય રીતે તે સર્વનો સત્કાર કર્યો.

ધનવતી પણ સુખાસનથી ઉતરીને બહુ પ્રકારના વસ્ત્ર દ્રવ્યાદિ
આપવા પૂર્વક પોતાની વડિલ બ્હેનનાં પગમાં પડી. તેણે પણ આશિ-
ર્વાદ આપીને તેને ગાઢ આલિંગન કર્યું. પરસ્પર કુશળક્ષેમની વાતો
પૂછવા લાગી. નગરમાં પૂર્વના આશ્રિત લોકો હતા તેઓ પણ
મળવાને આવી ગયા.

ધર્મદત્તે મધુર શબ્દથી તેઓને પણ સન્માનીને તૃપ્ત કર્યા.
સમગ્ર નગરમાં ઘણો યશ વિસ્તરી ગયો.

સર્વે લોકો બોલવા લાગ્યા; 'જુઓ શ્રીપતિશ્રેષ્ઠીનો પુત્ર કેવો
થયો ! પિતાનું નામ કેવું વધાર્યું ? પૂર્વે તે ક્ષીણ થઇ ગયો હતો,
પરંતુ પોતાની ભુજાબળથી ઘણું ધન ઉપાર્જીને તે આવ્યો અને કુળને
દીપાવ્યું. જે સુપુત્ર થાય તે જ કુળને અજવાળે છે.'

આ પ્રમાણે દરેક ઘરમાં દરેકને મુખે તેનો યશ બોલાવા લાગ્યો.

બીજે દિવસે સ્વજન, મિત્ર, જ્ઞાતિજનોને નિમંત્રીને અતિ સુંદર
સુખડી સહિત રસવતીથી તેમને ભોજન કરાવી પુષ્પ તાંબુલાદિ આપી
તેઓનું વસ્ત્રાભરણોથી સન્માન કર્યું.

પછી પૂર્વની પત્ની સમક્ષ વહાણમાં બેઠા ત્યારથી ઘેર પાછા આવ્યા ત્યાં સુધીનો બધો વૃત્તાંત કહ્યો. તે પણ આંખમાં આંસુ લાવીને બોલી; 'સ્વામિન્ ! પૂર્વજોના ધર્મપસાયથી જ આપનાં દર્શન થયા છે. આટલા દિવસો મેં મહાદુ:ખમાં પસાર કર્યા છે; તે દુ:ખ મારૂં મન જ જાણે છે, અથવા જિનેશ્વર જાણે છે. આવું દુ:ખ શત્રુને પણ ન હોજો; પરંતુ આપનાં દર્શનથી તે સર્વ દુ:ખ વિસરાઈ ગયું છે. હવે તો ભાગ્યવંતી સ્ત્રીઓમાં હું અગ્રેસર થઈ છું, અને સર્વ સ્વજનોને હર્ષ અને સંતોષ થયો છે.'

ત્યારપછી ધર્મદત્ત તેના પિતાની માફક વ્યાપાર કરવામાં પ્રવર્ત્યો.

યશોધવલ રાજાએ એકદા માથું સાફ કરાવતાં તેમાં પળીયાં આવેલાં દેખીને અદ્ભુત વૈરાગ્યોદય થવાથી ચંદ્રધવળને રાજ્ય આપીને દીક્ષા ગ્રહણ કરી. અને દુસ્તર તપ તપી, ઘાતી કર્મ ખપાવી કેવળ-જ્ઞાન પ્રાપ્ત કરી, પૃથ્વી ઉપર વિચરી ઘણા ભવ્યજીવોને પ્રતિબોધી, અંતે એક માસની સંલેખના કરી, અઘાતી કર્મોને પણ યોગનું રૂંધન કરવા વડે ખપાવી દઇ મહાનંદ પદને પ્રાપ્ત કર્યું.

ચંદ્રધવળને રાજ્ય મળ્યા પછી તે ન્યાયપૂર્વક રાજ્ય ચલાવવા લાગ્યો. તેણે યુક્તિથી પૂજેલા પેલા સુવર્ણપુરૂષના હાથ, પગ છેદ્યા હતા છતાં તે નવા ઉત્પન્ન થયા આ પ્રમાણે પ્રતિદિવસ થવાથી સુવર્ણવડે તેનો ભંડાર અક્ષય થઇ ગયો.

## ૩૦ : વાંદરી પ્રતિબોધ પામે છે :

એક દિવસ દારિદ્રયપીડિત લોકોને દેખીને કરૂણા આવવાથી ચંદ્રધવળ રાજાએ તે સુવર્ણપુરૂષમાંથી ઉત્પન્ન થયેલ સુવર્ણવડે આખા વિશ્વને દારિદ્રય રહિત કરીને આખી પૃથ્વીને અનૃણી કરી અને પોતાનો ચંદ્ર નામનો સંવત્સર પ્રવર્તાવ્યો.

તે રાજાને એક દિવસ પાછલી રાત્રે જાગ્યા પછી રાજ્યચિંતા કરતાં ધર્મદત્ત સાંભર્યો; 'અહો ! પ્રમાદની બહોળતાથી તથા રાજ્યકાર્યમાં મગ્ન થવાથી પરમોપકારી, કૃતકાર્યને જાણવામાં શિરોમણિ એવા મારા પરમમિત્ર ધર્મદત્તને મે કોઇ દિવસ સંભાર્યો પણ નથી, તેથી આજે સવારે જ તેની તપાસ કરાવીને તેને સભામાં બોલાવી, અતિ આદરપૂર્વક સન્માન આપું અને પ્રીતિલતાની વૃદ્ધિ કરૂં.'

આ પ્રમાણે વિચારતા પ્રભાત થયું. રાજાએ શય્યામાંથી ઉઠી પ્રભાતનાં કૃત્યો કરીને, રાજસભામાં આવી, નગરમાં રહેનારા લોકોને પૂછયું કે, 'શ્રીપતિશ્રેષ્ઠીનો પુત્ર ધર્મદત્ત અહીં છે કે દેશાંતરે ગયેલ છે ?'

તેઓએ કહ્યું; 'સ્વામિન્ ! તેણે દેશાંતરમાં જઇને ઘણું દ્રવ્ય ઉપાર્જી, ઘેર આવીને તેના પિતાનું નામ ઉજ્વલિત કર્યું છે. હાલ તો નગરમાં તેના જેવો બીજો કોઇ શ્રેષ્ઠી નથી, સમગ્ર નગરમાં તેજ મુખ્ય છે.'

તે સાંભળીને હર્ષિત થઇ મુખ્ય મંત્રીને મોકલીને બહુમાનપૂર્વક ચંદ્રધવલ રાજાએ તેને બોલાવ્યો. ધર્મદત્ત પણ અદ્દભુત ભેટણું લઇને મંત્રીની સાથે રથમાં બેસીને રાજસભામાં આવ્યો અને રાજાને નમસ્કાર કરીને ભેટણું આગળ ધર્યું.

રાજાએ પણ તેને બહુમાન આપીને પોતાની પાસેનાં આસનમાં બેસાડયો અને કુશળક્ષેમના સમાચાર પૂછયા.

રાજાએ કહ્યું; 'તેં મને જે સુવર્ણપુરૂષ આપ્યો તેનાવડે સમસ્ત પૃથ્વીના લોકોને અનૃણી કર્યાં છે. અને મારો યશ સર્વત્ર ફેલાયેલ છે, તે સર્વ તારો જ ઉપકાર છે.'

ધર્મદત્તે કહ્યું; 'સ્વામિન ! શા માટે મને ચઢાવો છો ? સુવર્ણપુરુષ તો તમે જ પ્રકટ કરેલ છે. જો મારા ભાગ્યમાં તે હોત તો શા માટે એક ક્ષણમાં મારા હાથમાંથી તે ચાલ્યો જાત ? વળી આપે તો મારૂં વિયોગ દુઃખ દૂર કર્યું, અને સુવર્ણ આપીને મારાં દારિદ્રયનો વિનાશ કર્યો. મનુષ્યની પંકિતમાં તમે જ મને મૂકયો છે.'

આ પ્રમાણે બંને જણાએ સજ્જનસ્વભાવથી પરસ્પરના ગુણ ગ્રહણ કર્યા.

રાજાએ ધર્મદત્તને નગરશેઠની પદવી આપી અને પટ્ટબંધપૂર્વક ઘણાં વસ્ત્રાભરણાદિ આપીને રાજ્યના સામંતો અને સર્વ શ્રેષ્ઠીઓ સાથે મોટી વિભૂતિપૂર્વક, ગીત, બંદીજનની બિરૂદાવળી વગેરે મોટા ઉત્સવ સહિત તેને ઘેર મોકલ્યો.

ધર્મદત્તે પણ યથાયોગ્ય રીતે તાંબુળ, વસ્ત્રાદિક આપીને તે સર્વને વિસર્જન કર્યા. પછી હમેશાં તે રાજસભામાં જવા લાગ્યો અને રાજા પણ તેનાં માનની વૃદ્ધિ કરવા લાગ્યો.

એક દિવસ ધર્મદત્તને રાજાએ પૂછ્યું; 'તારી પાસે કેટલું ધન છે

ધર્મદત્તે કહ્યું; 'સ્વામિન ! આપની કૃપાથી સોળ કરોડ દ્રવ્ય પરંતુ એક મોટું કૌતુક છે, તે સાંભળો પૂર્વે વનની અંદર આપ આદેશથી સુવર્ણપુરુષ મધ્યેથી ઘણુ સોનું ઇચ્છાપૂર્વક મેં ગ્રહણ ક પછી આપનાથી જુદા પડીને તે સુવર્ણવડે વ્યવસાય કરતા મે સો કોડ દ્રવ્ય ઉપાર્જ્યું. પછી હુ અહીં આવ્યો અહીં પણ જળમા અને સ્થળમાર્ગે વ્યવહાર કર્યો, પરંતુ ચોમાસાને અંતે લાભ શોધ માટે નામુ મેળવતા તેટલા ને તેટલા જ સોળ કરોડ જ દેખાય કોઈ પણ અધિક થતુ નથી. વધારે ખર્ચ કરૂ તો પણ તેટલા જ છે. તેની વૃદ્ધિ માટે બહુ પ્રકારે નિપુણતાથી વ્યાપાર કર્યો, બીજા લો મારો વ્યાપાર દેખીને પોતપોતાના અંતઃકરણમા ધારતા હતા કે વર્ષે તો અવશ્ય ચાર–પાચ કરોડ ધનની વૃદ્ધિ થશે, પરંતુ મે લેખુ કર નામુ મેળવ્યુ તો તેટલુ જ દ્રવ્ય રહ્યું વળી ફરીથી અતિ સંકુચિ રીતે ખર્ચ કરીને વ્યાપાર કર્યો, ત્યારે પણ તેટલુ જ દ્રવ્ય રહ્યુ, વ ઘણો ખર્ચ કર્યો ત્યારે પણ તેટલી જ મુડી રહી, તેથી હવે ઉત્સાહભ ભગ થયેલો હુ યથાયોગ્ય સામાન્ય વ્યપારજ કરુ છુ વધારે કરતો નથી આ પ્રમાણે દેખીને મારા ચિત્તમાં મોટું કૌતુક થયુ છે પર અતિશય જ્ઞાની વગર તેનો ખુલાસો કરવા કોણ સમર્થ છે?

આ પ્રમાણે રાજાની આગળ તે દંભ વગર વાતો કરે છે

તેટલામા પ્રતિહારીની સાથે વનપાળકે આવીને પ્રણામપૂર્વ વિજ્ઞપ્તિ કરી, 'સ્વામિન ! આજે વસંતવિલાસ નામના ઉદ્યાનમ ઘણા મુનિઓ સાથે શ્રી ધનસાગર સૂરિમહારાજ પધાર્યા છે પોતાન અતિશય જ્ઞાનથી ભવ્ય જીવો ઉપર ઉપકાર કરતા તેઓ સર્વત્ર વિહા રે છે ને આપણા પુણ્યોદયથી તેઓશ્રી અત્રે પધાર્યા છે'

તેનું કથન સાંભળીને રાજા અને ધર્મદત્ત બંને પર્ષદાની સાથે ગુરુને વાંદવા માટે વનમાં ગયા.

ગુરુ દૃષ્ટિપથમાં આવ્યા કે તરત જ પાંચ અભિગમપૂર્વક રાજાએ અને ધર્મદત્તે ગુરૂમહારાજને વંદન કર્યું.

ગુરૂમહારાજે ઉપદેશ આપતાં ફરમાવ્યું: 'દુર્લભ મનુષ્ય જન્મ પામીને ગરીબ માણસ રોહણાચળને પામીને રત્નને ગ્રહણ કરે તેવી રીતે બુદ્ધિવંત પ્રાણીએ ધર્મરત્નને ગ્રહણ કરી લેવું. જિનેશ્વર તથા ગુરૂની ભક્તિ, યાત્રા, પ્રભાવના, સાતે ક્ષેત્રમાં દ્રવ્યનો વ્યય, સમ્યક્ત્વ, છ આવશ્યક છે, આ પ્રમાણે આરાધેલો ધર્મ સુખના હેતુભૂત થાય છે.'

આ ધર્મદેશના સાંભળીને અવસર મળ્યો ત્યારે રાજાએ પૂછ્યું; 'પ્રભુ ! આ ધર્મદત્ત શ્રેષ્ઠીએ મહાઉદ્યમ કરીને તથા ઘણું કષ્ટ સહન કરીને સુવર્ણપુરૂષ મેળવ્યો. તે સુવર્ણપુરૂષ અવિચ્છિન્ન એવો સારાં ઘેર આવ્યો. વળી તે ઘણો વ્યાપાર કરે છે. પણ સોળ કરોડ જ દ્રવ્ય રહે છે, અધિક વધતું નથી. તેનું શું કારણ ? કૃપા કરીને તે જણાવો.'

આ પ્રમાણે રાજાએ પ્રશ્ન કર્યો એટલે તેનો ઉત્તર ગુરૂમહારાજ આપતા હતા.

તેવામાં એક વાંદરી વૃક્ષ ઉપરથી ઉતરીને ગુરૂને વાંદી આસપાસ વારંવાર ભમતી નૃત્ય કરવા લાગી.

તે દેખીને રાજાએ કહ્યું; 'પ્રભો ! પૂર્વે પૂછેલ પ્રશ્નનો ઉત્તર પછી કહેશો, પરંતુ આ વાંદરી નૃત્ય કેમ કરે છે ? એનું કારણ પ્રથમ કહો.'

પછી ગુરૂમહારાજે ફરમાવ્યું; 'રાજન ! જગતમાં મોહનીય કર્મની વિષમ ગતિ છે. ભવિતવ્યતા અવર્ણનીય છે. આ પાસે બેઠેલ

ધર્મદત્ત મારો જમાઈ છે, હું તેનો સસરો છું, આ વાંદરી મારી પત્નીનો જીવ છે. ધર્મદત્તની સ્ત્રી ધનવતી તે અમારી પુત્રી છે, આ તેની માતા છે.'

આ પ્રમાણે ગુરૂ મહારાજ કહેતા હતા તે કોઈ ધર્મદત્તની પાસે બેઠેલા મનુષ્યે સાંભળ્યું, એટલે તે ઉઠીને દોડતો નગરમાં ધર્મદત્તનાં ઘેર જઈને તેની પત્ની ધનવતીને કહેવા લાગ્યો; 'તમારા પિતા ધનસાગર મુનિવેષ ગ્રહણ કરી આચાર્યપદ પ્રાપ્ત કરીને અહીં આવેલા છે, પરમ અતિશય જ્ઞાનવંત થયેલા છે, અને સર્વ લોકોનાં સંદેહનું નિવારણ કરે છે.'

ધનવતી પોતાના પિતાને આચાર્ય થઇ, અતિશય જ્ઞાની થઇ આવેલા જાણીને તરત જ ત્યાં આવી.

તે સમયે આચાર્ય મહારાજ પુત્રીના વિવાહ માટે વહાણ ઉપર ચઢ્યાની હકીકત કહેતા હતા. પિતાનાં દર્શનથી આંસુ પાડતાં વંદના કરીને ધનવતીએ પૂછ્યું; 'ગુરુદેવ ! આ બધી હકીકતનું ખરૂં સ્વરૂપ શું છે ? અને આ બધું કેમ થયું ?'

ગુરૂ મહારાજે કહ્યું; 'હું તેજ કહું છું તું તે સાંભળ ! જ્યારે વહાણ ભાંગ્યું તે વખતે મારા હાથમાં એક પાટીયું આવી ગયું. તેના આધારથી તરીને નવમા દિવસે હું કાંઠે આવ્યો, પાટીઆને છોડી દઇને કાંઠે ઉતરી હું આગળ ચાલ્યો, તે સમયે દૂરથી એક નગર દેખીને તે તરફ હું ચાલ્યો.'

આ વખતે માર્ગમાં એક બ્રાહ્મણ મળ્યો. તેણે મને કહ્યું; 'અહો ધનસાગર શેઠ ! આવો, આવો, મારાં ઘેર પધારો.'

મેં પૂછ્યું; 'તું કોણ છે ? અને મને કયાંથી ઓળખે છે ?'

તેણે કહ્યું; 'મારાં ઘેર આવો, ત્યાં બધી હકીકતહું કહીશ.' એમ કહીને આગ્રહપૂર્વક તે મને તેનાં ઘેર લઇ ગયો. પછી તેણે તૈલાદિક-

વડે અભ્યંગ કરીને ગરમ પાણીથી સ્નાન કરાવી મારો માર્ગનો શ્રમ ઉતરાવ્યો; પછી વિવિધ પ્રકારના સ્વાદવાળી રસોઇ બનાવડાવીને ખૂબ ભક્તિથી તેણે મને જમાડયો. આચમન કરીને શુદ્ધ થયા પછી તાંબુ-લાદિકથી મુખશુદ્ધિ કરીને ઘરના ઉપરના માળે અમે બંને બેઠા, એટલે મેં તેને પૂછયું કે, 'ભો દ્વિજવર ! નહિ ઓળખાણવાળા એવા મારી શા માટે તમે બહુ ભક્તિ કરો છો ? હું તમને બિલકુલ ઓળખતો નથી.'

તેણે કહ્યું; 'તે વાત વિસ્મયકારી છે અને હું તમને કહું છું તે સાંભળો ! 'આ શંખપુર નામે નગર છે. અહિં હું જિનધર્મમાં દ્રઢ ચિત્તવાળો થઇને રહું છું- જિનશર્મા મારૂં નામ છે. શ્રીમદ્ જિનેશ્વરની આજ્ઞાનુસાર યથાશક્તિ હું ધર્મમાં પ્રવૃત્તિ કરૂં છું. સદ્‌ગુરૂ અને સુસા-ધુજનોની સેવાથી શાસ્ત્રમાં રહેલા ઘણાં રહસ્યો મેં પ્રાપ્ત કર્યાં છે, મારે આજીવિકા પણ સુલભ છે. અન્યદા કુલવૃદ્ધિ કરનાર એકે પુત્ર મારે ન હોવાથી તે માટે મેં કુળદેવતાની આરાધના કરી, તેથી સેવા-વડે પ્રત્યક્ષ થઇને તે બોલી; 'મને શા માટે આરાધી છે ?'

મેં કહ્યું; 'મને પુત્ર આપો.'

'વત્સ ! તારા અંતરાય કર્મનો નિકાચિત ઉદય છે, તેથી પુત્ર થશે નહિ.'

મેં કહ્યું; 'અપુત્રીઆની શુભ ગતિ થતી નથી, તેવી શ્રદ્ધા તો સદ્‌ગુરૂની કૃપાથી મને નથી, સદ્‌ગતિ તો શુદ્ધ અધ્યવસાયથી જ થાય છે, અન્યથા થતી નથી; પરંતુ મેં અનેક ઉત્તમ મહાપુરૂષોની સેવાવડે તેમનું ચિત્ત પ્રસન્ન કરીને ઘણી ચમત્કારો ઉપજાવે તેવી વિદ્યાઓ પ્રાપ્ત કરી છે. તેનો મારા મૃત્યુ બાદ નાશ થશે, તે કારણથી મને બહુ ખેદ થાય છે.'

તે સાંભળીને તે શાસનદેવીએ કહ્યું; 'કમલપુરનો રહેવાસી ધનસા-ગર શ્રેષ્ઠી વહાણ ભાંગવાથી આજથી નવમા દિવસે અહિંના સમુદ્રના

કાંઠે નીકળશે. તેને તારે ઘેર લાવવો અને નિઃશંક રીતે તારે બધી વિદ્યાઓ તેને આપવી. તે તેને માટે લાયક છે, જે વાત કે શબ્દ એકવાર સાંભળશે તે તરત જ સમજી જશે એવી તેની બુદ્ધિ છે, તેને તારી વિદ્યાઓ આપવાથી તું અનૃણી થઈશ; પછી તારે તારી પુત્રી સાથે તેનું પાણિગ્રહણ કરાવવું.'

આ પ્રમાણે કહીને દેવી અદૃશ્ય થઈ ગઈ.

'તે દેવીએ કહેલી બધી હકીકત આજે મળી, તેથી હું તમારી ભક્તિ કરું છું. હે સજ્જન ! હવે તમામ સંકલ્પ વિકલ્પો ત્યજી દઈને પોતાના ઘરની જેમ જ તમે સુખેથી મારા ઘરમા રહો, વહાણ ભાગવાથી થયેલ હાનિની ચિંતા છોડી દો. જ્ઞાનીએ જે દેખ્યું હોય છે તેજ થાય છે. શુદ્ધ શ્રદ્ધાવંત જૈનોને ઉદયની ચિંતા બહુ પ્રબળ હોતી નથી; કારણ કે ઉદયમાં આપણું સ્વાધીનપણું નથી, ત્યારે તેની ચિંતા કરવાથી શું ફળ ? તેમ છતા આર્તધ્યાનને વશ થવાથી જીવો પાપ-કર્મ જ બાંધે છે, ભવ્ય પુરૂષોએ પ્રતિક્ષણે હેય અને ઉપાદેયવડે સારી રીતે કર્મનાબંધની ચિંતા કરવી, કારણ કે કર્મનો બધ કરવો તે તો સ્વાધીન છે, હેયોપાદેયના જ્ઞાનથી પ્રાયે પાપકર્મનો બંધ થતો નથી અને પુન્ય કર્મનો બંધ થાય છે, વળી શુભ ઉપયોગથી પૂર્વે કરેલા અશુભ કર્મનો રસબંધ મંદસ્થિતિવાળો થાય છે અને સ્વલ્પ રસવાળા કર્મોના નિર્જરા થાય છે, તેથી શુભોપયોગવડે જ કાલક્ષેપ કરવો એવી જિનેશ્વરની આજ્ઞા છે. વળી તમે તો આગમવાસિત અંતઃકરણવાળા છો, તેથી તમારે ખેદ હોય જ નહિ.'

'આ પ્રમાણે આશ્વાસન આપીને તેણે પોતાના ઘરમા મને રાખ્યો. હું પણ જિનેશ્વરની આજ્ઞાને ધારણકરીને કર્મના ઉદયની ચિંતા ત્યજી દઈ તે જિનશર્માના ઘેર રહ્યો. પછી તેણે સારા દિવસે મને ગુપ્ત સ્થળે બેસાડી પોતાના હૃદયમા રહેલી બધી વિદ્યાઓ ચિત્તની પ્રસન્નતાથી મને

આપી, મેં પણ વિધિપૂર્વક તે ગ્રહણ કરી; પછી સારા મુહૂર્તે પોતાની શક્તિ અનુસાર મહોત્સવ કરીને તેની પુત્રી સુંદરીને મને પરણાવી; પછી ગૃહભાર બધો મને સોંપીને પોતે નિશ્ચિંત થઈ ઘરમાં જ રહીને ધર્મારાધન કરતાં તે કાળ નિર્ગમવા લાગ્યો.

એક દિવસ પોતાની આયુષ્ય સ્થિતિ સંપૂર્ણ થયેલી જાણીને સમાધિવડે વિધિપૂર્વક આરાધના કરી તે મૃત્યુ પામ્યો. હું પણ તેનાં મૃત્યુકાર્યો કરીને ધર્મ, અર્થ અને કામ ત્રણે વર્ગની સાધના કરવામાં તત્પર થઇને તો ત્યાં રહેવા લાગ્યો. મારી સાથે સાંસારિક સુખ ભોગવતાં સુંદરીએ ગર્ભ ધારણ કર્યો. સમય થયો ત્યારે તેણે પુત્રને જન્મ આપ્યો, તેનું ધનદત્ત એવું નામ પાડયું. પ્રતિપાલન કરાતો તે પુત્ર આઠ વર્ષનો થયો. પછી તેને વિદ્યા શિખવવા માંડી ક્રમશઃ ઘણી વિદ્યાઓ તે ભણ્યો.

એ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી તે નગરમાં શ્રી અજિતસિંહ સૂરિ પધાર્યા. લોકોના મુખેથી તે હકીકત સાંભળીને પુત્ર સહિત અમે દંપતી વંદન કરવા માટે ગયા. પાંચ અભિગમ સાચવીને તેમને વાંદી સમીપે બેઠા. તેમણે દેશના આપી. અમૃતના રસને ઝરતી તેમની દેશના સાંભળીને વૈરાગ્યરંગથી રંગાયેલા અમારાં અંતઃકરણ પીગળી જવાથી અમે બુઝયા એટલે ગૃહસ્થપણું છોડી દઈને તે સૂરિની પાસે પુત્ર સહિત અમે વ્રત ગ્રહણ કર્યું.

ગ્રહણ, આસેવનારૂપ શિક્ષા હું શીખ્યો અને ગુરૂની કૃપાથી યથામતિ અનેક શાસ્ત્રોનાં તાત્પર્ય મેં પ્રાપ્ત કર્યાં. ગુરૂ પાસે રહીને તપ ક્રિયા કરતાં જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમવડે મને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું. પછી ગુરૂએ કૃપા કરીને મને સૂરિપદ આપ્યું, અને અનેક સાધુનો સમુદાય મને સોંપ્યો. હું પૃથ્વી ઉપર વિહાર કરતો આજે અહીં આવ્યો છું.

(સામે બેઠેલી વાંદરીની સામે જોઇને ધનવતીને ઉદ્દેશીને) આ તારી માતા વહાણુ ભાંગવાથી જળમાં ડૂબી ગઇ. આર્તધ્યાનથી મરીને તે માછલી થઇ અને ફરીવાર મૃત્યુ પામીને તે આ વાંદરી થઇ છે.

આર્તધ્યાનથી તિર્યંચની ગતિ, રૌદ્રધ્યાનથી નરકગતિ, ધર્મ-ધ્યાનથી દેવગતિ અને શુક્લધ્યાનથી મોક્ષગતિ મળે છે. શુભ તથા અશુભધ્યાનના મધ્યમ પરિણામથી જીવો મનુષ્ય ગતિમાં જાય છે.

જ્યારે અહીં હું આવ્યો ત્યારે તે મને દેખીને પૂર્વભવના સ્નેહના ઉદયથી અહીં ભમે છે અને નાચે છે.

આ પ્રમાણે ગુરુનાં વચનોને સાંભળીને ધનવતી વાંદરીને જોઇને વારંવાર રોવા લાગી, અને 'હા ! માત ! તને શું થયું ?' આ પ્રમાણે વારંવાર બોલતી આંખોમાંથી આંસુ પાડવા લાગી.

તે અવસરે ગુરુ મહારાજે ફરમાવ્યું, 'વત્સ ! કર્મની ગતિ વિચિત્ર છે અને સંસાર સમુદ્ર તરવો કઠીન છે, વળી સંસારવર્તી જીવે એવી કોઇ જાતિ નથી, યોનિ નથી, સ્થાન નથી-ને કુળ નથી, કે જ્યાં જન્મ ન લીધો હોય, તેમજ મરણુ પામેલ ન હોય'

'સંસારના દુઃખથી તરવાને એક ધર્મ જ સમર્થ છે, બીજું કોઇ સમર્થ નથી. તેથી દુર્લભ મનુષ્ય ભવ પામીને જે ત્રિકરણુ શુદ્ધિથી જિનધર્મને આરાધે છે, તે તરત જ જન્મમરણાદિ સાંસારિક દુઃખને ત્યજી દઇને-ઉખેડી નાખીને સિદ્ધિગતિમાં ચિદાનંદ પદ અનુભવે છે.'

પછી તે વાંદરીને વારંવાર ધનવતીના સામે જોતાં અને ગુરુનું કથન સાંભળતાં તેમજ પૂર્વે આચરેલ ધર્મકર્માદિકની પ્રવૃત્તિ ધનવતીના તથા ગુરુના મુખેથી સાંભળતાં જાતિસ્મરણુ જ્ઞાન ઉત્પન્ન થયું, એટલે ધનવતી તરફ તથા પોતાના પતિ ગુરુ તરફ વારંવાર જોતી તે અત્યંત વિષાદ કરવા લાગી.

ગુરૂએ તેને પ્રતિબોધ આપ્યો કે, 'ભદ્રે ! હવે નકામો વિષાદ કરવાથી શું ? મોહની ગતિ આવી જ છે. તેં મૃત્યુ સમયે પતિ તથા પુત્રીની ચિંતાવડે આર્તધ્યાન કર્યું તેથી તારી તિર્યંચગતિ થઇ. પોતાના દોષથી જ જીવો દુર્ગતિમાં જાય છે. સર્વ જીવો પોતાના કરેલા કર્મના અનુસારે જ જેવું કર્મ બાંધ્યું હોય તેવું ફળ અનુભવે છે. પૂર્વનાં કર્મો ભોગવ્યા વગર અગર ઉગ્ર તપશ્ચર્યા કર્યા વગર કોઈ ખપાવવા સમર્થ થતું નથી. જે સંસારનું સ્વરૂપ જાણીને તેનાથી ત્રાસ પામી મુક્તિને માટે જ એકાંતે તૈયાર થાય છે, તે નવાં કર્મો બાંધતો નથી; પરંતુ પૂર્વ બાંધેલા કર્મો તો તે પણ ભોગવીને તથા ઉગ્ર તપ કરીને ખપાવે છે. તું પણ પંચેન્દ્રિય છો, પાંચમા ગુણસ્થાનકને પામવા યોગ્ય છે, તેથી યથાશક્તિ તપ અંગીકાર કર અને નમસ્કારમંત્રનું અવિચ્છિન્ન ધ્યાન કર, તેથી તારો દુર્ગતિમાંથી છુટકારો થશે અને તે બીજવડે પરંપરાએ તું સિદ્ધિસુખને પણ પ્રાપ્ત કરી શકીશ. આ તારી પુત્રી તારી પ્રતિપાલના કરશે અને તને સહાય આપશે.'

આ પ્રમાણે ગુરૂ મહારાજ ધનસાગરસૂરિવરનાં શીતળ વચનોને સાંભળીને તે ધનવતીની માતા વાંદરીએ એકાંતર ઉપવાસનો નિયમ ગુરૂસાક્ષીએ ગ્રહણ કર્યો. ગુરૂએ પણ તે બધું ધનવતીને જણાવ્યું અને કહ્યું; 'તારે આ વાંદરીને ઘેર રાખીને તેને સહાય કરવી. આ તારી માતા છે, તેનો પ્રત્યુપકાર કરવાને તું કરોડો ભવે પણ શક્તિમાન થાત નહિ, માતનો પત્યુપકાર કરવાનો આ એક જ માર્ગ છે કે તે ધર્મથી ભ્રષ્ટ થયેલ હોય તો તેને ફરીથી ધર્મમાં જોડવી; તેમ કરવાથી તમારો માતા પુત્રીનો સંબંધ સફળ થશે.'

ધનવતીએ ગુરૂનાં વચનોને અંગીકાર કર્યાં અને વાંદરીને પોતાની પાસે રાખી.

રાજાએ ફરીથી પૂછયું; સ્વામિન્! સોળ કરોડ જ દ્રવ્ય ધર્મદત્તને મળ્યું, વધારે મળ્યું નહિ, તેનું તાત્પર્ય આપ કહેવા જતા હતા, તેવામાં નાચતી વાંદરીની વચ્ચે વાત આવી જવાથી અટકી ગયેલ કૃપા કરીને હવે તે કહો.'

ત્યારે ગુરૂમહારાજે કહ્યું; 'તમારા પૂર્વભવનો વૃત્તાંત તમે સાવધાન થઇને સાંભળો:'

## ૩૧ : ધર્મદત્તને સોળ ક્રોડ જ કેમ ?

કલિંગ દેશમાં કાંચનપુર નામે નગર છે. ત્યાં લક્ષ્મીસાગર નામે વ્યાપારી રહેતો હતો. તેને લક્ષ્મીવતી નામે પત્ની હતી. તેનાં ઘરમાં લક્ષ્મી નહોતી, તથાપિ પરંપરાથી જિનધર્મવાસિત કુળ હોવાથી ભક્તિથી તે જિનેશ્વરે કહેલ ધર્મ આચરતો હતો. તેની પત્ની પણ તે પ્રમાણે ધર્મસાધનમાં તત્પર હતી.

શ્રેષ્ઠી બંને સંધ્યા વખતે પ્રતિક્રમણ કરતો, વળી સમય મળે સામાયિક પણ કરતો હતો.

પર્વના દિવસોમાં પૌષધ કરતો હતો, પારણાને દિવસે અતિથિ-સંવિભાગ કરતો હતો, અને વ્રતને છોડતો નહોતો.

એ પ્રમાણે તે નિરંતર ધર્મ કરતો હતો.

પરંતુ અતિથિ સંવિભાગ વ્રતને અતિચાર સહિત આચરતો હતો. કોઈ વખત સચિત્ત વસ્તુ ઉપર પડેલી હોય તો પણ 'આ નિર્દોષ આહાર છે' તેમ કહીને તે સાધુઓને વહોરાવતો હતો, કોઇ વખત દેવાની ઇચ્છા ન હોય ત્યારે અચિત્ત વસ્તુને પણ કુટિલતાથી સચિત્ત વસ્તુ ઉપર મૂકી દેતો હતો; કોઇ વખત કાળ વીતી ગયા પછી સાધુને આમંત્રણ કરતો હતો, વળી ગોચરી ગયેલા સાધુઓ પોતાના નિર્વાહને યોગ્ય આહાર મેળવીને ઉપાશ્રય તરફ પાછા જતા હોય

ત્યારે ઘેરથી બહાર નીકળીને બહુ મોટા સ્વરથી બહુ માન દેખાડતો વિવિધ રીતે આમંત્રણ કરતો હતો.

તે સાંભળીને લોકો જાણતા 'અહો ! આની દાનરૂચિ કેવી સરસ છે ? સાધુઓને તો નિર્વાહયોગ્ય મળ્યું એટલે તેઓ વધારે લેતા નથી તેઓ તો નિઃસ્પૃહી છે '

કોઈ વખત સાધુને પોતે આહાર કર્યા પછી આમંત્રણ કરવા જતો હતો. કોઇ વખતે આપવાની ઇચ્છા ન હોય ત્યારે બોલતો કે, 'આ આહાર કરવા લાયક શુધ્ધ વસ્તુ છે, પરંતુ પારકી છે. તે ધણી દાનની રૂચિવાળો છે તેથી 'અપાયેલ છે.' તેમ સાંભળીને ખુશી થશે, તેથી જો આપને કલ્પતુ હોય તો સુખેથી ગ્રહણ કરો '

તેમ સાંભળીને જિતેંદ્રિય સાધુઓ બોલતા કે, 'એ અમારે કલ્પતુ નથી.' ત્યારે તે કહેતો કે, 'તમને આપ્યા વગર હું કેવી રીતે તે વસ્તુ ખાઇશ અને તે આવશે એટલે આગ્રહપૂર્વક તે મને ખાવાનું કહેશે, તેને ના પાડવાને હું સમર્થ નથી, તે વખતે શું વ્યવસ્થા થશે ?'

ત્યારે સાધુઓ કહતા કે 'તેમ થાય તો તમને યથારૂચિ ખાવાની છુટ છે.' ત્યારે તે વસ્તુ ખાતો હતો. કોઇ વખતે 'અમુક પુરૂષ આપે છે, શુ હું તેનાથી હીન છુ ?' તે પ્રમાણે અભિમાન તથા માત્સર્યથી પારકાની ઇર્ષ્યા કરતો હતો; અથવા 'નહિ ઇચ્છતાં છતાં સાધુઓ આવ્યા, જે વસ્તુની સાધુઓ યાચના કરવા નીકળ્યા છે, તે વસ્તુ મુખ નજીક જ પડેલી છે, તેઓ દેખેની વસ્તુ માગે, પછી તે વહોરાવ્યા વિના કેમ ચાલે ? માટે તેમની દ્રષ્ટિએ ના પડવા દેવી તેજ સારૂં, સાધુઓ દેખે તો તરત જ યાચના કરે છે, તેથી વસ્તુ દેખાડવી જ નહિ.' આમ બોલતો હતો.

આ પ્રમાણે કોઇ કોઇ વખત કૃપણતાના દોષથી તથા માત્સ-

પૂર્વથી અતિચાર સહિત અતિથિસંવિભાગ વ્રત તે આચરતો હતો. આમ ધર્મને આચરતા તેના ઘણા દિવસો વ્યતીત થયા.

એક દિવસ તે ગામમાંથી કોઇ સાર્થ વસંતપુર તરફ જવાને તૈયાર થયો, સર્વ લોકો રસ્તાની સામગ્રી તૈયાર કરવા લાગ્યા. તે વખતે વસુદેવ નામના તેના મિત્રે લક્ષ્મીસાગરને કહ્યું; 'મિત્ર ! હું વસંતપુર જવાનો છું, તેથી તું પણ વસંતપુર આવવા તૈયાર થા.'

લક્ષ્મીસાગરે કહ્યું; 'મિત્ર ! ગાડું બળદ વગેરે મારે નથી; તેથી હું કેવી રીતે તૈયાર થાઉં ?' વસુદેવે કહ્યું; બળદ વગેરેનો જોગ હું કરી આપીશ, તારાથી બીજી જે કાંઇ તૈયારી થાય તે કરજે.'

આ પ્રમાણે મિત્રે ઉત્સાહિત કર્યો એટલે તે પણ તૈયાર થઇ ગયો. સાર્થેશ ચાલ્યો, પછવાડે તે બંને પણ ગાડું ભરીને બળદ વગેરે સહિત ચાલ્યા. તેઓ કોઈ જળ તથા ઘાસવાળા પ્રદેશમાં સાર્થની સાથે રાતવાસો રહ્યા. લક્ષ્મીસાગર પણ સારૂં સ્થળ જોઇને ઉતર્યો. રાત્રે નિદ્રાનો અવસર થયો ત્યારે તે સૂઇ ગયો.

પાછલી રાત્રે ઉઠીને નિદ્રા ત્યજીને સામાયિક લઇને તે પરમેષ્ઠીનું સ્મરણ કરવા લાગ્યો; તેટલામાં રાત્રિનો સમય જુજ બાકી રહેલો જાણીને જેઓ પગે ચાલનારા હતા તેઓએ સાર્થેશને વિનંતિ કરી કે 'શ્રેષ્ઠિન્ ! આ ઉન્હાળાનો સમય છે, દિવસ ચઢશે તો તડકામાં અમે દુઃખી થઈશું; તેથી શીતળ સમયમાં પંથ કાપવો સારો છે.'

તે સાંભળીને સાર્થેશ સેવકોને આદેશ કર્યો; 'તાકીદે સાર્થને માર્ગે વહેતો કરો.'

તેથી સેવકોએ પોકાર કર્યો; 'અરે સાર્થ લોકો ! સાર્થ ચાલે છે, સર્વ તૈયાર થઇ જાઓ.

ત્યારે બધા પોતપોતાનાં ગાડાં જોડવા લાગ્યા, તે વખતે લક્ષ્મીસાગરે પોતાનો નિયમ જણાવવાને માટે અને વિલંબ કરવા માટે

બે ત્રણવાર ' હું હું ' એમ કર્યું', ઉત્રસ ખાધી; તો પણ એ બધા તો ચાલ્યા, ત્યારે તેણે વચનથી કહ્યું; ' અરે મેં સામાયિક લીધેલ છે. '

તે સાંભળીને સ્વાર્થપ્રિય કેટલાક લોકો બોલવા લાગ્યા કે, ' શેઠની નિપુણતા જુઓ, સામાયિક માટે કેવો વખત પસંદ કર્યો છે. દૂર પ્રયાણ કરવું છે. અરૂણોદય થયે તડકો થશે, લોકો અને બળદો તડકામાં પીડા પામશે પશુઓ ભાર વહેતા ભૂખ્યા થશે તો પણ ઉતારો કરીશું ત્યારેજ આહાર મળશે, છતા આ તો પોતાનું ધર્મ-રસિકપણું જણાવવા માટે સામાયિક લઈને બેઠેલ છે. ' તે પ્રમાણે બોલતા ગાડા જોડીને તેઓ ચાલવા લાગ્યા.

કોઇ મુખે દાક્ષિણ્યતા દેખાડતા ' અરે શ્રેષ્ઠી ! અમે જતા નથી, ગાડાં જોડીને માર્ગે ઉભા રાખીએ છીએ, તમે તાકીદે આવજો. વિલંબ કરશો નહિ. ' તેમ કહીને આગળ ચાલ્યા.

લક્ષ્મી સાગરના ગાડા અને બળદો ત્યાજ રહ્યા. બીજું કોઇ રહ્યુ નહિ તે વખતે તેણે વિચાર્યું; કે ' આવા પાપબુદ્ધિવાળાની મિત્રતાને ધિક્કાર છે, સર્વે એકલા સ્વાર્થમાજ તત્પર છે. મારે તો ધર્મજ ખરો સહાયભૂત છે. તે કાંઈ ગયો નથી. હવે પછી આવાની સાથે મિત્રતા કરવી નહિ.'

' મારે ' પુન્યોદયજ સર્વત્ર સહાયક છે. એ લોકોક્તિજ માનવી. ' પછી સામાયિક પૂર્ણ થયે લક્ષ્મીસાગરે પાર્યું. અને બધો સરસામાન તૈયાર કરીને તે ચાલવાની તૈયારી કરતો હતો, તેવામાં ખુંખારવ થયો. થોડો આગળ તે ચાલ્યો, તેટલામા આગળ ગયેલા સાર્થના લોકોને વસ્ત્રરહિત પ્રાયે નગ્ન સ્થિતિમાં સામે દોડીને આવતા તેણે દીઠા.

તે દેખીને વિસ્મિત થઇ તેણે પૂછ્યું; કે ' તમારી આવી અવસ્થા કેમ થઇ ? '

તેઓએ કહ્યું; 'તું ધન્ય છે, તારા ધર્મને ધન્ય છે, તારી આસ્થાને ધન્ય છે ! જેવી તારી ધર્મમાં સ્થિરતા છે તેવું જ તારું પુન્ય તને પ્રત્યક્ષ રીતે ફળેલું દેખાય છે. અમે ઉતાવળા થઇને આગળ ચાલ્યા, અર્ધો ગાઉ ગયા, તેવામાં ઝાડીમાંથી ધાડ પડી, ચોરોએ અમારૂં બધું લૂંટી લઈ આવા કરીને અમને છોડયા. આખા સાર્થને તેઓએ લૂંટી લીધો છે, કોઈને છોડયા નથી.'

એ સાંભળીને શ્રેષ્ટીએ તેઓને વસ્ત્રાદિ આપ્યા, તેથી તેના યશની વૃદ્ધિ થઇ.

શેઠે વિચાર્યું; 'હવે આગળ જવું યુકત નથી, હું પુન્યથી ઉગર્યો છું, સર્વત્ર પુન્યબળનો પ્રભાવજ જાગૃત છે. જો પુન્યબળ હોય તો ઘેર બેઠાજ લાભ થાય છે. આજથી હવે બળદાદિવડે દેશાંતર જઈને ખરકર્માદિ વ્યાપાર કરવો મને યોગ્ય નથી, કારણકે શાસ્ત્રમાં તેનું મોટું પ્રાયશ્ચિત કહ્યું છે. આજથી એવા વ્યાપારનો હું યાવજ્જીવ ત્યાગ કરૂં છું.'

આ પ્રમાણે નિયમ કરીને પાછો વળી તે ઘેર આવ્યો, તે વખતે તેનાં પુન્યબળથી કાંચનપુરમાંથી વસંતપુર જઇને વેચવા માટે જે કરિયાણું તેણે લીધું હતું, તેની કાંચનપુરમાંજ કિંમત વધી ગઇ, શ્રેષ્ઠીએ તે વેચીને વસંતપુરમાં મળત તે કરતાં અધિક લાભ મેળવ્યો. એ રીતે શેઠને લાભ, યશ અને ધર્મ ત્રણેયની વૃદ્ધિ થઇ.

લોકો પ્રશંસા કરવા લાગ્યા; 'આ શેઠને ધન્ય છે ! જેવી તેની ધર્મમાં દ્રઢતા છે, તેવીજ ઘરમાં રહેલા તેનાં ધનની વૃદ્ધિ થઇ છે.'

પછી તે ધનવડે ધીમે ધીમે તે ઘણો વ્યાપાર કરવા લાગ્યો, અને પુન્યબળથી ધીમે ધીમે તેની લક્ષ્મી પણ વધવા લાગી. અનુક્રમે તે મોટો શ્રેષ્ઠી થયો અને સર્વત્ર તેની ખ્યાતિ થઈ.

કાબૂલ સુધી સર્વત્ર "લહાણી" કરી. ઉ. પા૦ શ્રીજય સોમજી પાસે ૧૧ અંગો શ્રીચંદ્રની+ સાથે બીકાનેરમાં શ્રવણ કર્યા, શ્રુતજ્ઞાનની ભક્તિ નિમિત્તે સિદ્ધાન્તો લખાવવામાં ઘણું ઘણું દ્રવ્ય ખર્ચ્યું.

એકવાર બીકાનેરમાં મંત્રીશ્વરે સૂરિજી પાસે "ભગવતી સૂત્ર" શ્રવણ કર્યું, અને ભગવાન મહાવીરને ગણધર ગૌતમ સ્વામીએ કરેલ પ્રત્યેક પ્રશ્ન પર મોતી ચઢાવ્યાં×, આ આગમમાં ૩૬૦૦૦ પ્રશ્ન હોવાથી મોતીની સંખ્યા પણ ૩૬૦૦૦ ની થઈ, જેમાં ૧૬૭૦૦ મોતી ચન્દ્રવામ ૧૯૦૦ પૂઠિયામાં, અને બાકીના ઠવણી, પૂઠા, કવલી, સાજ, વીટાંગણા આદિમાં લગાવ્યા.*

---

+ શ્રીચંદ્રની કોઈ વિશેષ હકીકત જાણવા નથી મળી છતાં અનુમાનથી સંભવ છે કે મંત્રીશ્વરજીના કોઈ સંબંધી હોય.

× ક્ષમાકલ્યાણોપાધ્યાય કૃત ભગવતી સૂત્ર સઝાયમાં:–

"बीकानेर तणो वली मंत्री, कर्मचन्द्र इण नाम,
तिण गौतम गुरुना नाम पूज्या, मुक्ताफल अभिराम ॥ १३ ॥

પં. દીપવિજય કૃત ભગવતીસૂત્રની ગહુંલીમાં:–

"कर्मचन्द्र मोतीडे वधाई, कीन भगत गुरु सेवा ।
भगवतीसूत्र सुणी बहु भावे, चाखो अमृत मेवा ॥ ६ ॥"

* શ્રીજિનકૃપાચન્દ્રસૂરિ-જ્ઞાનભંડારની એક ખ્યાતમાં લખ્યું છે:–

"हिवे राजा रायसिंहजीरे वारे मुंहते करमचन्द शहर उथेलीने बमायो, जात आप आपरी बास(गुवाड)में बसाया × × × × रायसिंहजी पातसारे पगे लागा अर मुंहते करमचन्द्रने लेकर गुजरात चढया, उठे राड जीत्या. पछे पातसाहसुं मुंहते करमचन्द मुजरो कियो, तरे पातस्या कह्यो 'मांग कर्मचन्द्र ! में तूठा' पछे पातस्यासुं अरज कर ५२ परगना राजा रायसिंहने दराया × × × × उपासरो महात्मा नीचे देखके आपरी घोडांरी घुडमालरी जागा उपासरो करायो। देहरो १ चौवीसटैरो, २ वासुपूज्यजीरो,

મંત્રીએ શત્રુંજય, ગીરનાર પર નવા જિનાલય નિર્માણ કરાવવા દ્રવ્ય મોકલ્યું. રાજા રાયસિંહની આજ્ઞાથી સમસ્ત રાજ્યમાં ચોપવી (આઠમ ચૌદસ પૂનેમ અમાવાસ્યા) અને ચાતુર્માસમાં કુંભાર, તેલી આદિને એમનો હિંસાત્મક કુલ વ્યાપાર ત્યાગ કરાવ્યો સમગ્ર મરુમંડલમાં ખેજડી આદિ વૃક્ષ કાપવાનુ બંધ કરાવ્યું. સિંધ દેશનું સ્વામીત્વ મેળવી, સતલજ ડેક, રાવી આદિ નદીઓમાં માછલીઓની હિંસા બંધ કરાવી. ચતુર્વિધ સૈન્યની સહાય વડે હરપ્પાના બાકી રહેલા શક્તિશાળી બલુચિયોને હરાવી કુલીન બંદીવાનોને છોડાવ્યા, અને પોતાને ઘેર લાવી સત્કાર્યા. મંત્રીશ્વર હરહંમેશ જિનાલયોમાં સ્નાત્ર પૂજા કરાવતા. ફલવર્દ્ધિ (ફલોધી)માં દાદાસાહેબ શ્રીજિનદત્તસૂરિજી અને શ્રીજિનકુશલસૂરિજીના સ્તૂપ બનાવ્યા.

મંત્રીશ્વર કર્મચન્દ્રને અજાયબદે, જીવાદે અને કપૂરદે, નામે ત્રણ સ્રીઓ હતી. એમાંની જીવાદે, અજાયબદે આ બે સ્રીઓથી બે પુત્રરત્ન થયા. (સં. સોળસો) પાંત્રીસના દુષ્કાળમાં અનાથોની રક્ષા અને મરૂ દેશમાં વૃક્ષ છેદન નિષેધ કરવાથી એના પુણ્યની ખૂબ વૃદ્ધિ થઈ, જેનાં ફળસ્વરૂપે કુલદીપક એવા પુત્રદ્વયની

---

२ नमीनाथजीरो, इम तीन देहरा पंचारे खोले घात्या। पछै श्रीपुज्यजी पासे भगवतीजी सुण्या, पुरण हुवां ३६००० मोती चढाया, तरै श्रीपुज्यजी कह्यो माहरे कांइ काम नहीं अर ज्ञान काममें लगावो. तरे १६७०० मोतीरो चंदरवो करायो, ११९०० मोतीको पुठीयो करायो बाकीरा पुठा, ठवणी साज वींटांगणारे लगाया, घणो द्रव्य खरच्यो ”

ઉપરોક્ત વાતમાં જરાય અતિશયોક્તિ જણાતી નથી. કેમ કે મોતીનો ચંદરવો, પઠિયો ૮–૧૦ વર્ષ પૂર્વે બીકાનેરના મોટા ઉપાશ્રયમાં વિદ્યમાન હતા, કિંતુ દુર્ભાગ્યે ગમે તે કારણે હાલ નથી!!!

કાણૂલ સુધી સર્વત્ર "લહાણી" કરી. ઉ. પા૦ શ્રીજય સોમજી પાસે ૧૧ અંગો શ્રીચંદ્રની+ સાથે બીકાનેરમાં શ્રવણ કર્યા, શ્રુતજ્ઞાનની ભક્તિ નિમિત્તે સિદ્ધાન્તો લખાવવામાં ઘણું ઘણું દ્રવ્ય ખર્ચ્યું.

એકવાર બીકાનેરમાં મંત્રીશ્વરે સૂરિજી પાસે "ભગવતી સૂત્ર" શ્રવણ કર્યું, અને ભગવાન મહાવીરને ગણધર ગૌતમ સ્વામીએ કરેલ પ્રત્યેક પ્રશ્ન પર મોતી ચઢાવ્યાં×, આ આગમમાં ૩૬૦૦૦ પ્રશ્ન હોવાથી મોતીની સંખ્યા પણ ૩૬૦૦૦ ની થઈ, જેમાં ૧૬૭૦૦ મોતી ચન્દ્રવામ ૧૬૦૦ પૂઠિયામાં, અને બાકીના ઠવણી, પૂઠા, કવલી, સાજ, વીટાંગણા આદિમાં લગાવ્યા.*

+ શ્રીચંદની કાંઈ વિશેષ હકીકત જાણવા નથી મળી છતાં અનુમાનથી સંભવ છે કે મંત્રીશ્વરજીના કોઈ સંબંધી હોય.

× ક્ષમાકલ્યાણોપાધ્યાય કૃત ભગવતી સૂત્ર સઝાયમાં:-

"बीकानेर तणो वली मंत्री, कर्मचन्द्र इण नाम,
तिण गौतम गुरुना नाम पूज्या, मुक्ताफल अभिराम ॥ १३ ॥

પં. દીપવિજય કૃત ભગવતીસૂત્રની ગહુંલીમાં :-

"कर्मचन्द्र मोतीडे वधाई, कीन भगत गुरु सेवा ।
भगवतीसूत्र सुणों बहु भावे, चाखो अमृत मेवा ॥ ६ ॥"

* શ્રીજિનકૃપાચન્દ્રસૂરિ-જ્ઞાનભંડારની એક ખ્યાતમાં લખ્યું છે :-

"हिवे राजा रायसिंहजीरे वारे मुंहते करमचन्दे शहर उथेलीने वसायो, जात आप आपरी वास(गुवाड़)में वसाया × × × × रायसिंहजी पातसारे पगे लागा अर मुंहते करमचन्द्रने लेकर गुजरात चढया, उठे राड़ जीत्या. पछे पातसाहसुं मुंहते करमचन्दे मुजरो कियो, तरे पातस्या कह्यो 'मांग कर्मचन्द्र ! मैं तूठा' पछे पातस्यासुं अरज कर ५२ परगना राजा रायसिंहने दराया × × × × उपासरो महात्मा नीचे देखके आपरी घोडांरी घुडसालरी जागा उपासरो करायो। देहरो १ चौवीसटैरो, २ वासुपूज्यजीरो,

મંત્રીએ શત્રુંજય, ગીરનાર પર નવા જિનાલય નિમ કરવવા દ્રવ્ય મોકલ્યું. રાજા રાયસિંહની આજ્ઞાથી સમ રાજ્યમાં ચોપવીં (અટમ ચૌદસ પૂનમ અમાવાસ્યા) ચ ચાતુર્માસમાં કુંભાર, તેલી આદિને એમનો હિંસાત્મક વ્યાપાર ત્યાગ કરાવ્યો. સમગ્ર મરુમંડલમાં ખેજડી આદિ કાપવાનુ બંધ કરાવ્યું. સિંધ દેશનું સ્વામીત્વ મેળવી, સતલ ડેક, રાવી આદિ નદીઓમાં માછલીઓની હિંસા બંધ કરાવ ચતુર્વિધ સૈન્યની સહાય વડે હરપ્પાના બાકી રહેલા શક્તિશાળ બલુચિયોને હરાવી કુલીન બંદીવાનોને છોડાવ્યા, અને પોતા ઘેર લાવી સત્કાર્યા. મંત્રીશ્વર હરહંમેશ જિનાલયોમાં સ્ના પૂજા કરાવતા. ફલવર્દ્ધિ (ફલોધી)માં દાદાસાહેબ શ્રીજિનદ સૂરિજી અને શ્રીજિનકુશલસૂરિજીના સ્તૂપ બનાવ્યા.

મંત્રીશ્વર કર્મચન્દ્રને અજાયબદે, જીવાદે અને કપૂરદે, ના ત્રણ સ્ત્રીઓ હતી. એમાંની જીવાદે, અજાયબદે આ બે સ્ત્રીઓથ બે પુત્રરત્ન થયા. (સં. સોળસો) પાંત્રીસના દુષ્કાળમાં અનાથોન રક્ષા અને મરૂ દેશમાં વૃક્ષ છેદન નિષેધ કરવાથી એના પુણ્યન ખૂબ વૃદ્ધિ થઈ, જેનાં ફળસ્વરૂપે કુલદીપક એવા પુત્રદ્વયન

---

३ नमीनाथजीरो, इम तीन देहरा पंचारे खोले घात्या। पछै श्रीपुज्यजी पा भगवतीजी सुण्या, पुरण हुवां ३६००० मोती चढाया, तरै श्रीपुज्यजी कह्यो माहरे कांई काम नहीं अर ज्ञान काममें लगावो. तरे १६७०० मोतीरो चंदरवो करायो, ११९०० मोतीको पुठीयो करायो वाकीरा पुठा, ठवर्ण साज वींटांगणारे लगाया, घणो द्रव्य खरच्यो”

ઉપરોક્ત વાતમાં જરાય અતિશયોક્તિ જણાતી નથી. કેમ કે મોતીને ચંદરવો, પુઠિયો ૮–૧૦ વર્ષ પૂર્વે બીકાનેરના મોટા ઉપાશ્રયમાં વિદ્યમાન હતા, કિંતુ દુર્ભાગ્યે ગમે તે કારણે હાલ નથી!!!

પ્રાપ્તી થઈ આ મંગલ પ્રસંગ પર મંત્રીશ્વરે સમ્રાટને વિવિધ પ્રકારની ભેટ ધરી. સમ્રાટે વધાઇ દેતાં, એમનાં નામ "ભાગ્યચંન્દ્ર" અને "લક્ષ્મીચન્દ્ર" રાખ્યા. +

મંત્રીશ્વર કર્મચન્દ્રના ઉદ્યોગથી બીકાનેર નરેશ રાયસિંહ પાંચ હજારી પદને પામ્યા, ને 'રાજા' પદ વડે વિભૂષિત થયા. 'રાજપુતાને કે જૈન વીર' નામક ગ્રંથમાં લખ્યું છે કે જયપુરના રાજા અભયસિંહે જ્યારે બીકાનેર પર આક્રમણ કર્યું ત્યારે મંત્રીશ્વરેજ પોતાની પ્રખર બુદ્ધિથી શત્રુ સાથે સંધિ કરી રાજ્યની રક્ષા કરી હતી. ટૂંકમાં એટલુંજ કહેવું બસ થશે કે મંત્રીશ્વરે બીકાનેર રાજ્યની સેવા અને સ્વામી ભક્તિમાં કાંઇ કસર નથી રાખી. 'બીકાનેર રાજ્ય કે ઇતિહાસ' માં લખ્યું છે કે સં. ૧૬૪૫માં બીકાનેરનો અત્યારનો કિલ્લો બનાવવાનું તેમણેજ શરુ કરેલું

દીર્ઘદર્શી મંત્રીશ્વર કોઇ કારણે રાજા રાયસિંહના મનફેરને × સમજી લઈ ભાવિના શુભ સંકેતથી એમનો આદેશ લઈ

---

+ 'કર્મચન્દ્ર મંત્રિ વંશ પ્રબંધ' ના આ વર્ણનથી સં ૧૬૩૫ થી પહેલાંજ બન્ને પુત્રોનો જન્મ થવો નિર્ધારિત થાય છે.

× કર્મચન્દ્ર મંત્રી વંશ પ્રબંધ (ર. સં. ૧૬૫૦) વૃત્તિમાઃ— 'अथ' अनन्तरं 'अन्यदा' अन्यस्मिन् काले 'दैवं' शुभाशुभं कर्म, 'दैवयोगाद्' विधिवशात् कलिकालस्य 'विजृम्भितं' विलसितं 'निजेशस्य' आत्मीयप्रभोः श्रीरायसिंहस्य 'वैमनस्यं' चित्तकालुष्यं निजे चित्ते ज्ञात्वा राज्ञः श्रीरायसिंहस्य 'आज्ञां' आदेशं 'समासाद्य' प्राप्य 'निजं जनं' स्वजनवर्गं 'समादाय' गृहीत्वा 'मेदिनीतटं' मेडतापुरेत्याह्वयया ख्यातं 'अध्यास्त' अध्यासिष्ट तिष्ठतिस्मेत्यर्थः। किम्भूतो मंत्री? स्वामी(धर्म) (?) एव धनं, तेन 'अधिकः' अतिशायि (स्वामी)धर्मधनाधिकः ॥ ३५-३६ ॥



મંત્રીશ્વર શ્રીમાન કર્મચંદજી વચ્છાવત

વિચક્ષણ અને બુદ્ધિમાન કર્મચન્દ્ર સ્વજન પરિવાર સહિત મેડતામાં આવી રહેવા લાગ્યા, ત્યાં તેઓ પ્રાચીન તીર્થ ફલવદ્ધિ પાર્શ્વનાથ અને જિનદત્ત સૂરિજીની ભક્તિ સહિત પૂજા કરતા હતા

---

શ્રી જિનચન્દ્રસૂરિ અકબર પ્રતિબોધ રાસ (સં. ૧૬૫૮ રચિત) માં :–

पिशुन तणे पगफेर, मूकी वीकानेर।
लाहोर जइयथि उच्छाहि, सेव्यो श्रीपतिशाहि ॥ ३२ ॥

વચ્છાવતોની પદ્ય-પ્રાચીન વંશાવલીમાં :—

"जाणी न वात हुइ जि वांय, रायसिंह करमचन्द पडी राय ।
यह कंसो गयो पतिसाह पास, विशरियइ राय लियइ ग्रास वास ॥ १२ ॥

હવે આ વિષયમાં આધુનિક ઇતિહાસકારોના મત જણાવીએ છીએ :–

(૧) 'બીકાનેર રાજ્યકે ઇતિહાસ' માં લખ્યું છે. :–

निदान अकबरने रायसिंहजीकी स्वावलेपताको अधिक स्फूर्ति पाते देख फौरन भेदनीतिका प्रयोग किया, यानी राजाजीके ज्येष्ठपुत्र दलपतसिंह, भाइ रामसिंह और दिवान कर्मचन्द्रको फोड कर राज्यमें दो दल कर दिये। जब राजा रायसिंहको यह भेद ज्ञात हुआ, तो उन्होंने (ભાઈ) रामसिंहको तो विष प्रयोग द्वारा शान्त कर दिया और दीवान कर्मचन्द्र वच्छावतको पदच्युत करके रियासतसे निकाल दिया। वह सपरिवार दिल्ली जा कर बादशाहकी सेवा करने लगा।

(૨) "ભારત કે પ્રાચીન રાજ્યવંશ" માં વૈમનસ્યનું કારણ રાયસિંહને મારી કુમાર દલપતસિંહને ગાદી પર બેસાડવાની આકાંક્ષા લખેલ છે. રેઉજી એમ પણ લખે છે કે સં. ૧૬૫૨ માં કર્મચન્દ્ર ભાગીને અકબર પાસે ગયો.

(૩) કર્નલ પાવલેટે "બીકાનેર ગેઝેટિયર" માં લખ્યું છે કે જે સમયે બાદશાહ કર્મચન્દ્ર સાથે સતરંજ ખેલતા હતા, ત્યારે કર્મચન્દ્રજી તો બેઠા રહેતા, પરંતુ બીકાનેર નરેશ ઉભા રહેતા, આ પણ એમની નારાજીનું એક કારણ હતું.

મંત્રીશ્વરનો બીકાનેર છોડવાનો સમય સં. ૧૬૪૬-૪૭ની વચ્ચેનો છે, કેમકે ગુણવિનયજીએ સં. ૧૬૪૬ માં "રઘુવંશ વૃત્તિ" બીકાનેરમાં રચી હતી, એની પ્રશસ્તિમાં એ સમયે

---

(૪) "राजपुताने के जैन वीर" માં શ્રીયુત અયોધ્યાપ્રસાદજીએ લખેલ છે કે:—

"एक बार शकर भाटको राजा रायसिंहने एक करोडका दान देनेके लिये मंत्रीश्वरको आज्ञा दी; उनकी इस आज्ञाको मंत्रीश्वरने अनुचित समझा × × × × कर्मचन्द्रने बीकानेरके घरानेसे भक्ति और प्रेमके कारण अपव्ययी राजाको सचेत करनेका फिर उद्योग किया, परन्तु उसका परिणाम बहुत भीषण हुआ"

ગોયલીયજીએ ટાંક સાહેબનો અભિપ્રાય આપતાં ઉપરોક્ત દલપતસિંહની બાબતમાં કર્મચન્દ્રને ષડયંત્રના દોષથી સાવજ વિમુક્ત હોવાનો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો છે—"गरज यहकि कर्मचन्द्र षड्यन्त्रके दोषसे बिल्कुल विमुक्त था, उसने सत्य और न्यायके कार्योंके लिये अपने प्राण निछावर कर दिये, वह किसी षड्यंत्रका रचयिता नहीं था, (फिर भी) वह स्वयं षड्यन्त्रका शिकार हो गया, उसकी बुद्धिमानी और कर्त्तव्य तत्परताही, जिससे उसने राज्यको सम्भाल रखा था, उसके नासका कारण हुई, जो राजाको अपव्यय और दुराचारमें फसा देखना चाहते थे, उनका जोर बढता गया और कर्मचन्द्रके तरफसे राजाके कान भरने शुरु कर दिये और षड्यन्त्र रचनेका दोष लगाया"

મુન્શી દેવીપ્રસાદજીએ રાયસિંહજીની નારાજીનું એક અન્યજ કારણ બતાવ્યું છે, પરંતુ અમે આધુનિક ઇતિહાસકારોએ દર્શાવેલ એક પણ કારણ સાથે સમ્મત નથી, મંત્રીશ્વરનું પવિત્ર હૃદય, એમની સ્વામિભક્તિ અને રાજ્યમર્યાદા જોતા રાજ્યવિદ્રોહી આદિ હોવાનો દોષ કેવળ કપોલકલ્પના અને મનમાની દંતકથાજ ભાસે છે.

અમારા આ કથનનાં મુખ્ય કારણો આ છે:—

મંત્રીશ્વર સં. ૧૬૪૭ની સાલમાં લાહોર પહોંચી ગયા હતા.

કર્મચન્દ્રજી ત્યાંજ મંત્રીશ્વર પદ પર હોવાનો ઉલ્લેખ આ પ્રમાણે છે:—

"श्रीरायसिंहभूभुजि, निजभुजबलनिर्जितारिनृपराज्ये ।
सन्ध्यादिगुणविचक्षण—मन्त्रीश्वरकर्मचन्द्रवरे ॥"

---

સં. ૧૬૪૮ માં સમ્રાટ અકબરે આ ચરિત્ર નાયક સૂરિજીને આમંત્ર્યા એ સમયે મંત્રીશ્વર પણ ત્યાં હતા. આથી રેઉજીનું "सं. १६५२ में कर्मचन्द्र भाग कर दिल्ली गया" લખાણ તદ્દન બીન પાયાદાર છે. સં. ૧૬૫૦ માં "કર્મચન્દ્ર મંત્રીવંશ પ્રબંધ" લાહોરમાં રચવામાં આવેલ. એમાં મંત્રીશ્વરનું રાજા રાયસિંહના આદેશથી મેડતા જવું અને ત્યાંથી સમ્રાટની પાસે એમનીજ આજ્ઞાથી આવવું, સ્પષ્ટતયા લખેલું છે એટલુંજ નહીં પરંતુ સમ્રાટના સન્માનપાત્ર હોઈ, લાહોરમાં રહીનેય મંત્રીશ્વરે શ્રીજિનચન્દ્રસૂરિજીનો "યુગપ્રધાન-પદ" મહોત્સવ પણ રાજા રાયસિંહજીની આજ્ઞા મેળવીને કર્યો હતો. જેમ કે:—

ततश्च सचिवः स्वामी—धर्मधौरेयताधरः ।
श्रीरायसिंहभूपाल—पादशाहं समागमत् ॥ ४४९ ।
सर्ववृत्तान्तमाख्याय, साहेयं (?) साहसाग्रणी ।
प्राप्य सैंहं महादेशं, सिंहः प्रसृरितोऽभवत् ॥ ४५० ॥
(કર્મ૦ મં૦ વં૦ પ્ર૦)

આમ, આ ઘટનાથી ચાર છ માસ પછીજ લખાએલ ઐતિહાસિક પ્રમાણો કરતાં દંતકથાને અધિક મહત્વ આપવું બહુ મોટી ભૂલ ગણાય. ઉકત "વંશ પ્રબંધ" પરથી ગોયલીયજી જે કર્મચન્દ્રને નિર્દોષ અને છેવટ સુધી સ્વામીભકિત પરાયણ ગણાવે છે, એજ વાત પ્રમાણ અને યુકિત પુરસ્સર સિદ્ધ થાય છે, સંભવ છે કે કોઈ ચુગલીખોરે કર્મચન્દ્રનો ઉત્કર્ષ ન સહી શકવાને કારણે એની વિરુદ્ધ અસત્ય અને વ્યર્થ આક્ષેપ લગાવી રાજાસાહેબની અપ્રસન્નતા ઉત્પન્ન કરાવી હોય! "શ્રીજિનચન્દ્રસૂરિ અકબર પ્રતિબોધ રાસ" નું "पिशुन तणे पग फेर" આ વાક્ય પણ અમારા

અને ગુણવિનયજીએજ સં. ૧૬૪૭ માં મેડતામાં "દમયંતી ચંપૂવૃત્તિ" ની રચના કરી, એની પ્રશસ્તિમાં પણ મંત્રીશ્વરનું નામ છે. એટલે તે સમયે તેઓ મેડતામાં આવી ગયા હતા.

જ્યારે મંત્રીશ્વર મેડતામાં હતા, ત્યારે એમને બોલાવવાના રાણા માનસિંહ આદિ કેટલાય નૃપતિઓના આમંત્રણ આવ્યા. પરંતુ તેઓ ચંચળ ન થતાં ધીરતાપૂર્વક, કેટલાક માસ સુધી ત્યાંજ રહ્યા. કારણ કે સાધારણ નૃપતિઓની સેવા કરવાનું એમને અનુચિત લાગ્યું.

સમ્રાટ અકબર એમના ગુણસમૂહથી બરાબર પરિચિત હતા કેમકે રાજા રાયસિંહની સાથે મંત્રીશ્વર અનેકવાર સમ્રાટને મળી ચૂકેલ હતા. સમ્રાટે એનાં વાક્ચાતુર્ય, યુદ્ધ કૌશલ, અને પરમ રાજનીતિજ્ઞતા આદિ સદ્ગુણોની પ્રશંસા રાયસિંહના મોઢે સાંભળેલી, તેમજ પોતે સ્વયં પણ અનુભવેલી. આ પ્રસંગ પર સમ્રાટે મંત્રીશ્વરને પોતાની પાસે લાહોર મોકલવાનું રાજા રાયસિંહને ફરમાનપત્ર મોકલ્યું, ત્યારે રાયસિંહજીએ સમ્રાટના ફરમાનની સાથોસાથ પોતાની તરફથી અદ્ભુત કૃપાસૂચક વાક્યોથી ભરપૂર આદેશપત્રસમ્રાટ પાસે જવાને

---

કથનનેજ પુષ્ટિ આપે છે. સારાંશ એ કે કર્મચન્દ્રજી રાજ્યવિદ્રોહી નહોતા

નં. ૩, અને ૪ ના ક[illegible] પણ મહત્ત્વના કે વિશ્વસનીય નથી જણાતા, કારણ કે તમામ આધુનિક લેખકો, સમ્રાટ અકબરની સેવામાં મંત્રીશ્વરનું દિલ્હી જવાનું લખે છે, પરંતુ એ સમયે સમ્રાટ લાહોરમાંજ રહેતા હતા, અને તે પછીય ઘણાં વર્ષો સુધી લાહોર રહેલા. એટલે એમનું આ લખાણ અયુક્ત અને ભ્રમપૂર્ણ છે, નથી સમજાતું કે કઈ રીતે આધુનિક ઇતિહાસકારોએ (!) ભળી[illegible] વાત લખી નાખી છે.

આદેશપત્ર મોકલ્યો*

મંત્રીશ્વર પોતાના સ્વામી રાયસિંહની આજ્ઞા પ્રાપ્ત કરી હાથી, ઘોડા, પાયદળ સેના અને મહાન ઋદ્ધિની સાથે × ત્યાંથી રવાના થઈ અજમેર પહોંચ્યા. ત્યાં દાદા શ્રીજિનદત્તસૂરિજીની સ્વર્ગ ભૂમિની સ્પર્શના અને ચરણપાદુકાના દર્શન પૂજન કરી લાહોર પહોંચ્યા. પોતાના પ્રબળ ભાગ્યોદયને કારણે કોઇપણ ઉમરાવ આદિના પ્રયાસ, સહાય કે સેવા વિના સ્વયં સમ્રાટને જઈ મળ્યા, ને કિંમતી ભેટો ધરી, તેમજ પ્રસ્તાવ-ઉચિત અને યુક્તિ પ્રયુક્તિભર્યાં મધુર વચનો વડે સમ્રાટના દિલને જીતી લીધું. સમ્રાટે એમના પ્રત્યે સહાનુભૂતિ અને કૃપા પ્રકટ કરી કહ્યું, "તમે કોઈજ જાતિની ચિંતા ન કરશો. જેમ વર્ષા વનસ્પતિન અંકુરને વધારે છે, તેમજ હું પણ તમોને તમામ રાજાઓથી વધારે સન્માનિત થવાનું ગૌરવ આપીશ." સમ્રાટ ફક્ત એટલું

* प्रसादात्पार्श्वनाथस्य, गुरोश्च कुशलप्रभो: ।
साहेर्जलालदीनस्य, श्रुतदृष्टगुणावले: ॥ ३४० ॥
महाराजाधिराजश्री-राजसिंहनिजप्रभो: ।
प्रेषिताप्तजनाकृष्टो, फुरमानसमन्वितम् ॥ ३४१ ॥
समाजगाम सप्रेम-प्रसादवचनाद्भुतम् ।
फुरमानं त्वयाऽऽत्रा-गन्तव्यमेवेतिवसन्विवत् ॥३४२॥ (विशेपकम्
[ કર્મચન્દ મન્ત્રિવંશ પ્રબંધ-સં. ૧૬૫૦

× એમનો પુત્રાદિ પરિવાર મેડતામાંજ રહ્યો. "અકબર પ્રતિબોધરાસ" પરથી જાણવા મળે છે કે લાહોર જતાં સૂરિજી જ્યારે મેડતા પધાર્યા, ત્યારે મંત્રીપુત્રોએ એમનો પ્રવેશોત્સવ ખૂબ ઠાઠથી કર્યો હતો. આ વાતનો ઉલ્લેખ આ ગ્રંથના છઠ્ઠા પ્રકરણના અંતિમ ભાગમાં અમો કરી ચૂક્યા છીએ.

બોલીનેજ બેસી ન રહ્યા, પણ તે સમયેજ એમણે મંત્રીશ્વરને પોતાની પરિષદના સામાજિક લોકોના અધ્યક્ષ બનાવ્યા, અને ખુદ પોતાનો હાથી અને સોનાનાં આભૂષણોથી સુસજ્જિત શિકારી ઘોડો અર્પણ કર્યો, એટલુંજ નહીં, પરંતુ થોડાજ દિવસોમાં તેઓ સમ્રાટના એટલા બધા વિશ્વાસપાત્ર બની ગયા કે સમ્રાટે મંત્રીશ્વરને પોતાના ખજાનાના અધિકારી ( ખજાનચી ) અને તોસામપુર નગરના રાજ્યપાલ નીમ્યા.

એ પછી મંત્રીશ્વરનું સમ્રાટપુત્ર સલીમના મૂળ નક્ષત્રમાં ઉત્પન્ન પુત્રીના જન્મદોષની શાંતિ નિમિત્તે અષ્ટોત્તરી સ્નાત્ર કરાવવું, વા. મહિમરાજજી અને પછી સૂરિજીને સમ્રાટના વિનીત આમંત્રણથી લાહોર બોલાવવું, કાશ્મીર યાત્રામાં સમ્રાટની સાથે મહિમરાજજીનું જવું, જિનસિંહ સૂરિજીની પદ સ્થાપના સમયે સવા કરોડનું દાન દેવું આદિ અનેક કાર્યોમાં વિપુ ન ખર્ચ કરી શાસન શોભામાં અભિવૃદ્ધિ કર્યાનું વિસ્તૃત વર્ણન આ પુસ્તકના ૬–૭ અને ૮ મા પ્રકરણમાં અમો લખી ચૂકયા છીએ, એટલે અહીં એની પુનરૂક્તિ કરવી આવશ્યક નથી. 'અકબર પ્રતિબોધ રાસ' થી જાણવા મળે છે કે એમનો પ્રભાવ સર્વવ્યાપી હતો. તમામ દેશના રાજાઓ, અમીર ઉમરાવ, મીર, મલ્લિક, ખોજા અને ખાન બધાયે એમનું બહુમાન કરતા. અને સમ્રાટ અકબર સાથે તો એમની ગાઢ પ્રીતિ બંધાઈ ગઈ હતી. આ બાબતમાં ઐ. જૈ. કા. સં પૃ. ૯૧ જુઓ.

મંત્રીશ્વર ખરતરગચ્છના અનન્ય ભક્ત હતા. તપાગચ્છીય સુપ્રસિદ્ધ વિદ્વાન સિદ્ધિચન્દ્રજીએ "ભાનુચન્દ્ર ચરિત્ર" માં મંત્રીશ્વરને "ખરતરગચ્છ શ્રાદ્ધમુખ્ય" અને "ભૂભુજમાન્ય"

લખ્યા છે. એમણે ફલોધિ તોસામપુર × લાહોર સાંગાનેર આદિ અનેક સ્થાનોમાં શ્રીજિનકુશલ સૂરિજીના સ્તૂપ બનાવી એમની ચરણપાદુકાઓની પ્રતિષ્ઠા કરાવી હતી. જુઓ, ઉપાધ્યાય વિનયસાગર સંપાદિત 'પ્રતિષ્ઠા લેખ સંગ્રહ' લેખાંક ૧૦૭૦।

વાચક ગુણવિનયજીએ "કર્મચન્દ્રવંશ પ્રબંધ" ની વૃત્તિ એમના આગ્રહથીજ રચી હતી. +

શ્રીજિનકૃપાચન્દ્ર સૂરિ જ્ઞાનભંડારસ્થ પટ્ટાવલીમાં સં. ૧૬૫૩ના દુષ્કાળમાં મંત્રીશ્વરે દાનશાળા ખોલી અનાથોની રક્ષા કર્યાનો ઉલ્લેખ આ પ્રમાણે છેઃ—

मंत्री करमचन्दई पईंत्रीसईं नईं * त्रिपन्नइं गामि गामि सत्रकार (दानशाळा) मंडावी पृथ्वी डुलती राखी, पतिसाह

× "श्रीतोसामपुरे, वरवाँछितदानप्रधानसुरवृक्षे ।
श्रीमंत्रिराजकारित–जिनकुशलस्तूपकृतरक्षे ॥ ६ ॥"
(કર્મચન્દ્ર વંશ પ્રબંધ)

+ "श्रीकर्मचन्द्रराजा–ग्रहेण सदनुग्रहेण कुशलगुरोः ।"
(કર્મચન્દ્ર મં० વં० પ્રબંધ વૃત્તિ)

* કવિવર સમયસુંદરજી સ્વકૃત કલ્પલતા વૃત્તિની અંતિમ પ્રશસ્તિમાં લખે છે કે—

"यद्वारे किल कर्मचन्द्रसचिवः, श्राद्धोऽभवद्दीप्तिमान् ।
येन श्रीगुरुराजनन्दिमहसि, द्रव्यव्ययो निर्ममे ॥
कोटेः पादयुजः शराग्नि(३५)समये, दुर्भिक्षवेलाकुले ।
सत्राकारविधानतो बहुजनाः संजीविता येन च ॥ ९० ॥

અને અકબર પ્રતિબોધ રાસ, જિનરાજસૂરિ રાસ, જિનસાગરસૂરિ રાસ તેમજ ઘણી ગહુંલિયોમાં મંત્રીશ્વરના સુકૃત્યોનું વર્ણન છે. "ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ" માં આ રાસાઓ છે

બેલીનેજ બેસી ન રહ્યા, પણ તે સમયેજ એમણે મંત્રીશ્વરને પોતાની પરિષદના સામાજિક લોકોના અધ્યક્ષ બનાવ્યા, અને ખુદ પોતાનો હાથી અને સોનાનાં આભૂષણોથી સુસજ્જિત શિકારી ઘોડો અર્પણ કર્યો, એટલુંજ નહીં, પરંતુ થોડાજ દિવસોમાં તેઓ સમ્રાટના એટલા બધા વિશ્વાસપાત્ર બની ગયા કે સમ્રાટે મંત્રીશ્વરને પોતાના ખજાનાના અધિકારી ( ખજાનચી ) અને તોસામપુર નગરના રાજ્યપાલ નીમ્યા.

એ પછી મંત્રીશ્વરનું સમ્રાટપુત્ર સલીમના મૂળ નક્ષત્રમાં ઉત્પન્ન પુત્રીના જન્મદોષની શાંતિ નિમિત્તે અષ્ટોત્તરી સ્નાત્ર કરાવવું, વા. મહિમરાજજી અને પછી સૂરિજીને સમ્રાટના વિનીત આમંત્રણથી લાહોર બોલાવવું, કાશ્મીર યાત્રામાં સમ્રાટની સાથે મહિમરાજજીનું જવું, જિનસિંહ સૂરિજીની પદ સ્થાપના સમયે સવા કરોડનું દાન દેવું આદિ અનેક કાર્યોમાં વિપુ ન ખર્ચ કરી શાસન શોભામાં અભિવૃદ્ધિ કર્યાનું વિસ્તૃત વર્ણન આ પુસ્તકના ૬–૭ અને ૮ મા પ્રકરણમાં અમો લખી ચૂકયા છીએ, એટલે અહીં એની પુનરૂક્તિ કરવી આવશ્યક નથી. 'અકબર પ્રતિબોધ રાસ' થી જાણવા મળે છે કે એમનો પ્રભાવ સર્વવ્યાપી હતો. તમામ દેશના રાજાઓ, અમીર ઉમરાવ, મીર, મલ્લિક, ખોજા અને ખાન બધાયે એમનું બહુમાન કરતા. અને સમ્રાટ અકબર સાથે તો એમની ગાઢ પ્રીતિ બંધાઈ ગઈ હતી. આ બાબતમાં ઐ. જૈ. કા. સં પૃ. ૯૧ જુઓ.

મંત્રીશ્વર ખરતરગચ્છના અનન્ય ભક્ત હતા. તપાગચ્છીય સુપ્રસિદ્ધ વિદ્વાન સિદ્ધિચન્દ્રજીએ " ભાનુચન્દ્ર ચરિત્ર " માં મંત્રીશ્વરને " ખરતરગચ્છ શ્રાદ્ધમુખ્ય " અને "ભૂભુજમાન્ય"

લખ્યા છે. એમણે ફલોધિ તોસામપુર × લાહોર સાંગાનેર આદિ અનેક સ્થાનોમાં શ્રીજિનકુશલ સૂરિજીના સ્તૂપ બનાવી એમની ચરણપાદુકાઓની પ્રતિષ્ઠા કરાવી હતી. જુઓ, ઉપાધ્યાય વિનયસાગર સંપાદિત 'પ્રતિષ્ઠા લેખ સંગ્રહ' લેખાંક ૧૦૭૦।

વાચક ગુણવિનયજીએ "કર્મચન્દ્રવંશ પ્રબંધ" ની વૃત્તિ એમના આગ્રહથીજ રચી હતી. +

શ્રીજિનકૃપાચન્દ્ર સૂરિ જ્ઞાનભંડારસ્થ પટ્ટાવલીમાં સં. ૧૬૫૩ના દુષ્કાળમાં મંત્રીશ્વરે દાનશાળા ખોલી અનાથોની રક્ષા કર્યાનો ઉલ્લેખ આ પ્રમાણે છેઃ—

मंत्री करमचन्दई पईंत्रीसई नई * त्रिपनई गामि गामि सत्रकार (दानशाळा) मंडावी पृथ्वी डुलती राखी, पतिसाह

× "श्रीतोसामपुरे, वरवांछितदानप्रधानसुरवृक्षे ।
श्रीमंत्रिराजकारित–जिनकुशलस्तूपकृतरक्षे ॥ ६ ॥"
(કર્મચન્દ્ર વંશ પ્રબંધ)

+ "श्रीकर्मचन्द्रराजा–ग्रहेण सदनुग्रहेण कुशलगुरोः ।"
(કર્મચન્દ્ર મં૦ વં૦ પ્રબંધ વૃત્તિ)

* કવિવર સમયસુંદરજી સ્વકૃત કલ્પલતા વૃત્તિની અંતિમ પ્રશસ્તિમાં લખે છે કે—

"यद्वारे किल कर्मचन्द्रसचिवः, श्राद्धोऽभवद्दीप्तिमान् ।
येन श्रीगुरुराजनन्दिमहसि, द्रव्यव्ययो निर्ममे ॥
कोटेः पादयुजः शराग्नि(३५)समये, दुर्भिक्षवेलाकुले ।
सत्राकारविधानतो बहुजनाः संजीविता येन च ॥ १० ॥

અને અકબર પ્રતિબોધ રાસ, જિનરાજસૂરિ રાસ, જિનસાગરસૂરિ રાસ તેમજ ઘણી ગહુંલિયોમાં મંત્રીશ્વરના સુકૃત્યોનું વર્ણન છે. "એૈતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ" માં આ રાસાઓ છે.

